मुहूर्तविचारादि-

# कालबोधज्योतिषसारसंग्रहः

## गुर्जरटीकासहितः

प्रयोजकः

शुक्ल उमाशङ्कर नर्मदाशङ्कर सिद्धपुरकर

संशोधकः

शास्त्री तुलजाशङ्कर धीरजराम पंड्या

प्रकाशकः

राजगुरु पण्डित रविशङ्कर ज्येष्ठाराम

प्रचारकः

पण्डित नारायण मूलजी संस्कृतपुस्तकालयाध्यक्ष

२२९, कालिकादेवी रोड, नरनारायणमन्दिरसमीप

मुम्बई नं. २.

संवत् १९९४] द्वितीयावृत्तिः [शके १८५

ऽस्थान धरमपुरना सूर्यवंशावतंस विद्याविलासी
नेकनामदार महाराणाश्रीना राजगुरु

## ॥ प्रस्तावनिका ॥

अप्रत्यक्षाणि शास्त्राणि विवादस्तेपु केवलम् ।
प्रत्यक्षं ज्योतिपं शास्त्रं चन्द्रार्कौ यत्र साक्षिणौ ॥

જ્યોતિષ વિનાનાં શાસ્ત્રો અપ્રત્યક્ષ છે, કારણુ કે તેઓમાં માત્ર વિવાદ ભરેલો છે, પરંતુ જ્યોતિષ એ તો પ્રત્યક્ષ શાસ્ત્ર છે, કે જેની પ્રત્યક્ષતા માટે ચંદ્ર અને સૂર્યનારાયણુ એ બે સાક્ષીઓ છે, એટલે આ શ્લોકના પ્રમાણુથી જ્યોતિષ શાસ્ત્રને પ્રત્યક્ષ, અને સર્વ શાસ્ત્રોથી અધિકતાની પંક્તિરૂપમાં મુકેલ છે.

આ પવિત્ર પુણ્યમય ભારતભૂમી પર અસંખ્ય શાસ્ત્રોની રચના થઈ છે કે જે શાસ્ત્રોની રચના કરનાર પ્રાચીન ઋષિ મુનિઓ હતા. તેમાં પ્રથમ સ્વયંપ્રકાશ વેદ અને તે પછી બીજાં શાસ્ત્રો વેદોના આધારથી લખાયાં તે વિવાદરહિત વાત છે. જ્યોતિષ શાસ્ત્ર વેદનું અંગ છે અને એ બધાં શાસ્ત્રો કરતાં બહુ વિસ્તારવાળુ છે, તેનું પ્રમાણ શાસ્ત્રોમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે કે;

लक्षं तु वेदाश्चत्वारो लक्षं भारतमेवच ॥
लक्षं व्याकरणं प्रोक्तं चतुर्लक्षं तु ज्योतिपम् ॥

ચાર વેદના મંત્રો એક લાખ છે. મહાભારત એ ઐતિહાસિક ગ્રંથના લોકોની સંખ્યા એક લાખની છે. વ્યાકરણુ શાસ્ત્રનાં સૂત્રોની સંખ્યા પણુ એક લાખની છે અને તે બધાંએ કરતાં જ્યોતિષ શાસ્ત્રની શ્લોકસંખ્યા ચાર લાખની છે. એટલે બીજાં શાસ્ત્રો કરતાં જ્યોતિષ શાસ્ત્રનો વિસ્તાર બહુ મોટો છે. એટલે એ શાસ્ત્રની વિદ્યાનો પાર નથી. તેમજ વેદના અંગભૂતમાં જ્યોતિષશાસ્ત્રને ચક્ષુરૂપ ગણેલુ છે. તેનું પ્રમાણુ ज्योतिपा नयनं चक्षुः । એટલે જ્યોતિષ શાસ્ત્રને વેદની અમૃતરૂપવાણીના ચક્ષુરૂપ માનવામાં આવ્યું છે. માટે જ્યોતિષશાસ્ત્રનું પ્રાધાન્ય આ ભારતભૂમીમાં મોટું ગણેલુ છે. તેનું

બીજુ પ્રમાણ–प्रत्यक्षं ज्योतिषं शास्त्रं આ વાક્ય પ્રાચીન મહર્ષિઓએ પોતાના મુખથી ઉચ્ચારેલું છે. ज्योति એટલે પ્રકાશ, જેમ સૂર્યનારાયણ અંધકારનો નાશ કરી જગતને વિષે પ્રકાશ આપે છે તેમ બધાં શાસ્ત્રોમાં જ્યોતિષ શાસ્ત્ર પ્રકાશરૂપ છે.

શ્રૌતસ્માર્ત કર્મોમાં અને નૈમિત્તિક વ્યાવહારિક કાર્યોમાં જ્યોતિષ શાસ્ત્રની જરૂર પડે છે. વેદો, શાસ્ત્રો, પુરાણો પર શ્રદ્ધા રાખનાર સનાતન ધાર્મિક સજ્જનોને આ શાસ્ત્ર વગર એક દિવસ પણ ચાલી શકે તેમ નથી. ધાર્મિક જનતા જ્યોતિષ શાસ્ત્રના આદેશાનુસાર તિથિ, વાર, નક્ષત્ર. યોગ. કરણ, લગ્નશુદ્ધિ અને અનેક યોગોના સંબંધથી મુહૂર્તનો નિર્ણય કરી શકે છે. દર્શપૌર્ણમાસ, ઇષ્ટિ ઇત્યાદિ વૈદિક કર્મો, એકાદશી, પ્રદોષ, શિવરાત્રી, રામનવમી, જન્માષ્ટમી ઈત્યાદિ સ્માર્ત પૌરાણિક વ્રતો, ગર્ભાધાનાદિ વિવાહાન્ત સંસ્કારો; યાત્રા, તથા ગૃહારંભથી ગૃહપ્રવેશ સુધીનાં મુહૂર્તો. વસ્ત્રાભૂષણધારણ, કૃષિકર્મ, જલાશયનિર્માણ, જલાશયાદિનો ઉત્સર્ગ, યજ્ઞયાગનાં મુહૂર્ત, જાતક, તાજક, ગોચર ગ્રહોનાં ફળ અને આવશ્યક અનેક મુહૂર્તના વિષયો જોવા માટે અને તેના ઉપરથી કાર્યોનાં મુહૂર્તો જાણવા માટે જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોની અવશ્ય જરૂર પડે છે. પરંતુ આજ દિન સુધીમાં કોઇએ એવું ઉપયોગી પુસ્તક તૈયાર કર્યું નથી, કે જે એકજ પુસ્તકના આધારથી સાધારણ સમસ્ત વ્યાવહારિક વિષયોનો પરિચય મળવા માટે તે ઉપયોગી થાય.

જ્યોતિષ શાસ્ત્રના ગ્રંથો ઘણા છે. એવા ગ્રંથોનો એક મોટો સમૂહ મળવો મુશ્કેલ છે, જેમાં કેટલાક ગ્રંથો જોવામાં આવ્યા છે તે ઉપરથી આ નવા ગ્રંથમાં ઉપયોગી વિષયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અગાઉ દરેક શાસ્ત્રો હસ્તલિખિત હતાં તે હવે છાપખાનાં થવાથી કેટલાક ઘણા જ્યોતિષ શાસ્ત્રના ગ્રંથો છપાયેલા જોવામાં આવે છે, પરંતુ તેવા ગ્રંથોમાં એકજ ગ્રંથની અંદર સારરૂપનો લાભ જનતા લે તેવા હેતુથી કેટલાક

હસ્તલિખિત ગ્રંથોના આધારથી તથા છપાયેલાં પુસ્તકો પરથી ઉપયોગી વિષયોનો સંગ્રહ કરી દરેક ધાર્મિક સજ્જનોના હિતાર્થે સુંદર એક જ્યોતિષ શાસ્ત્રનો ગ્રંથ છપાવી બહાર પાડવાનો વિચાર મને થયો, કારણ જ્યોતિષ-શાસ્ત્રનો મુખ્ય ગ્રંથ बाळबोध છે. તે ઉપરથી વિદ્યાભ્યાસ કરનાર નાની વયના બાળકોને જલદી બોધ થાય એવા હેતુથી હમો તરફથી बाळबोध નામનું જ્યોતિષ શાસ્ત્રનું એક પુસ્તક સંવત્ ૧૯૮૦ ની સાલમાં પ્રથમાવૃત્તિમાં છપાવવામાં આવ્યું હતું. તેનો ધાર્મિક વિદ્યાભિલાષી જનતાએ સારો લાભ ઉઠાવ્યો હતો. થોડી મુદતમાં પ્રથમાવૃત્તિનાં પુસ્તકો ખપી જવાથી તેની એક પણ નકલ હમારી પાસે ન હોવાથી અને વારંવાર ગ્રાહકોની માગણીયો થવાથી આજે તેની દ્વિતીયાવૃત્તિ ઘણાજ સુધારા વધારા સાથે અને અનેક વિષયોના નવિન સંગ્રહ સાથે છપાવી બહાર પાડવામાં આવી છે.

આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિમાં ઘણોજ ફેરફાર કરવામાં આવ્યો છે. જુના બાળબોધમાં ચારસો શ્લોકો હોવાથી ઘણા થોડા વિષયોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો જ્યારે આ બીજી આવૃત્તિ જ્યોતિષ સંબંધના બધા વિષયોના સમાવેશ સાથેના પુસ્તકરૂપે તૈયાર કરવામાં આવી છે. એટલે જ્યોતિષશાસ્ત્રનો બીજો ગ્રંથ જોવા જરૂર રહેતી નથી. પ્રાથમિક જ્યોતિષ વિદ્યા શિખવા માટે આ ગ્રંથ વિદ્યાભિલાષી બાળકોને અમૃતમય છે અને તેથી રહસ્ય જાણવા માટે ઝીણી ઝીણી બાબતોનો પણ આમાં સમાવેશ હોવાથી આ ગ્રંથ સુગમ અને સરલતાથી અભ્યાસ કરી કરાવી શકાય છે. તે શિવાય જ્યોતિર્વિદો તથા શાસ્ત્રીયો પંડિતોને માટે પણ આ ગ્રંથ પરમ ઉપયોગી છે.

પહેલાં છપાયેલા બાળબોધ કરતાં આ નવો ગ્રંથમાં બમણો વધારો કરી એનું સરળ શુદ્ધ ગુજરાતી ભાષાન્તર તૈયાર કરાવી એને "मुहूर्तविचारादि बाळबोधज्योतिषसारसंग्रहः" એ નામથી લોકોપકારાર્થે બહાર પાડવામાં આવ્યો છે. તે સાથે આ નવિન આવૃત્તિમાં (૧૧) અગીયાર प्रकरण રાખવામાં આવ્યાં છે. દરેક પ્રકરણમાં જુદા જુદા વિષયોનો સંગ્રહ કરી લખવામાં

બીજુ પ્રમાણ–प्रत्यक्षं ज्योतिषं शास्त्रं આ વાક્ય પ્રાચીન મહર્ષિઓએ પોતાના મુખથી ઉચ્ચારેલું છે. ज्योति એટલે પ્રકાશ, જેમ સૂર્યનારાયણ અંધકારનો નાશ કરી જગત્‌ને વિષે પ્રકાશ આપે છે તેમ બધાં શાસ્ત્રોમાં જ્યોતિષ શાસ્ત્ર પ્રકાશરૂપ છે.

શ્રૌતસ્માર્ત કર્મોમાં અને નૈમિત્તિક વ્યાવહારિક કાર્યોમાં જ્યોતિષ શાસ્ત્રની જરૂર પડે છે. વેદો, શાસ્ત્રો, પુરાણો પર શ્રદ્ધા રાખનાર સનાતન ધાર્મિક સજ્જનોને આ શાસ્ત્ર વગર એક દિવસ પણ ચાલી શકે તેમ નથી. ધાર્મિક જનતા જ્યોતિષ શાસ્ત્રના આદેશાનુસાર તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ, લગ્નશુદ્ધિ અને અનેક યોગોના સંબંધથી મુહૂર્તનો નિર્ણય કરી શકે છે. દર્શપોર્ણ માસ, ઇષ્ટિ ઇત્યાદિ વૈદિક કર્મો, એકાદશી, પ્રદોષ, શિવરાત્રી, રામનવમી, જન્માષ્ટમી ઈત્યાદિ સ્માર્ત પૌરાણિક વ્રતો, ગર્ભાધાનાદિ વિવાહાન્ત સંસ્કારો; યાત્રા, તથા ગૃહારંભથી ગૃહપ્રવેશ સુધીનાં મુહૂર્તો, વસ્ત્રાભૂષણધારણ, કૃષિકર્મ, જલાશયનિર્માણ, જલાશયાદિનો ઉત્સર્ગ, યજ્ઞયાગનાં મુહૂર્ત, જાતક, તાજક, ગોચર ગ્રહોનાં ફળ અને આવશ્યક અનેક મુહૂર્તના વિષયો જોવા માટે અને તેના ઉપરથી કાર્યોનાં મુહૂર્તો જાણવા માટે જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોની અવશ્ય જરૂર પડે છે. પરંતુ આજ દિન સુધીમાં કોઇએ એવું ઉપયોગી પુસ્તક તૈયાર કર્યું નથી, કે જે એકજ પુસ્તકના આધારથી સાધારણ સમસ્ત વ્યાવહારિક વિષયોનો પરિચય જાણવા માટે તે ઉપયોગી થાય.

જ્યોતિષ શાસ્ત્રના ગ્રંથો ઘણા છે. એવા ગ્રંથોનો એક સાથેનો સમૂહ મળવો મુશ્કેલ છે, છતાં કેટલાક ગ્રંથો જોવામાં આવ્યા છે તે ઉપરથી આ નવા ગ્રંથમાં ઉપયોગી વિષયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અગાઉ દરેક શાસ્ત્રો હસ્તલિખિત હતાં તે હવે છાપખાનાં થવાથી થોડા ઘણા જ્યોતિષ શાસ્ત્રના ગ્રંથો છપાયેલા જોવામાં આવે છે, પરંતુ તેનો બધાનો એકજ ગ્રંથની અંદર સારરૂપનો લાભ જનતા લે તેવા હેતુથી કેટલાક

હસ્તલિખિત ગ્રંથોના આધારથી તથા છપાયેલાં પુસ્તકો પરથી ઉપયોગી વિષયોનો સંગ્રહ કરી દરેક ધાર્મિક સજ્જનોના હિતાર્થે સુંદર એક જ્યોતિષ શાસ્ત્રનો ગ્રંથ છપાવી બહાર પાડવાનો વિચાર મને થયો, કારણ જ્યોતિષ-શાસ્ત્રનો મુખ્ય ગ્રંથ बाळबोध છે. તે ઉપરથી વિદ્યાભ્યાસ કરનાર નાની વયના બાળકોને જલદી બોધ થાય એવા હેતુથી હમો તરફથી बाळबोध નામનું જ્યોતિષ શાસ્ત્રનું એક પુસ્તક સંવત્ ૧૯૮૦ ની સાલમાં પ્રથમાવૃત્તિમાં છપાવવામાં આવ્યું હતું. તેનો ધાર્મિક વિદ્યાભિલાષી જનતાએ સારો લાભ ઉઠાવ્યો હતો. થોડી મુદતમાં પ્રથમાવૃત્તિનાં પુસ્તકો ખપી જવાથી તેની એક પણ નકલ હમારી પાસે ન હોવાથી અને વારંવાર ગ્રાહકોની માગણીયો થવાથી આજે તેની દ્વિતીયાવૃત્તિ ઘણાજ સુધારા વધારા સાથે અને અનેક વિષયોના નવિન સંગ્રહ સાથે છપાવી બહાર પાડવામાં આવી છે.

આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિમાં ઘણોજ ફેરફાર કરવામાં આવ્યો છે. જુના બાળબોધમાં ચારસો શ્લોકો હોવાથી ઘણા થોડા વિષયોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો જ્યારે આ બીજી આવૃત્તિ જ્યોતિષ સંબંધના બધા વિષયોના સમાવેશ સાથેના પુસ્તકરૂપે તૈયાર કરવામાં આવી છે. એટલે જ્યોતિષશાસ્ત્રનો બીજો ગ્રંથ જોવા જરૂર રહેતી નથી. પ્રાથમિક જ્યોતિષ વિદ્યા શિખવા માટે આ ગ્રંથ વિદ્યાભિલાષી બાળકોને અમૃતમય છે અને તેથી રહસ્ય જાણવા માટે ઝીણી ઝીણી બાબતોનો પણ આમાં સમાવેશ હોવાથી આ ગ્રંથ સુગમ અને સરલતાથી અભ્યાસ કરી કરાવી શકાય છે. તે શિવાય જ્યોતિર્વિંદો તથા શાસ્ત્રીયો પંડિતોને માટે પણ આ ગ્રંથ પરમ ઉપયોગી છે.

પહેલાં છપાયેલા બાળબોધ કરતાં આ નવો ગ્રંથમાં બમણો વધારો કરી એનું સરળ શુદ્ધ ગુજરાતી ભાષાન્તર તૈયાર કરાવી એને "मुहूर्तविचारादि बाळबोधज्योतिषसारसंग्रह:" એ નામથી લોકોપકારાર્થે બહાર પાડવામાં આવ્યો છે. તે સાથે આ નવિન આવૃત્તિમાં (૧૧) અગીયાર प्रकरण રાખવામાં આવ્યાં છે. દરેક પ્રકરણમાં જુદા જુદા વિષયોનો સંગ્રહ કરી લખવામાં

આવ્યો છે, તે દરેક પ્રકરણના જુદા જુદા વિષયોનું સ્પષ્ટ રીતે અત્રે સ્પષ્ટીકરણ લખવામાં આવે તો પ્રસ્તાવનિકા બહુ મોટી અને વિસ્તારવાળી થાય; તે હેતુથી દરેક પ્રકરણના ટુંકમાં સારરૂપ વિષયોનો હેતુ સમજવા માટે અને પુસ્તકનો પરિચય થવા સારૂ તેમજ વિષયોની સમજણ માટે આ પુસ્તકની અંદર જુદો વિષયાનુક્રમ લખવામાં આવ્યો છે એ ઉપરથી સમજી શકાશે કે પુસ્તકમાં આટલા વિષયો છે, છતાં હમોએ આ દ્વિતીયાવૃત્તિમાં કેટલો ફેરફાર કર્યો છે તેના સારરૂપ અગીયાર પ્રકરણના વિષયોનું સ્પષ્ટીકરણ કરીએ છીએ.

(૧) પ્રથમ પ્રકરણમાં–શક સંવત્સરાદિ વિચાર સાથે પંચાંગમાં જોવામાં આવતાં માસ, તિથિ, વાર. નક્ષત્ર, યોગ, કરણ, વિષ્ટિ, સન્મુખ ચંદ્ર જોવા બાબત, ક્ષય માસ, અધિકમાસ, માસભેદ, ઋતુ, અયન, ગોલવિચાર નંદાદિસંજ્ઞા, મેષાદિરાશિજ્ઞાન, ઉર્ધ્વમુખ અધોમુખ નક્ષત્ર, ધ્રુવ, સ્થિર નક્ષત્રસંજ્ઞા, પંચક વિગેરે તમામ વિષયોનો ઉપયોગી શ્લોકો સાથે સંગ્રહ કરવામાં આવ્યો છે.

(૨) બીજા પ્રકરણમાં–તિથિ, વાર, નક્ષત્રોના સંબંધથી થતા કુયોગો, ઉત્પાદાદિ યોગો, મુહૂર્ત, સુમુહૂર્ત, જ્ઞાનચક્ર વિગેરે અને કુયોગમાં શું કાર્યો થઈ શકતાં નથી તેના સ્પષ્ટ વિચારો લખવામાં આવ્યા છે.

(૩) ત્રીજા પ્રકરણમાં–યાત્રા મુહૂર્તની બાબત સ્પષ્ટ લખવામાં આવી છે કે, માસ, તારાવિચાર, નક્ષત્રવિચાર, તિથિ, વાર, ઘાત ચંદ્ર, કાળચંદ્ર, શુક્રવિચાર, દિક્‌શૂળ, કાળવાસ, રાહુવિચાર, યોગિની, શુભાશુભ શુકન, પ્રયાણે વર્જ્ય વિગેરેના વિચારો વિવિધ પ્રકારના શ્લોકોથી સંપૂર્ણ રીતે લખ્યા છે.

(૪) ચોથા પ્રકરણમાં ઘરના આરંભથી તે વાસ્તુપૂજન તથા પ્રવેશ સુધીની જોવાની બાબતો સ્પષ્ટ લખવામાં આવી છે.

(૫) પાંચમા પ્રકરણમાં–જ્યારે શુભ પ્રસંગોને વિષે થતી શંકાઓને સમાધાન કરવા માટે શાસ્ત્રાર્થનો વિષય લખવામાં આવ્યો છે. પોતાના મનનું સમાધાન થાય તેવા હેતુથી આ વિભાગ રાખવામાં આવ્યો છે.

(૬) છઠ્ઠા પ્રકરણમાં—ગર્ભાધાનથી ષોડશ સંસ્કારોનાં મુહૂર્તો અને તે સાથે વિવાહના કાર્યમાં વરકન્યાનો વિવાહકાળ, તેનાં લક્ષણ, રાશિમેલાપક, ગ્રહમેલાપક, ચંદ્રગુરૂસૂર્યશુદ્ધિવિચાર, દશમહાદોષવિચાર, વધૂપ્રવેશ, દ્વિરાગમન, વિગેરેનો શાસ્ત્રાનુસાર નિર્ણય કરી, શ્લોકોના પ્રમાણ સાથે સંગ્રહ કરવામાં આવ્યો છે.

(૭) સાતમા પ્રકરણમાં—નાના પ્રકારનાં મુહૂર્તો જેવાં કે રુદ્રયાગ, વિષ્ણુયાગ, દેવીયાગ, વેદપુરાણાદિપારાયણ, નીલોત્સર્ગ, વાવ, કુવો, દેવાલયપ્રતિષ્ઠાદિવિચાર, કૃષિકર્મ, દુકાન, નોકરી, શિલ્પવિદ્યા, ક્રયવિક્રય, નૂતનવસ્ત્રધારણ વિગેરે અનેક જુદા જુદા વિષયો અગ્નિચક્રના પ્રકાર સાથે લખવામાં આવ્યા છે.

(૮) આઠમા પ્રકરણમાં—પ્રશ્નાદિ વિવિધ વિચાર દરેક પ્રશ્નો શ્લોકના પ્રમાણ સાથે, તેમ વિચાર કરવા લાયક મેઘ (વરસાદ) માળા જોવાનો પ્રકાર પણ બહુ વિસ્તાર સાથે લખવામાં આવ્યો છે.

(૯) નવમા પ્રકરણમાં—બાળકનો જન્મ થયા પછી ઇષ્ટ ઘટી કાઢતાં શીખવવા માટે સ્પષ્ટ રીત લખવામાં આવી છે. તેમજ ઇષ્ટ ઘટી ઉપરથી જન્મકુંડળી તથા તેના ફળાદેશના બાર ભાવના શ્લોકો સાથે જલદી સમજણ પડે તેવા પ્રકારની રચના તેમ સરળતાથી અષ્ટોત્તરી મહાદશા વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે સાથે સ્ત્રી તથા પુરુષોની જન્મકુંડલીનો ફળાદેશ લખવામાં આવ્યો છે. અને વર્ષકુંડલી બનાવતાં શીખવા માટે તેનો પ્રકાર પણ બતાવવામાં આવ્યો છે.

(૧૦) દશમા પ્રકરણમાં—ગોચરગ્રહ એટલે સૂર્યાદિ નવગ્રહોનું ફળ તથા નાની મોટી શનિની પનોતીના પાયા વિગેરે જાણવા માટે સુંદર યોજના સાથ લખવામાં આવ્યું છે. તેમ ભડલીવાક્ય અને તેજીમંદી જોવાનો પ્રકાર પણ બતાવવામાં આવ્યો છે.

(૧૧) અગીયારમા પ્રકરણમાં—ઘણાજ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે જે જોવાથી અને વાંચવાથી જરૂર ખાત્રી થશે. જ્યોતિષને માટે આ ઉત્તમ

ગ્રંથ છે. એમ માનીને આ પુસ્તકનો સંગ્રહ કરવા ચુકશો નહી. જ્યોતિષના ઘણા ગ્રંથો પરથી સારરૂપ મુહૂર્તનો છેવટનો વિભાગ લખવામાં આવ્યો છે અને તેમાં ગુરૂ શુક્રાસ્ત, ધનાર્ક મીનાર્ક, મકરનો ગુરૂ હોય ત્યાં શુભ કર્મના કર્તવ્યાકર્તવ્યનો સ્પષ્ટ નિર્ણય કરેલ છે તેમજ દેવીયાગ, રુદ્રયાગ, વિગેરે કાર્ય થાય કે ન થાય તેનો શાસ્ત્રાર્થ લખવામાં આવ્યો છે.

ઉપર બતાવ્યા પ્રમાણે આ ગ્રંથમાં અગીયાર પ્રકરણો લખવામાં આવ્યાં છે. એટલે આ એકજ ગ્રંથની મદદથી જ્યોતિષશાસ્ત્ર શીખવું હોય અથવા મુહૂર્ત વિગેરેની બાબતો જાણવી હોય તો જાણી શકાય છે. એટલે આ ગ્રંથ સર્વોત્તમ, પરમોપયોગી અને અતિ સુંદર છે, એમ કહો કે આવો ગ્રંથ એકજ છે તો તેમાં અતિશયોક્તિ બીલકુલ નથી. આ ગ્રંથમાં સવિસ્તર વિષયો સાથે પુસ્તકના કદમાં બેવડો વધારો થયો છે, છતાં લોકો આનો વધારે લાભ લે એ હેતુથી કીંમત માત્ર સ્વલ્પ રાખવામાં આવી છે. સુંદર ગ્લેજ કાગળ શુદ્ધ ટાઈપમાં છપાવી અને પાકી બાઈન્ડીંગ હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧–૪–૦ રાખવામાં આવી છે, તો દરેક સજ્જનો આ ગ્રંથનો લાભ લઈ હમોએ લીધેલા પરિશ્રમની કદર કરશે તો હમારા શ્રમની સાર્થકતા માનીશું.

સર્વ સામાન્ય જનતા આ જ્યોતિષશાસ્ત્રના વિષયોની મહત્તા અને આશય શમજી શકે એવા હેતુથી પ્રસ્તાવના ખાસ ગુજરાતી ભાષામાં લખવામાં આવી છે, અને તે પ્રસ્તાવના લખનાર તેમજ આ "बालबोधज्योतिषसारसंग्रह" નામનું પુસ્તક અતિ સુંદર યોજનાથી ભાષાન્તર સાથે સંગ્રહ કરી આપનાર મુડેટી–ઈડર પિસ્તાલિશ. સત્તાવિશ–જ્ઞાતિજન શુકલ ઉમાશંકર નર્મદાશંકર સિદ્ધપુરકરનો ઉપકાર માનીએ છીએ.

આ ગ્રંથની અંદર કોઈ ઠેકાણે ભૂલ જોવામાં આવે તો વાંચકવર્ગ ક્ષમા કરી અમોને લખી જણાવવા કૃપા કરશે એજ વિજ્ઞપ્તિ.

પ્રકાશક

રાજગુરુ પંડિત રવિશંકર જ્યેષ્ટારામ.

# अथ विषयानुक्रमणिका

## आवश्यकमुहूर्तविचार-प्रकरणम् ॥ ११ ॥

॥ इति विपयानुक्रमणिका समाप्त ॥

# ભારતે ભગવાન્

આ પુસ્તકમાં અસંખ્ય એવા અદ્દ્ભુત અને લોકપ્રચલિત સિદ્ધ પુરૂષોના ચમત્કારોની કથાઓ, ઇન્દ્રભવ, પરલોકવિદ્યા, સામુદ્રિકશાસ્ત્ર, યોગશાસ્ત્ર, શુકનાવલી, રસાયણિક પ્રયોગો, વનસ્પતિજ્ઞાન, અને વશીકરણ, મંત્રતંત્ર વીગેરે ગુજરાતી ભાષામાં ઉત્તમ પુસ્તક કીંમત રૂ. ૫.

## જ્યોતિષશાસ્ત્રનું અદ્ભુત ઉત્તમ પુસ્તક

### શ્રી લોમશસંહિતોક્ત ભાવફલાધ્યાય (ગુજરાતી ટીકા સાથે)

આ લઘુ પુસ્તક લોમશસંહિતાની અન્દરમાં રહેલો ભાવફળાધ્યાય નામનો વિભાગ છે અને તેમાં બાર ભાવની કલ્પનાથી તે પ્રત્યેક ભાવનો અધિપતિ જે જે સ્થાનોમાં રહીને જે જે ફળ આપે છે તે સંબંધીનું કથન કરવામાં આવ્યું છે. ફલાદેશનો વિષય જો કે એવો છે કે માત્ર અમુકજ ગ્રહોના આધારેજ ફળાદેશ કહી શકાય તેમ નથી, તો પણ સામાન્ય રીતે અન્ય વધુ યોગોનો સંબંધ મેળવતાં પણ આ અધિપતિઓ અમુક અમુક સ્થાનમાં રહેવાથી અમુક જાતનું ફળ આપે છે એમ સવિશેષ ફળદ્યોતક થાય છે એમાં સંશય નથી. વિદ્વાન્ જ્યોતિષીઓ જો આ ભાવફળાધ્યાયના યોગોને મેળવી જો યોગાન્તરોનું ફળ કથન કરે તો અવસ્ય રીતે તેઓ ફલવક્તવ્યમાં સફળ થાય તેમાં જરા પણ સંદેહ નથી.

ફળાદેશની ઉત્તમતા જે વ્યક્તિના સંબંધમાં ફળ જોવામાં આવતું હોય તે પણ સારી રીતે સમજી શકે અને તેથી જ્યોતિષવિષયમાં સામયિક બળને અંગે કેટલાક લોકોમાં ઉત્પન્ન થએલી અશ્રદ્ધા ખરેખર સચોટ રીતે પાછી શ્રદ્ધાના રૂપમાં પરિણામ થાયે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. આ લઘુ પુસ્તક લોકોને ફળાદેશની બાબતમાં ઉત્તમ રીતે ઉપયોગી થાય તે હેતુથી બહાર પાડવામાં આવ્યું છે. ઉત્તમ છપાઈ, ઉંચા ચિકણા ગ્લેજ કાગળ, છતાં મૂલ્ય માત્ર ૦–૬–૦.

## ग्रहगोचर "फलादर्श" गुजराती टीकासहित

આ પુસ્તકમાં ગોચરીના ગ્રહોનું ઉત્તમ રીતે વર્ણન કરવામાં આવ્યું છે. તેમ ભડલી વાકય અને તેજી મંદી જાણવાની રીત પણ સાથે આપવામાં આવેલી છે. જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ માટે તેમજ દરેક જ્યોતિષીઓને કુંડલીપરથી ફલાદેશ કહેવાનો ચમત્કારીક ખાસ સંગ્રહ કરવા લાયક ઉત્તમ ગ્રંથ છતાં કીંમત માત્ર ૦–૩–૦.



## अथ मुहूर्तविचारादि

# बालबोधज्योतिषसारसंग्रहः ॥

( गुर्जरभाषानुवादसहितः )

### ॥ मङ्गलाचरणम् ॥

प्रणम्य भक्त्या पितरं गणापं विचिन्त्य शक्त्या समुदीश्वरीं सदा ।
पुराणवाक्यानि विशोध्य सम्यक्कुर्वे मुदाहं लघुबालबोधम् ॥१॥
नत्वा त्रिपुरांगणपं सनाथं श्रीवाणीयुक्तां मम ज्योतिसारम् ।
मुहूर्तवाक्यानि विचार्य युक्त्या विज्ञापयेयं गुरुपादपद्मे ॥२॥
मुहूर्तग्रन्थाननेकांश्च तट्टीकाश्चाप्यनेकशः ।
मुहूर्तसंग्रहं कुर्वे बालानां सुखहेतवे ॥ ३ ॥

अथ संवत्सरादि पञ्चाङ्गविचारप्रकरणम् ॥ १ ॥

## अथ कृतयुगाद्यारंभः कालः

कार्तिके नवमी शुक्ला वैशाखे च तृतीयका ॥
दर्शो माघे त्रयोदश्यां भाद्रे चैत्र युगादयः ॥ १ ॥

સત્ય યુગનો આરંભ કાર્તિક માસની શુકલ પક્ષની નવમીએ, ત્રેતાયુગનો આરંભ વૈશાખ માસની શુકલ પક્ષની તૃતીયાના દિવસે, દ્વાપર યુગનો આરંભ માઘ માસની અમાવાસ્યાએ, કલીયુગનો આરંભ ભાદ્રપદ માસની કૃષ્ણ પક્ષની ત્રયોદશીએ થાય છે. ૧

## कृतयुगादिवर्षमानः ॥

| | |
|---|---|
| सत्ययुगवर्षमानः | १७,२८,००० |
| त्रेतायुगवर्षमानः | १२,९६,००० |
| द्वापरयुगवर्षमानः | ८.६४,००० |
| कलियुगवर्षमानः | ४,३२,००० |

## अथ संवत्सरज्ञानम्

संवत्कालो ग्रहयुतः कृत्वा शून्यरसैर्युतः ॥
शेषाः संवत्सरा ज्ञेयाः प्रभवाद्या बुधैः क्रमात् ॥ २ ॥

વિક્રમનો જે સંવત્સર ચાલતો હોય તેમાં નવ યુક્ત કરી તેને સાઠનો ભાગ આપવાથી જે શેષ અંક રહે તે વિદ્વાન પંડિતોએ પ્રભવાદી સંવત્સરનાં નામ અનુક્રમથી જાણવાં. ૨

## अथ संवत्सरनामानि ॥ नारदः

प्रभवो विभवः शुक्लः प्रमोदोऽथ प्रजापतिः । अङ्गिरा श्रीमुखो भावो युवा धाता तथैव च ॥ ३ ॥ ईश्वरो बहुधान्यश्च प्रमाथी

विक्रमो वृषः ॥ चित्रभानुः सुभानुश्च तारणः पार्थिवो व्ययः ॥४॥ सर्वजित्सर्वधारी च विरोधी विकृतिः खरः ॥ नन्दनो विजयश्चैव जयो मन्मथदुर्मुखौ ॥५॥ हेमलम्बी विलम्बी च विकारी शार्वरी प्लवः ॥ शुभकृच्छोभनः क्रोधी विश्वावसुपराभवौ ॥ ६ ॥ प्लवङ्गः कीलकः सौम्यः साधारणो विरोधकृत् ॥ परिधावी प्रमादी च आनन्दो राक्षसोऽनलः ॥ ७ ॥ पिङ्गलः कालयुक्तश्च सिद्धार्थी रौद्रदुर्मती ॥ दुन्दुभी रुधिरोद्गारी रक्ताक्षी क्रोधनः क्षयः ॥ ८ ॥

स्पष्टार्थः ॥

પ્રભવાદી ૬૦ સંવત્સરોનાં નામ નીચે લખેલા ચક્ર પ્રમાણે શ્લોકાર્થ સમજવો. ૩

## संवत्सरचक्रम् ।

| ब्रह्मविंशतिः | | | | विष्णुविंशतिः | | | | रुद्रविंशतिः | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પ્રભવ | ૧૧ | ઈશ્વર | ૨૧ | સર્વજિત | ૩૧ | હેમલંબી | ૪૧ | પ્લવંગ | ૫૧ | પિંગલ |
| ૨ | વિભવ | ૧૨ | બહુધાન્ય | ૨૨ | સર્વધારી | ૩૨ | વિલંબી | ૪૨ | કીલક | ૫૨ | કાલયુક્ત |
| ૩ | શુક્લ | ૧૩ | પ્રમાથી | ૨૩ | વિરોધી | ૩૩ | વિકારી | ૪૩ | સૌમ્ય | ૫૩ | સિદ્ધાર્થી |
| ૪ | પ્રમોદ | ૧૪ | વિક્રમ | ૨૪ | વિકૃતિ | ૩૪ | શાર્વરી | ૪૪ | સાધારણ | ૫૪ | રૌદ્ર |
| ૫ | પ્રજાપતિ | ૧૫ | વૃષ | ૨૫ | ખર | ૩૫ | પ્લવ | ૪૫ | વિરોધકૃત | ૫૫ | દુર્મતિ |
| ૬ | અંગિરા | ૧૬ | ચિત્રભાનુ | ૨૬ | નન્દન | ૩૬ | શુભકૃત્ | ૪૬ | પરિધાવી | ૫૬ | દુંદુભિ[રી |
| ૭ | શ્રીમુખ. | ૧૭ | સુભાનુ | ૨૭ | વિજય | ૩૭ | શોભન | ૪૭ | પ્રમાદી | ૫૭ | રૂધિરોદ્ગા- |
| ૮ | ભાવ | ૧૮ | તારણ | ૨૮ | જય | ૩૮ | ક્રોધી | ૪૮ | આનંદ | ૫૮ | રક્તાક્ષી |
| ૯ | યુવા | ૧૯ | પાર્થિવ | ૨૯ | મન્મથ | ૩૯ | વિશ્વાવસુ | ૪૯ | રાક્ષસ | ૫૯ | ક્રોધન |
| ૧૦ | ધાતા | ૨૦ | વ્યય | ૩૦ | દુર્મુખ | ૪૦ | પરાભવ | ૫૦ | અનલ | ૬૦ | ક્ષય |

## ॥ अधिकमासचक्रं ॥

| | | | | |
|---|---|---|---|---|
| १८३१ श्रावण | १८३४ आषाढ | १८३७ वैशाख | १८३९ भाद्रपद | १८४२ श्रावण |
| १८४५ ज्येष्ठ | १८४८ चैत्र | १८५० श्रावण | १८५३ आषाढ | १८५६ वैशाख |
| १८५८ भाद्रपद | १८६१ श्रावण | १८६४ ज्येष्ठ | १८६७ चैत्र | १८६९ श्रावण |
| १८७२ आषाढ | १८७५ वैशाख | १८७७ भाद्रपद | १८८० श्रावण | १८८३ ज्येष्ठ |
| १८८६ चैत्र | १८८८ श्रावण | १८९१ आषाढ | १८९४ वैशाख | १८९६ भाद्रपद |
| १८९९ आषाढ | १९०२ ज्येष्ठ | १९०४ आश्विन | १९०७ श्रावण | १९१० ज्येष्ठ |
| १९१३ वैशाख | १९१५ भाद्रपद | १९१८ आषाढ | १९२१ ज्येष्ठ | १९२३ आश्विन |
| १९२६ श्रावण | १९२९ ज्येष्ठ | १९३२ वैशाख | १९३४ भाद्रपद | १९३७ आषाढ |

## ॥ अथ क्षयमासचक्रम् ॥

| | |
|---|---|
| संवत् २०१९ मार्गशीर्ष | संवत् २०८४ मार्गशीर्ष |
| संवत् २०३८ पौषमास | संवत् २१०३ मार्गशीर्ष |

| | |
|---|---|
| संवत् २१४१ कार्तिक | संवत् २२२५ मार्गशीर्ष |
| संवत् २१६० मार्गशीर्ष | संवत् २२४४ पौषमास |
| संवत् २१७९ पौषमास | संवत् २२८२ मार्गशीर्ष |

## अयनगोलविचारः ।

कर्काद्दक्षिणमयनं मकरादुत्तरायणम् ॥
मेषादावुत्तरो गोलस्तुलादौ दक्षिणः स्मृतः ॥ ११ ॥

કર્ક રાશિના સૂર્યથી ધનરાશિના સૂર્ય સુધી દક્ષિણાયન અને મકર રાશિના સૂર્યથી મિથુન રાશિના સૂર્ય સુધી ઉત્તરાયણ કહેવાય છે. મેષ રાશિના સૂર્યથી કન્યા રાશિના સૂર્ય સુધી ઉત્તર ગોલ અને તુલા રાશિના સૂર્યથી મીન રાશિના સૂર્ય સુધી દક્ષિણ ગોલ જાણવો. ૧૧

## षड्ऋतवः ।

मृगादिराशिद्वयभानुभोगात्षड्तवः स्युः शिशिरो वसन्तः ॥
ग्रीष्मश्च वर्षा च शरच्च तद्वद्धेमन्तनामा कथितश्च षष्ठः ॥ १२ ॥

મકર અને કુંભ રાશિના સૂર્ય હોય તો શિશિર ઋતુ, મીન અને મેષ રાશિના સૂર્ય હોય તો વસન્ત ઋતુ, વૃષ અને મિથુન રાશિના સૂર્ય હોય તો ગ્રીષ્મ ઋતુ, કર્ક અને સિંહ રાશિના સૂર્ય હોય તો વર્ષા ઋતુ, કન્યા અને તુલા રાશિના સૂર્ય હોય તો શરદ્ ઋતુ તથા વૃશ્ચિક અને ધન રાશિના સૂર્ય હોય તો હેમન્ત ઋતુ કહેવાય છે. ૧૨

## अथऋतुचक्रम

| १०।११ | १२।१ | २।३ | ४।५ | ६।७ | ८।९ | सूर्यराशि |
|---|---|---|---|---|---|---|
| शिशिर | वसन्त | ग्रीष्म | वर्षा | शरद् | हेमन्त | ऋतु |

## अथायनमध्ये शुभाशुभकर्मविचारः ।

गृहप्रवेशस्त्रिदशप्रतिष्ठा विवाहचौलव्रतबन्धदीक्षाः ॥
सौम्यायने कर्म शुभं विधेयं यद्गर्हितं तत्खलु दक्षिणे च ॥१३॥

ઉત્તરાયણમાં બધા શુભ કર્મો કરવાં. ગૃહપ્રવેશ, વિવાહ, દેવ-પ્રતિષ્ઠા, મુંડનકર્મ, ઉપનયન સંસ્કાર અને દીક્ષા, મંત્રતંત્ર શિખવાનું ઈત્યાદી કર્મો કરવાં શુભ કહેલાં છે. અને દક્ષિણાયનમાં અશુભ કર્મ કરવાનું શુભ છે. તેમજ દક્ષિણાયનમાં માર્ગશીર્ષ માસમાં વિવાહ કરવાનું ઉક્ત છે. ૧૩

## अथ मासज्ञानम्

मासश्चैत्रो थ वैशाखो ज्येष्ठ आषाढ संज्ञकः ॥
ततस्तु श्रावणो भाद्रपदाथाश्विनसंज्ञकः ॥ १४ ॥
कार्तिको मार्गशीर्षश्च पौषो माघोथ फाल्गुनः ॥
एतानि मासनामानि चैत्रा दीनां क्रमाद्विदुः ॥ १५ ॥

૧ ચૈત્ર, ૨ વૈશાખ, ૩ જ્યેષ્ઠ, ૪ આષાઢ, ૫ શ્રાવણ, ૬ ભાદ્રપદ, ૭ આશ્વિન, ૮ કાર્તિક, ૯ માર્ગશીર્ષ, ૧૦ પૌષ, ૧૧ માઘ, ૧૨ ફાલ્ગુન, આ પ્રમાણે ચૈત્રાદી બાર માસનાં નામ કહ્યાં છે. ૧૪, ૧૫.

## मासभेदविचारः ।

दर्शावधिं मासमुशन्ति चान्द्रं सौरं तथा भास्कर राशिभोगात् ।
त्रिंशद्दिनं सावनसंज्ञमार्या नक्षत्रमिन्दोर्भगणाश्रयाच्च ॥ १६ ॥

શુકલ પક્ષની પ્રતિપદાથી અમાવાસ્યા સુધી ચાંદ્ર માસ, સૂર્યની એક રાશિ ભોગવે ત્યાં સુધી સૌર માસ, ત્રીશ દિવસનો સાવન માસ અને ચંદ્રમાની બાર રાશિ ભોગવે ત્યાં સુધી નક્ષત્ર માસ જાણવો. ૧૬

## अथ कार्यभेदेन मासज्ञानम्

विवाहादौ स्मृतः सौरो यज्ञादौ सावनो मतः ॥
पितृकार्येषु चान्द्रं च ऋक्षं दानव्रतेष्वपि ॥ १७ ॥

વિવાહાદિ કાર્યોમાં સૌર માસ કહેલો છે. યજ્ઞાદિ કાર્યોમાં સાવન માસ લેવાનો કહેલો છે. પિતૃકાર્યમાં ચાન્દ્ર માસ અને દાનવ્રતમાં નક્ષત્ર માસ ગ્રહણ કરવો એવું પંડિતો કહે છે. ૧૭

## अथ पक्षातिथिश्च ज्ञानम्

शुक्लकृष्णावुभौ पक्षौ दैवे पैत्र्ये च कर्मणि ॥
प्रतिपच्च द्वितीया च तृतीया तदनन्तरम् ॥ १८ ॥
चतुर्थी पञ्चमी षष्ठी सप्तमी चाष्टमी तथा ॥
नवमी दशमी चैवैकादशी द्वादशी ततः ॥ १९ ॥
त्रयोदशी ततो ज्ञेया ततः प्रोक्ता चतुर्दशी ॥
पूर्णिमा शुक्लपक्षे तु कृष्णपक्षे त्वमा स्मृता ॥ २० ॥

દેવ સંબંધી કાર્યમાં શુકલપક્ષ અને પિતૃસંબંધી કાર્યમાં કૃષ્ણપક્ષ એમ બે પક્ષ છે. ૧ પ્રતિપદા, ૨ દ્વિતીયા, ૩ તૃતીયા, ૪ ચતુર્થી, ૫ પંચમી, ૬ ષષ્ઠી, ૭ સપ્તમી, ૮ અષ્ટમી, ૯ નવમી, ૧૦ દશમી, ૧૧ એકાદશી, ૧૨ દ્વાદશી, ૧૩ ત્રયોદશી, ૧૪ ચતુર્દશી, શુકલપક્ષમાં ૧૫ પૂર્ણિમા અને કૃષ્ણપક્ષમાં ૩૦ અમાવસ્યા જાણવી. ૧૮, ૧૯, ૨૦.

## अथ तिथीस्वामिज्ञानम्

**क्रमात्तिथीनां पतयोऽग्निधातृगौरीगणेशोऽहि गुहो रविश्च ॥**
**महेशदुर्गान्तकविश्वविष्णुकामेशसोमाः पितरो हि दर्शे ॥२१॥**

પ્રતિપદાનો સ્વામી અગ્નિ, દ્વિતીયાનો સ્વામી બ્રહ્મા, તૃતીયાનો ગૌરી, ચતુર્થીનો ગણેશ, પંચમીનો સર્પ, ષષ્ઠીનો કાર્તિકેય સ્વામી, સપ્તમીનો સૂર્ય, અષ્ટમીનો શિવ, નવમીનો દુર્ગા, દશમીનો યમ, એકાદશીનો વિશ્વેદેવા, દ્વાદશીનો વિષ્ણુ, ત્રયોદશીનો કામદેવ, ચતુર્દશીનો શંકર અને પૂર્ણિમાનો સ્વામી ચંદ્ર અને અમાવાસ્યાનો સ્વામિ પિતૃદેવ છે. આ પ્રમાણે તિથિયોના સ્વામીઓ કહેલા છે. ૨૧.

## तिथीनां नन्दादिसंज्ञाः

**नन्दा च भद्रा च जया च रिक्ता पूर्णेति तिथ्योऽशुभमध्यशस्ताः**
**सितेऽसिते शस्तसमाधमाः स्युः सितज्ञभौमार्किगुरौ च सिद्धाः२२**

૧ પ્રતિપદા, ૬ ષષ્ઠી, ૧૧ એકાદશી નંદા; ૨ દ્વિતીયા, ૭ સપ્તમી, ૧૨ દ્વાદશી ભદ્રા; ૩ તૃતીયા, ૮ અષ્ટમી, ૧૩ ત્રયોદશી જયા; ૪ ચતુર્થી, ૯ નવમી, ૧૪ ચતુર્દશી રિક્તા; અને ૫ પંચમી, ૧૦ દશમી, ૧૫ પૂર્ણિમા એ પૂર્ણા જાણવી. શુકલપક્ષની પંચમી સુધી ક્ષીણ ચંદ્રમા, પંચમીથી દશમી સુધી મધ્યમ ચંદ્રમા અને દશમીથી પૂર્ણિમા સુધી પૂર્ણ ચંદ્રમા હોય છે. એવીજ રીતે કૃષ્ણપક્ષની પ્રતિપદાથી પંચમી સુધી પૂર્ણ ચંદ્રમા, પંચમીથી દશમી સુધી મધ્યમ ચંદ્રમા અને દશમીથી અમાવાસ્યા સુધી ક્ષીણ ચંદ્રમા હોય છે. તાત્પર્ય એ છે કે શુકલપક્ષની દશમીથી કૃષ્ણપક્ષની પંચમી સુધી પૂર્ણ ચંદ્રમા, પંચમીથી દશમી

સુધી મધ્યમ ચંદ્રમા અને કૃષ્ણપક્ષની દશમીથી શુકલપક્ષની પંચમી સુધી ક્ષીણ ચંદ્રમા હોય છે. પૂર્ણ ચંદ્રમા શ્રેષ્ઠ, મધ્યમ ચંદ્રમા મધ્યમ અને ક્ષીણ ચંદ્રમા નિષિદ્ધ જાણવો. શુક્રવારે નંદા, બુધવારે ભદ્રા, મંગળવારે જયા, શનિવારે રિક્તા અને ગુરૂવારે પૂર્ણા તિથિ હોય તો સિદ્ધિ આપે છે. ૨૨

## नन्दादि संज्ञातिथिचक्रम् ॥

| नन्दा | भद्रा | जया | रिक्ता | पूर्णा | तिथिसंज्ञा |
|---|---|---|---|---|---|
| १<br>६<br>११ | २<br>७<br>१२ | ३<br>८<br>१३ | ४<br>९<br>१४ | ५<br>१०<br>१५ | तिथि |
| अशुभ | मध्यम | शुभ | अशुभ | मध्यम | फल |
| शु० | बु० | मं० | श० | बृ० | सिद्धियोग |
| नन्दा | भद्रा | जया | रिक्ता | पूर्णा | तिथि |

## अथ सप्त वाराः ।

आदित्यश्चन्द्रमा भौमो बुधश्चाथ बृहस्पतिः ॥
शुक्रः शनैश्चरश्चैव वाराः सप्त प्रकीर्तिताः ॥ २३ ॥
गुरुश्चन्द्रो बुधः शुक्रः शुभवाराः शुभे स्मृताः ॥
क्रूरास्तु क्रूरकृत्येषु सदा भौमार्कसूर्यजाः ॥ २४ ॥

રવિવાર, સોમવાર, મંગળવાર, બુધવાર, ગુરૂવાર, શુક્રવાર અને શનિવાર એ સાત વાર જાણવા. સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ ચાર શુભ છે એટલે શુભ કાર્યમાં શ્રેષ્ઠ છે. મંગળ સૂર્ય અને શનિ એ ત્રણ ક્રૂર છે એટલે ક્રૂર કાર્યમાં શ્રેષ્ઠ છે. ૨૩, ૨૪.

## अथ वारदोषादोषज्ञानम् ।

न वारदोषाः प्रभवन्ति रात्रौ देवेज्यदैत्येज्यदिवाकराणाम् ॥
दिवा शशाङ्कार्कजभूसुतानां सर्वत्र निन्द्यो बुधवारदोषः ॥२५॥

ગુરૂ, શુક્ર, અને રવિવારના જે દોષો છે તે રાત્રિના નથી (તેવારોના દોષ દિવસે છે). સોમ, શની, મંગળવારના જે દોષો છે તે દિવસે નથી (તે દોષો રાત્રિમાં છે). અને બુધવારનો દોષ દિવસ રાત્રિનો છે તેથી સર્વદા બધા કાર્યોમાં નિંદિત છે, તેથીજ બુધવારે દિવસે કે રાત્રિયે શુભાશુભ કાર્યોમાં અને વિવાહિત કન્યાને વિદાય કરાતી નથી. ૨૫

## नक्षत्रनामानि ।

अश्विनी भरणी चैव कृत्तिका रोहिणी मृगः ॥
आर्द्रा पुनर्वसुः पुष्यस्ततोऽश्लेषा मघा तथा ॥ २६ ॥
पूर्वाफाल्गुनिका तस्मादुत्तराफाल्गुनी ततः ॥
हस्तश्चित्रा तथा स्वाती विशाखा तदनन्तरम् ॥ २७ ॥
अनुराधा ततो ज्येष्ठा ततो मूलं निगद्यते ॥
पूर्वाषाढोत्तराषाढस्त्वभिजिच्छ्रवणस्तथा ॥ २८ ॥
धनिष्ठा शततारारव्यं पूर्वाभाद्रपदा ततः ॥
उत्तराभाद्रपाच्चैव रेवत्येतानि भानि च ॥ २९ ॥

૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃત્તિકા, ૪ રોહિણી, ૫ મૃગશીર્ષ, ૬ આર્દ્રા, ૭ પુનર્વસુ, ૮ પુષ્ય, ૯ આશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વાફાલ્ગુની, ૧૨ ઉત્તરાફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતી, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જયેષ્ઠા, ૧૯ મૂલ, ૨૦ પૂર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ અભિજિત્, ૨૩ શ્રવણ, ૨૪

ધનિષ્ઠા, ૨૫ શતભિષા, ૨૬ પૂર્વાભાદ્રપદ, ૨૭ ઉત્તરાભાદ્રપદ અને ૨૮ રેવતી એ અઠ્ઠાવીસ નક્ષત્રો જાણવાં. ૨૬, ૨૭, ૨૮, ૨૯.

## अभिजिद्भोगविचारः ।

वैश्वदेवान्त्यपादः स्याच्छ्रुतेराद्याऽधिनाडिकाः ॥
अभिजिद्भमिति ग्राह्यमष्टाविंशतिभेषु सा ॥ ३० ॥

ઉત્તરાષાઢા નક્ષત્રનો અંત્ય (ચોથો) પાદ અને શ્રવણ નક્ષત્રની પ્રથમ ચાર ઘડી સુધી અભિજિત્ નક્ષત્ર ભોગવાય છે, માટે તે અઠ્ઠાવીસ નક્ષત્રોમાં લેવું. ૩૦

## अथ नक्षत्रस्वामिज्ञानम् ॥

अश्विनीदस्रदैवत्या भरणी यमदेवता ॥
आग्नेयी कृत्तिका प्रोक्ता विधाता रोहिणीश्वरः ॥ ३१ ॥
मृगशीर्षेश्वरश्चंद्रस्तथैवार्द्रेश्वरः शिवः ॥
अदितिस्तु पुनर्वस्वोः पतिः पुष्यस्य वाक्पतिः ॥ ३२ ॥
आश्लेषाधिपतिः सर्पो मघेशाः पितरः स्मृताः ॥
भगश्च पूर्वाफाल्गुन्या उफायाः पतिरर्यमा ॥ ३३ ॥
हस्तस्याधिपतिः सूर्यस्त्वष्टा चित्राभिधस्य च ॥
स्वातेश्च दैवतं वायुर्विशाखेन्द्राग्निदेवता ॥ ३४ ॥
अनुराधेश्वरो मित्रो ज्येष्ठाया इन्द्र उच्यते ॥
मूलस्य दैवतं रक्षःपूर्वाषाढेश्वरो जलम् ॥ ३५ ॥
उषाया दैवतं विश्वे विधिश्चाभिजिताधिपः॥
श्रवणाधिपतिर्विष्णुर्धनिष्ठा वसुदेवता ॥ ३६ ॥
वरुणः शततारायाः पूभेशः कथितोऽजपात् ॥
अहिर्बुध्न्यस्त्वथो मायाः पूषोक्तो रेवतीपतिः ॥ ३७ ॥

૧ અશ્વિનીનો સ્વામી અશ્વિનીકુમાર, ૨ ભરણીનો સ્વામી યમ, ૩ કૃત્તિકાનો અગ્નિ, ૪ રોહિણીનો બ્રહ્મા, ૫ મૃગશીર્ષનો ચંદ્રમા, ૬ આર્દ્રાનો શિવ, ૭ પુનર્વસુનો અદિતિ, ૮ પુષ્યનો બૃહસ્પતિ, ૯ આશ્લેષાનો સર્પ, ૧૦ મઘાનો પિતૃદેવ, ૧૧ પૂર્વાફાલ્ગુનીનો ભગદેવ, ૧૨ ઉત્તરાફાલ્ગુનીનો અર્યમા, ૧૩ હસ્તનો સૂર્ય, ૧૪ ચિત્રાનો ત્વષ્ટા (વિશ્વકર્મા), ૧૫ સ્વાતીનો વાયુ, ૧૬ વિશાખાનો ઇંદ્ર અને અગ્નિ, ૧૭ અનુરાધાનો મિત્ર, જ્યેષ્ઠાનો ઇંદ્ર, ૧૯ મૂલનો નિઋતિ (રાક્ષસ), ૨૦ પૂર્વાષાઢાનો જળ, ૨૧ ઉત્તરાષાઢાના વિશ્વેદેવા, ૨૨ અભિજીતનો બ્રહ્મા, ૨૩ શ્રવણનો વિષ્ણુ, ૨૪ ધનિષ્ઠાનો વસુ, ૨૫ શતભિષાનો વરૂણ, ૨૬ પૂર્વાભાદ્રપદાનો અજચરણ, ૨૭ ઉત્તરાભાદ્રપદાનો અહિર્બુધ્ન્ય અને ૨૮ રેવતીનો પૂષાદેવ સ્વામી છે. આ પ્રમાણે નક્ષત્રોના સ્વામીઓ જાણવા. ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૩૭.

## * अथ अवकहडाचक्रम् ॥

## नक्षत्रपादसंज्ञा—नक्षत्रसंज्ञा

| | | | | | |
|---|---|---|---|---|---|
| चू | चे | चो | ला | अश्विनी | —१ |
| ली | लू | ले | लो | भरणी | —२ |
| आ | ई | ऊ | ए | कृत्तिका | —३ |
| ओ | वा | वी | वू | रोहिणी | —४ |
| वे | वो | का | की | मृगशीर्ष | —५ |
| कु | घ | ङ | छ | आर्द्रा | —६ |
| के | को | हा | ही | पुनर्वसु | —७ |
| हू | हे | हो | डा | पुष्य | —८ |
| डी | डू | डे | डो | आश्लेषा | —९ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| मा | मी | मू | मे | मघा | —१० |
| मो | टा | टी | टू | पूर्वाफाल्गुनि | —११ |
| टे | टो | पा | पी | उत्तराफाल्गुनि | —१२ |
| पू | ष | ण | ठ | हस्त | —१३ |
| पे | पो | रा | री | चित्रा | —१४ |
| रु | रे | रो | ता | स्वाती | —१५ |
| ती | तू | ते | तो | विशाखा | —१६ |
| ना | नी | नू | ने | अनुराधा | —१७ |
| नो | या | यी | यू | ज्येष्ठा | —१८ |
| ये | यो | भा | भी | मूल | —१९ |
| भू | धा | फा | ढा | पूर्वाषाढा | —२० |
| भे | भो | जा | जी | उत्तराषाढा | —२१ |
| जू | जे | जो | खा | अभिजित् | —२२ |
| खी | खू | खे | खा | श्रवण | —२३ |
| गा | गी | गू | गे | धनिष्ठा | —२४ |
| गो | सा | सी | सू | शतभिषा | —२५ |
| से | सो | दा | दी | पूर्वाभाद्रपद | —२६ |
| दू | थ | झ | ञ | उत्तराभाद्रपद | —२७ |
| दे | दो | चा | ची | रेवती | —२८ |

* જે વખતે બાળકનો જન્મ થાય તે વખતે જે જન્મનું નક્ષત્ર હોય તેનું સર્વર્ક્ષ (આખું નક્ષત્ર જેટલું ભોગવવાનું હોય તે) કાઢી તેના ચાર વિભાગ (પાદ) કરવા. જે નક્ષત્રના જે પાદમાં જન્મ હોય તે પ્રમાણે ઉપરના કોઠામાં જોઈ જે અક્ષર આવે તે અક્ષર ઉપર બાળકનું નામ પાડવું.

## राशिनामानि ।

मेषो वृषोऽथ मिथुनः कर्कटः सिंहकन्यके ॥
तुलाऽथ वृश्चिको धन्वी मकरः कुंभमीनकौ ॥ ३८ ॥

૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ અને ૧૨ મીન એ બાર રાશિઓનાં નામ છે. ૩૮

## नक्षत्रपादैः राशिविचारः ।

अश्विनी भरणी कृत्तिका पादमेकं मेषः (१)
कृत्तिकायास्त्रयः पादा रोहिणी मृगशिरार्द्धं वृषभः (२)
मृगशिरार्द्धमार्द्रा पुनर्वसुपादत्रयं मिथुनः (३)
पुनर्वसुपादमेकं पुष्यमाश्लेषान्तं कर्कः (४)
मघा च पूर्वाफाल्गुनी उत्तराफाल्गुनी पादमेकं सिंहः(५)
उत्तराफाल्गुन्यास्त्रयः पादा हस्तश्चित्रार्द्धं कन्या (६)
चित्रार्द्धं स्वाती विशाखापादत्रयं तुला (७)
विशाखापादमेकमनुराधा ज्येष्ठान्तं वृश्चिकः (८)
मूलं च पूर्वाषाढोत्तराषाढापादमेकं धनुः (९)
उत्तरायास्त्रयः पादाः श्रवणं धनिष्ठार्द्धं मकरः (१०)
धनिष्ठार्द्धं शतभिषापूर्वाभाद्रपदा पादत्रयं कुंभः (११)
पूर्वाभाद्रपदा पादमेकमुत्तराभाद्रपदा रेवत्यन्तं मीनः(१२)

અશ્વિનિ નક્ષત્રના ચાર ચરણ તેમજ ભરણીના ચાર ચરણ અને કૃત્તિકાનો એક ચરણ મળી એક મેષ રાશિ થઈ. આ પ્રમાણે વૃષભ આદી રાશિયોને નીચેના ચક્રમાં સ્પષ્ટ સમજી લેવી. ૩૯

## नक्षत्रपादैः राशिज्ञानचक्रम् ।

| નક્ષત્ર | અ. | કૃતિકા | મૃ. | પુ. | મઘા | ઉ. ફા. | ચિત્રા. | વિશા. | મૂળ | ઉ. ષા. | ધનિષ્ઠા | પૂ.ભા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પાદ | ૪ | ૩ | ૨ | ૧ | ૪ | ૩ | ૨ | ૧ | ૪ | ૩ | ૨ | ૧ |
| નક્ષત્ર | ભ. | રો. | આ | પુ. | પૂ. ફા. | હસ્ત | સ્વાતી | અનુરા | પૂ.ષા. | શ્રવણ. | શતભિ | ઉ. ભા. |
| પાદ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| નક્ષત્ર | કૃ. | મૃ.શી. | પુ. | આ | ઉ. ફા. | ચિત્રા | વિશા. | જ્યેષ્ઠા | ઉ: ષા: | ધનિષ્ઠા | પૂ.ભા. | રેવતી |
| પાદ | ૧ | ૨ | ૩ | ૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૧ | ૨ | ૩ | ૪ |
| રાશિ | મેષ | વૃષભ | મિ. | ક. | સિંહ. | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ. | મીન. |

## अथ राशिज्ञानम् ॥

आलाई मेषसंज्ञः स्यात् वावाउ वृष उच्यते ॥
काछाघा मिथुनः प्रोक्तो डाहाकर्कट उच्यते ॥ ४० ॥
माटा सिंहश्च पाठाणां कन्यका कथ्यते बुधैः ॥
राता तूला तथा नार्या वृश्चिकः कथ्यते बुधैः ॥ ४१ ॥
भाधाफ़ाढा धनुः प्रोक्तो खाजा मकरसंज्ञकः ॥
गोसाकुंभस्तथा दाचा झाथा मीनश्च कथ्यते ॥ ४२ ॥

મેષ-વૃષભ-ઈત્યાદી બારે રાશિયોના અક્ષરોનું ચક્ર આપ્યું છે તેમાં શ્લોકાર્થ આવી જાય છે. ૪૦, ૪૧, ૪૨.

## मेषादि राशिचक्रम् ॥

| | | | |
|---|---|---|---|
| १ आला ई | मेष | ४ डाहा | कर्क |
| २ वावाऊ | वृषभ | ५ माटा | सिंह |
| ३ काछाघाक्षा | मिथुन | ६ पाठण | कन्या |

| | | | |
|---|---|---|---|
| ७ राता | तुला | १० खाजा (ज्ञ) | मकर |
| ८ नार्या | वृश्चिक | ११ गोसा (श-षा) | कुंभ |
| ९ भाधाफाढा | धनु | १२ दाचाझाथा | मीन |

* जञयोगे ज्ञकारः स्यात्कषयोगे क्षकारकः ।

ग्राह्यस्तदादिमो वर्ण इत्युक्तं ब्रह्मयामले ॥

'જ' અને 'ઞ' એ બંને અક્ષરો મળવાથી 'જ્ઞ' થાય છે તથા 'ક' અને 'ષ' એ બંને અક્ષરો મળવાથી 'ક્ષ' થાય છે તો તે અક્ષરોની રાશિ જોતાં તે બંને અક્ષરોમાંથી જે પહેલો અક્ષર હોય તે અક્ષર ઉપર રાશિ સમજવી.

## राशिस्वामिनः ।

मेषवृश्चिकयोर्भौमः शुक्रो वृषतुलाधिपः ।
बुधः कन्यामिथुनयोः प्रोक्तः कर्कस्य चन्द्रमाः ॥ ४३ ॥
स्यान्मीनधनुषोर्जीवः शनिर्मकरकुंभयोः ॥
सिंहस्याधिपतिः सूर्यो राश्यधीशाः प्रकीर्तिताः ॥ ४४ ॥

મેષ અને વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ, વૃષભ અને તુલાનો સ્વામી શુક્ર, મિથુન અને કન્યાનો સ્વામી બુધ, કર્કનો સ્વામી ચંદ્રમા, ધન અને મીનનો સ્વામી ગુરૂ, મકર અને કુંભનો સ્વામી શનિ તથા સિંહનો સ્વામી સૂર્ય જાણવો. ૪૩, ૪૪.

---

* કેટલાક આ અક્ષરો ઉપરથી પણ રાશિ જુવે છે. અર્થ સ્પષ્ટ છે, 'જ્ઞાનદત્ત'ની મકર રાશિ જાણવી અને 'ક્ષમાશંકર'ની મિથુન રાશિ જાણવી.

सकार्याणि अधोमुखनक्षत्राणि ।

भरणी कृत्तिकाऽश्लेषा मघामूलविशाखिकाः ॥
तिस्रः पूर्वास्तथा चैव ह्यधोवक्त्राः प्रकीर्तिताः ॥ ४५ ॥
वापीकूपतडागादिखननं च तृणादिकम् ॥
देवतागारखननं निधानखननं तथा ॥ ४६ ॥
गणितं ज्योतिपारंभं खनीविलप्रवेशनम् ॥
कुर्यादधोगतान्येव कार्याणि सर्वसिद्धये ॥ ४७ ॥

ભરણી, કૃત્તિકા, આશ્લેષા, મઘા, મૂલ, વિશાખા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદા એ નક્ષત્રો અધોમુખ (નીચા મુખવાળાં) જાણવાં. આ નક્ષત્રોમાં વાવ, કૂવો, તલાવ, દેવમંદિર, ધનભંડાર ખોદવામાં, ઘાસ કાપવામાં, ગણિત અને જ્યોતિષનો આરંભ કરવામાં, ખાણ કાઢવામાં તથા ગુફાની અંદર પેસવામાં સારાં છે. ૪૫, ૪૬, ૪૭.

सकार्याणि ऊर्ध्वमुखनक्षत्राणि ।

रोहिण्यार्द्रा तथा पुष्यो धनिष्ठा चोत्तरात्रयम् ।
वारुणं श्रवणं चैव नव चोर्ध्वमुखाः स्मृताः ॥ ४८ ॥
एपु राज्याभिषेकं च पट्टवन्धं च कारयेत् ।
ऊर्ध्वमुखान्युच्छ्रितानि सर्वकार्याणि साधयेत् ॥४९॥

રોહિણી, આર્દ્રા, પુષ્ય, ધનિષ્ઠા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા ઉત્તરાભાદ્રપદા. શતભિષા અને શ્રવણ એ નવ નક્ષત્રો ઊર્ધ્વમુખ (ઉપર [illegible]) જાણવાં [illegible] આ નક્ષત્રોમાં રાજ્યાભિષેક, કોટ બાંધવા [illegible] વાં શ્રેષ્ઠ છે. ૪૮, ૪૯.

## सकार्याणि तिर्यङ्मुखनक्षत्राणि ।

रेवती चाश्विनी चित्रा स्वाती हस्तः पुनर्वसुः ।
अनुराधा मृगो ज्येष्ठा चेताः पार्श्वमुखाः स्मृताः ॥५०॥

गजोष्ट्राश्वबलीवर्ददमनं महिषस्य च ।
बीजानां वपनं कुर्याद्गमनागमनादिकम् ॥ ५१ ॥

चक्रयन्त्ररथादीनां नावादीनां प्रवाहणम् ।
पार्श्वेषु यानि कर्माणि कुर्यादेतेषु तानि च ॥ ५२ ॥

રોહિણી, અશ્વિની, ચિત્રા, સ્વાતી, હુસ્ત, પુનર્વસુ અનુરાધા, મૃગશીર્ષ અને જયેષ્ઠા એ નવ નક્ષત્રો તિર્યઙ્મુખ જાણવાં. આ નક્ષત્રોમાં હાથી, ઘોડા, ઉંટ, બળદ અને ભેંસ એમને વશ કરવું. બીજ વાવવું, આવવા જવાનું કામ કરવું, ચક્ર, કોલુ, રથ, ગાડી, નાવ વિગેરે ચલાવવું ઇત્યાદિ શ્રેષ્ઠ છે. ૫૦, ૫૧, ૫૨.

## अथस्थिरध्रुवनक्षत्र संज्ञाज्ञानम् ।

उत्तरा त्रय रोहिण्यो भास्करश्च ध्रुवं स्थिरम् ।
तत्र स्थिरं बीजगेहशान्त्यारामादिसिद्धये ॥ ५३ ॥

રોહિણી ઉ. ફા. ઉ. ષા. ઉ. ભા. અને રવિવાર ધ્રુવ સ્થિર સંજ્ઞાવાળા નક્ષત્રોમાં દેવાલય નવાઘરમાં પ્રવેશ, નવું ગામ વસાવવામાં તથા રાજ્યાભિષેક અને નવો બગીચો બનાવવો વિગેરે સ્થિર કામો કરવાં. ૫૩

## अथ चरसंज्ञक नक्षत्रज्ञानम् ।

स्वात्यादित्ये श्रुतेस्त्रीणि चन्द्रश्चापि चरंचलम् ।
तस्मिन गजादिकारोहो वाटिकागमनादिकम् ॥ ५४ ॥

સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા શતભિષા અને સોમવાર ચરસંજ્ઞાવાળા નક્ષત્રોમાં હાથી, ઘોડા, ઊંટ વિગેરેની સ્વારી નવીન ફુલવાડીમાં જવું વિગેરે ચલાયમાન કામો કરવાં. ૫૪

## अथोग्रसंज्ञक नक्षत्रज्ञानम् ।

पूर्वात्रयं याम्यमघे उग्रं क्रूरं कुजस्तथा ।
तस्मिन्घाताग्निशाठ्यानि विषशस्त्रादि सिद्धयति ॥५५॥

પૂ. ફા. પૂ. ષા. પૂ. ભા. ભરણી મઘા મંગળવાર ઉગ્ર અને ક્રુર સંજ્ઞાવાળા નક્ષત્રોમાં શત્રુનો નાશ, શત્રુના ઘરને બાળવું અને વિષનુ કામ, હથીયારથી કોઈ પણ કામ કરવું વિગેરે ક્રૂર કામો કરવાનું શુભ છે. ૫૫

## अथमिश्रसंज्ञक नक्षत्रज्ञानम् ।

विशाखाग्ने यमे सौम्ये मिश्रं साधारणं स्मृतम् ।
तत्राग्निकार्यं मिश्रं च वृषोत्सर्गादि सिद्धयति ॥ ५६ ॥

વિશાખા કૃત્તિકા અને બુધવાર મિશ્ર–અથવા સાધારણ સંજ્ઞાવાળા નક્ષત્રોમાં અગ્નિથી કોઈ પણ કામ કરવું, ઘણી ચીજોને એકઠી કરવી હોય અને વૃષોત્સર્ગ વિગેરે કામો થાય છે. ૫૬

## लघुक्षिप्रसंज्ञक नक्षत्रसंज्ञाज्ञानम् ।

हस्ताश्विपुष्याभिजितः क्षिप्रं लघु गुरुस्तथा ।
तस्मिन्पण्यरतिज्ञान भूषाशिल्पकलादिकम् ॥ ५७ ॥

હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત ને ગુરૂવાર લઘુ અને ક્ષિપ્રસંજ્ઞાવાળા નક્ષત્રોમાં નવો વેપાર કરવો. કામ-ભોગ વિલાસ કરવો. નવો દાગીનો પહેરવો અથવા બનાવવો. કોઈ વિદ્યા શીખવી. ચીતરવાનું કામ વિગેરે કામો કરવાં. ૫૭.

## अथ मृदुमैत्रसंज्ञक नक्षत्रज्ञानम् ।

मृगान्त्यचित्रामित्रर्क्षं मृदु मैत्रं भृगुस्तथा ।
तत्र गीताम्बरक्रीडा मित्रकार्यं विभूषणम् ॥ ५८ ॥

મૃગશીર્ષ, ચિત્રા, અનુરાધા, રેવતી અને શુક્રવાર એ મૃદુ-મૈત્ર સંજ્ઞાવાળા નક્ષત્રોમાં ગાવું, નવાં વસ્ત્રાદિક પહેરવાં, ક્રીડા કરવી અને મિત્ર સંબંધી કંઈ પણ કર્મ કરવું વિગેરે થાય છે. ૫૮.

## अथ तीक्ष्णदारुणसंज्ञक नक्षत्रज्ञानम् ।

मूलेन्द्रार्द्राहिमं सौरिस्तीक्ष्णं दारुणसंज्ञकम् ।
तत्राभिचारघातोग्रभेदाः पशुदमादिकम् ॥ ५९ ॥

મૂલ, જ્યેષ્ઠા, આર્દ્રા, આશ્લેષા અને શનીવાર તીક્ષ્ણ-દારૂણ સંજ્ઞાવાળા નક્ષત્રોમાં મંત્ર સીદ્ધિથી કોઇને મારવું હોય, કોઈ પણ ક્રૂર કર્મ કરવું અને પશુઓને વશ કરવું વિગેરે કામો કરવામાં શુભ છે. ૫૯.

## अथ ध्रुवादिनक्षत्रसंज्ञाचक्रम् ॥

| ध्रुवादिसंज्ञा | वार | नक्षत्रो |
|---|---|---|
| ध्रुव-स्थिर | सूर्य | रो. उ. फा. उ. षा. उ. भा. |
| उग्र | मंगळ | भ. मघा पू. फा. पू. षा. पू. भा. |
| चर | चन्द्र | पु. स्वा. श्र. ध. श. |
| लघु-क्षिप्र | गुरु | अश्वि. पु. ह. अभि. |
| मृदु-मैत्र | शुक्र | मृ. चि. अनु. रे. |
| मिश्र | बुध | कृत्तिका विशाखा |
| दारुण-तीक्ष्ण | शनि | आर्द्रा आश्लेषा ज्येष्ठा मूळ |

## विष्कुंभादियोगनामानि ।

विष्कुंभः प्रीतिरायुष्मान्सौभाग्यः शोभनस्तथा ।
अतिगण्डः सुकर्मा च धृतिः शूलस्तथैव च ॥ ६० ॥
गण्डो वृद्धिर्ध्रुवश्चैव व्याघातो हर्षणस्तथा ।
वज्रासिद्धी व्यतीपातो वरीयान्परिघः शिवः ॥ ६१ ॥
सिद्धः साध्यः शुभः शुक्लो ब्रह्मेन्द्रो वैधृतिः क्रमात् ॥
सप्तविंशतियोगास्तु कुर्युर्नामसदृक् फलम् ॥ ६२ ॥

૧ વિષ્કુંભ, ૨ પ્રીતિ, ૩ આયુષ્માન્, ૪ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતિગંડ, ૭ સુકર્મા ૮ ધૃતિ, ૯ શૂલ, ૧૦ ગંડ, ૧૧ વૃદ્ધિ, ૧૨ ધ્રુવ, ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬ સિદ્ધિ, ૧૭ વ્યતીપાત, ૧૮ વરીયાન્, ૧૯ પરિઘ, ૨૦ શિવ, ૨૧ સિદ્ધ, ૨૨ સાધ્ય, ૨૩ શુભ, ૨૪ શુક્લ, ૨૫ બ્રહ્મા, ૨૬ ઇન્દ્ર અને ૨૭ વૈધૃતિ એ સત્તાવીશ યોગ જાણવા. આ યોગ નામ પ્રમાણે ફળ આપે છે. ૬૦, ૬૧, ૬૨.

## योगानयनम् ।

वाक्पतेरर्कनक्षत्रं श्रवणाच्चान्द्रमेव च ।
गणयेत्तद्युतिं कुर्याद्योगः स्यादृक्षशेषतः ॥ ६३ ॥

પુષ્ય નક્ષત્રથી સૂર્યના મહાનક્ષત્ર સુધી ગણીને તથા શ્રવણ નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને તે બન્નેની સંખ્યાઓ યુક્ત કરી સત્તાવીસે ભાગતાં જે શેષ રહે તે વિષ્કુંભથી ગણતાં યોગ જાણવો. ૬૩.

## वर्जनीययोगाः ।

विरुद्धसंज्ञा इह ये च योगास्तेषामनिष्टः खलु पाद आद्यः ।
सवैधृतिस्तु व्यतिपातनामा सर्वोऽप्यनिष्टः परिघस्य चार्द्धम् ६४
तिस्रस्तु योगे प्रथमे सवज्रे व्याघातसंज्ञे नव पंच शूले ।
गंडेऽतिगंडे च षडेव नाड्यः शुभेषु कार्येषु विवर्जनीयाः ६५॥

અશુભ નામવાળા યોગોનો પહેલો પાદ (૧૫) ઘટી, વૈધૃતિ

અને વ્યાંતપાત સંપૂર્ણ, પરિઘ યોગ અર્ધો, વિષ્કુંભ અને વજ્રની ઘટી ૩, વ્યાઘાતની ઘટી ૯, શૂલની ઘટી ૫, ગંડ અને અતિગંડની ઘટી ૬, એવી રીતે શુભ કામોમાં સદા ત્યાગ કરવા. ૬૪, ૬૫.

## करणनामानि ।

बवश्च बालवश्चैव कौलवस्तैतिलस्तथा ।
गरश्च वणिजो विष्टिः सप्तैतानि चराणि च ॥ ६६ ॥
अंते कृष्णचतुर्दश्यां शकुनिर्दर्शभागयोः ।
ज्ञेयं चतुष्पदं नागं किंस्तुघ्नं प्रतिपद्दले ॥ ६७ ॥

૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ૭ વિષ્ટિ, એ સાત કરણ છે. આ ઉપરાંત કૃષ્ણપક્ષની ચતુર્દશીના ઉત્તરાર્ધમાં શકુનિ, અમાવાસ્યાના પૂર્વાધમાં ચતુષ્પદ, અમાવાસ્યાના ઉત્તરાર્ધમાં નાગ, અને શુકલપક્ષની પ્રતિપદાના પૂર્વાધમાં કિંસ્તુઘ્ન, એવી રીતે ચાર કરણ મળી કુલ કરણ ૧૧ છે. ૬૬, ૬૭.

## करणानयनम् ।

करणं द्विगुणा गता तिथिर्नगतष्टा प्रथमे दले भवेत् ॥
सहितं शशिना परे दलेऽसितभूतोत्तरभागतोऽण्डजातः६८

જે દિવસનું કરણ જાણવું હોય તે દિવસના અગાઉની ગત તિથિના અંકને બમણા કરી સાતે ભાગ લેતાં જે શેષ અંક રહે તે બવાદિ કરણ તિથિના પૂર્વાધનું જાણવું, અને એક એક જોડવાથી તિથિના ઉત્તરાર્ધનું કરણ જાણવું. ૬૮.

## करणचक्रम् ।

| श्. | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १३ | १४ | १५ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| पूर्वार्धे | किंस्तुघ्न | बालव | तैतिल | वणिज | बव | कौलव | गर | विष्टि | बालव | तैतिल | वणिज | बव | कौलव | गर | विष्टि |
| उत्तरार्धे | बव | कौलव | गर | विष्टि | बालव | तैतिल | वणिज | बव | कौलव | गर | विष्टि | बालव | तैतिल | वणिज | बव |
| कृ. | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १३ | १४ | ३० |
| पूर्वार्धे | बालव | तैतिल | वणिज | बव | कौलव | गर | विष्टि | बालव | तैतिल | वणिज | बव | कौलव | गर | विष्टि | चतुष्पद |
| उत्तरार्धे | कौलव | गर | विष्टि | बालव | तैतिल | वणिज | बव | कौलव | गर | विष्टि | बालव | तैतिल | वणिज | शकुनि | नाग |

### भद्रानाम

कराली नन्दनी रौद्री दुर्मुखी सुमुखी तथा ।
मिश्री च वैष्णवी हंसी ह्यष्टानामानिभद्रया ॥ ६९ ॥

કરાલી ૧, નંદની ૨ રૌદ્રી, ૩ દુર્મુખી, ૪ સુમુખી, ૫ મિશ્રી ૬, વૈષ્ણવી ૭, હંસી ૮, આ આઠ નામ ભદ્રાનાં છે. ૬૯.

### भद्रानिर्णयः ।

शुक्लेऽधीशमिते तिथौ परदले प्रागष्टमीराकयो-
र्विष्टिः कृष्णदले त्रिदिक्षु परतः प्राक्सप्तमीभूतयोः ।

तद्वक्त्रं शरदोनगांबुधिवसुत्र्यंगैकयामादितः

पुच्छं शस्तनिभेन्दुषड्गुणनगद्रिष्वब्धियामास्त्यये*॥७०॥

શુકલ પક્ષમાં ચતુર્થી અને અગીઆરશે ઉત્તરાર્ધમાં, આઠમ અને પૂનમે પૂર્વાર્ધમાં વિષ્ટિ જાણવી. કૃષ્ણ પક્ષમાં ત્રીજ અને દશમે ઉત્તરાર્ધમાં તથા સાતમ અને ચૌદશે પૂર્વાર્ધમાં વિષ્ટિ જાણવી. શુકલ પક્ષમાં ચોથને દિવસે પાંચમા પ્રહરમાં, આઠમે બીજા પ્રહરમાં, અગીઆરશે સાતમા પ્રહરમાં અને પુનમે ચોથા પ્રહરના આદ્ય ભાગમાં વિષ્ટિનું મુખ જાણવું. કૃષ્ણ પક્ષમાં ત્રીજને દિવસે આઠમા પ્રહરમાં, સાતમે ત્રીજા પ્રહરમાં, દશમે છઠ્ઠા પ્રહરમાં અને ચૌદશે પહેલા પ્રહરના આદિ ભાગમાં વિષ્ટિનું મુખ જાણવું. શુકલ પક્ષમાં ચોથને દિવસ આઠમા પ્રહરમાં, આઠમે પહેલા પ્રહરમાં, અગીઆરશે છઠ્ઠા પ્રહરમાં અને પુનમે ત્રીજા પ્રહરના અંત્ય ભાગમાં વિષ્ટિનું પુચ્છ જાણવું. કૃષ્ણ પક્ષમાં ત્રીજને દિવસે સાતમા પ્રહરમાં, સાતમે બીજા પ્રહરમાં, દશમે પાંચમા પ્રહરમાં અને ચૌદશે ચોથા પ્રહરના અંત્ય ભાગમાં વિષ્ટિનું પુચ્છ જાણવું. વિષ્ટિનું મુખ શુભ કાર્યમાં ત્યાગ કરવું અને પુચ્છ ગ્રહણ કરવું શ્રેષ્ટ છે. ૭૦.

॥ वारपरत्वे भद्रानाम ॥

सोमशुक्रे च कल्याणी शनौ चैव तु वृश्चिकी ।

गुरौ पुण्यवती ज्ञेया चान्यवारेषु भद्रिका ॥ ७१ ॥

---

* દેવ દૈત્યોના યુદ્ધ સમયમાં મહાદેવે પોતાના અંગમાંથી ભદ્રા નામની રાક્ષસીને ઉત્પન્ન કરી. તેથી તેનુ નામ શિવા, ભદ્રા, કલ્યાણી, વિષ્ટિ ઈત્યાદી આઠ નામ છે. ભદ્રા સ્થિતિનું પ્રમાણ ૩૦ ઘડીનું છે.

સોમ શુક્રવારે ભદ્રા હોય તો કલ્યાણી નામ જાણવું. શનિવારે હોય તો વૃશ્ચિકી જાણવું. ગુરૂવારે હોય તો પુણ્યવતી જાણવું અને રવિ, મંગળ, બુધ, આ વારે ભદ્રા આવે તો ભદ્રિકા નામ જાણવું.

## भद्राया मुखपुच्छघटीज्ञानम्

| ४ | ८ | ११ | १९ | ३ | ८ | १० | ४ | आसांतिथीनाम् |
|---|---|---|---|---|---|---|---|---|
| प. | आ. | उ. | नै. | इ. | द. | वा. | पू. | आसु दिग्विदिक्षु |
| ५ | २ | ७ | ४ | ८ | ३ | ६ | १ | एषु यामेष्वादौमुखप्रहरा |
| ५ | ५ | ५ | ५ | ५ | ५ | ५ | ५ | विष्टेर्मुख घटी ५कृष्णे शु. |
| ८ | १ | ६ | ३ | ७ | २ | ५ | ४ | ए. यामेष्वन्त्यम्पुच्छ प्र. |
| ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | घटीत्रयं पुच्छं शुक्ले शुभं |

पूजनव्रतादौ विष्टिः शुभोक्ता ज्यो. भ.

विष्टिः स्याद्धरितालिकार्चनवधावुत्सर्गजाताक्रिया

वैमेयेषुशिवार्चयोः फलवती होमे सदैवार्चने ।

सोपाकर्महुताशनीजलधरार्चापाकयज्ञक्रिया ॥

स्वारब्धेऽध्वरकर्मणीष्टयजनेभूपप्रदाने तथा ॥ ७२ ॥

भद्राविहितकार्याणां नृपभूदेवताज्ञया ।

नृणां सफलयत्यर्थं सा वा भर्ग सपर्यया ॥ ७३ ॥

હરિતાલિકાવ્રતમાં, વૃષોત્સર્ગાદિમાં, જાતકર્મ સંસ્કારમાં અદલાબદલીમાં, સદાશીવ અને પાર્વતીની પૂજામાં, હોમ કાર્યમાં, ઉપાકર્મ (શ્રાવણી) માં, હુતાશની, જલાશય, પ્રતિષ્ઠામાં, પાક-યજ્ઞમાં, પ્રારંભ કરેલા યજ્ઞમાં, ઇષ્ટદેવની પૂજામાં, રાજા દાન આપે-

ત્યારે વિધિ શુભ સમજવી. રાજા તથા બ્રાહ્મણની આજ્ઞાથી સદાશીવની પૂજા કરીને કર્મ કરવામાં આવે તો તે કર્મ સફળ થાય છે. ૭૨, ૭૩.

## भद्रावासज्ञानम्

मीने मेषे च सिंहे अलिनि निवसते स्वर्गलोके च भद्रा ।
कन्यायां तौलिसंस्थे धनुषि च मकरे नागलोके स्थितिश्च ॥
कर्के कुंभे वृषे स्यान्मिथुन हिमकरे वर्तते मर्त्यलोके ।
ज्ञेया चन्द्रप्रवाहा त्रिभुवनविजयामर्त्यसंस्था विवर्ज्या ॥७४

મીન, મેષ, સિંહ, અને વૃશ્ચિકના ચંદ્રમા હોય તો ભદ્રાનો વાસ સ્વર્ગલોકમાં જાણવો.

કન્યા, તુલા, ધન, અને મકરના ચંદ્રમા હોય તો ભદ્રાનો વાસ પાતાળલોકમાં જાણવો.

કર્ક, કુંભ, વૃષભ, અને મિથુનના ચંદ્રમા હોય તો ભદ્રાનો વાસ મૃત્યુલોકમાં જાણવો.

આ પ્રકારે ચંદ્રમાની ગતીથી ગમન કરવાવાળી ભદ્રા ત્રિભુવનને વિષે વિજય કરે છે. મનુષ્યલોકમાં રહેલી ભદ્રા શુભ કાર્યમાં વર્જિત છે. ૭૪.

## भद्रावासफलम् ।

स्वर्गे भद्रा शुभं कार्यं पाताले च धनागमम् ।
मृत्युलोके यदा भद्रा सर्वकार्यविनाशिनी ॥ ७५॥

ભદ્રાનો વાસ સ્વર્ગમાં હોય તો શુભ કાર્ય કરે છે, પાતાલમાં હોય તો ધનપ્રાપ્તિ અને મૃત્યુલોકમાં હોય તો સર્વ કાર્યનો નાશ કરે છે. ૭૫.

## भद्राङ्गविभागस्तत्फलं च ।

मुखे पंच गले त्वेका वक्षस्येकादश स्मृताः ।
नाभौ चतस्रः षट् कट्यां तिस्रः पुच्छे तु नाडिकाः ॥७६॥
कार्यहानिर्मुखे मृत्युर्गले वक्षसि निःस्वता ॥
कट्यामुन्मत्तता नाभौ च्युतिः पुच्छे ध्रुवो जयः ॥७७॥

જે દિવસે ભદ્રા હોય તે દિવસે ભદ્રાના પ્રવેશથી મુખમાં ૫, કંઠમાં ૧, હ્રુદયમાં ૧૧, નાભિમાં ૪, કટિમાં ૬ અને પુચ્છમાં ૩ ઘટી જાણવી. તેનું ફળ મુખમાં હોય તો કાર્યહાનિ, કંઠમાં હોય તો મૃત્યુ, હૃદયમાં હોય તો દરિદ્રતા, કટિમાં હોય તો ઉન્મત્તતા અને પુચ્છમાં હોય તો જય આપે છે. ૭૬, ૭૭.

## भद्राकृत्यम् ।

वधवंधाविषाग्न्यस्त्रच्छेदनोच्चाटनादि यत् ।
तुरंगमहिषोष्ट्रादि कर्म विष्ट्यां हि सिद्ध्यति ॥ ७८ ॥

મારવું, બાંધવું, વિષ દેવું, આગ લગાડવી, હથિયાર બનાવવું, કાપવું, ઉચ્ચાટન વિગેરે કર્મ અને ઘોડા, ભેંશ, ઊંટ વિગેરેનું કાર્ય સિદ્ધ થાય છે. ૭૮.

## भद्राफलम् ।

न कुर्यान्मङ्गलं विष्ट्यां जीवितार्थी कदाचन ।
कुर्यान्नज्ञस्तदा क्षिप्रं तत्सर्वं नाशतां व्रजेत् ॥ ७९ ॥

આયુષ્યની વૃદ્ધિ ઈચ્છનાર મનુષ્યે વિષ્ટિમાં કદી પણ શુભ કાર્ય કરવું નહિ. જો કોઈ અજ્ઞાનથી કરે તો તે કાર્ય બધું નષ્ટ થાય છે. ૭૯.

### सन्मुखचंद्रे सर्वदोषपरिहारः ।

करणभगणदोषं वारसंक्रान्तिदोषं
कुतिथिकुलिकदोषं वामयामार्धदोषम् ।
कुजशनिरविदोषं राहुकेत्वादिदोषं
हरति सकलदोषं चन्द्रमाः सन्मुखस्थः ॥ ८७ ॥

જો સન્મુખ ચંદ્રમા હોય તો તે કરણ, નક્ષત્ર, વાર, સંક્રાંતિ, કુતિથિ, કુલિક, વામ, યામાર્ધ, મંગળ, શનિ, રવિ, રાહુ, કેતુ વિગેરે દોષોને હરણ કરે છે. ૮૭

इति श्रीशुक्ल नर्मदाशङ्करात्मज उमाशङ्करशर्मणासङ्गृहीते स्वकृतगुर्जरटीकालङ्कृते मुहूर्तविचारादिबालबोधे प्रथमं संवत्सरादिपञ्चाङ्गविचारप्रकरणम् समाप्तम् ।

---

## अथ शुभाशुभयोगज्ञान प्रकरणम् ॥ २ ॥

### वर्ज्ययोगः

सर्वेषु शुभकार्येषु क्रूरयोगान्परित्यजेत् ।
दग्धं विद्धं च नक्षत्रं तिथिदग्धं च वर्जयेत् ॥ १ ॥

બધા શુભ કાર્યોમાં ક્રૂરયોગનો ત્યાગ કરવો. દગ્ધ અને વેધ યુક્ત નક્ષત્ર તથા તિથિ વર્જિત કરવી. ૧.

अर्धप्रहरकस्त्याज्यः कुलिकोविष्टिरेव च ॥
एकार्गलं ग्रहर्क्षं च जन्मर्क्षं पर्वमेव च ॥२ ॥

પ્રહરાર્ધ (અર્ધયામ) કુલિકયોગ, તથા ભદ્રા એકાર્ગલ ગ્રહણનું નક્ષત્ર, જન્મનક્ષત્ર અને પર્વના દિવસોએ સર્વનો ત્યાગ કરવો. ૨

चतुर्दश्यष्टमी कृष्णा अमावास्या च पूर्णिमा ।
पुण्यानि पंच पर्वाणि संक्रांतिर्दिनपस्य च ॥ ३ ॥

કૃષ્ણ પક્ષની ચૌદશ, આઠમ, અમાવાસ્યા, પૂર્ણિમા અને સૂર્યની સંક્રાંતિનો દિવસ એ પાંચ પુણ્ય પર્વ કહેલાં છે. ૩

दुष्टयोगे तिथौ रिक्ते क्षीणे चंद्रेऽधिमासके ।
माङ्गल्ये शुभयात्रा च न कुर्याद्धितमिच्छता ॥ ४ ॥

દુષ્ટયોગ, રિક્તા તિથિ (૪–૯–૧૪), ક્ષીણ ચંદ્રમા, અધિક માસ, શુભ કાર્યોમાં અને યાત્રા કરવામાં વર્જિત છે. પોતાના હિતની ઈચ્છાથી આમાં મંગલ કાર્ય કરવું નહી. ૪

## मृत्युयोगपरिहारः । मु. चिं.

मृत्युक्रकचदग्धादीनिंदौ शस्ते शुभान् जगुः ।
केचिद्यामोत्तरं चान्ये यात्रायामेव निंदितान् ॥ ५ ॥

મૃત્યુ, ક્રકચ, દગ્ધ વિગેરે યોગો, ચંદ્ર બળવાન્ હોય તો શુભ છે અને કેટલાક ઋષિના મતથી એક પ્રહર પછી સારા છે. બીજા કહે છે કે એ યોગોનો યાત્રામાંજ નિષેધ છે. ૫

## सिद्धियोगविचारः

सिद्धातिथिर्हंतिसमस्तदोषान्यान्मासशून्यानपि मासदग्धान् ।
दिनप्रदग्धानपि चान्यदोषानेकादशी यद्वदशेषपापान् ॥ ६ ॥

જેમ એકાદશી બધાં પાપોનો નાશ કરે છે તેવી રીતે સિદ્ધિયોગ માસશૂન્ય, માસદગ્ધ, દિનદગ્ધ તથા બીજા પણ દોષોનો નાશ કરે છે. ૬

## यमघंटदोषपरिहारः—गर्गः

विंध्यस्योत्तरभागे तु यावदातुहिनाचलम् ।
यमघंटकदोषोस्ति नान्यदेशेषु विद्यते ॥ ७ ॥

વિંધ્યાચળ પર્વતના ઉત્તર તરફથી હિમાલય પર્વત સુધી યમઘંટનો દોષ છે, બીજા દેશોમાં યમઘંટનો દોષ નથી. ૭

दीपिकायां—यमघंटे त्यजेदष्टौ मृत्यौ द्वादशनाडिकाः ॥८॥

યમઘંટ યોગની આઠ ઘટિકા અને મૃત્યુયોગની બાર ઘટિકાઓ ત્યાગ કરવી પછી તેનો દોષ નથી. ૮.

मत्स्यांगमगधांध्रेषु यमघंटस्तु दोषकृत् ।
काश्मीरे कुलिकं दुष्टमर्धयामस्तु सर्वतः ॥ ९ ॥

મત્સ્ય, અંગ, મગધ અને અંધ્ર દેશમાં યમઘંટનો દોષ છે કાશ્મીર દેશમાં કુલિકયોગનો દોષ છે, અને અર્ધયામનો દોષ સર્વ ઠેકાણે છે. ૯.

## आनन्दादियोगनामानि ।

आनन्दः कालदण्डश्च धूम्राख्योऽथ प्रजापतिः ।
सौम्यो ध्वांक्षो ध्वजो नाम्ना श्रीवत्सो वज्रमुद्गरौ ॥१०॥

छत्रं मैत्रो मानसश्च पद्माख्यो लुम्बकस्तथा ।
उत्पातो मृत्युकाणाख्यौ सिद्धिश्चैव शुभोऽमृतः ॥ ११ ॥
मुसलोऽथ गदाख्यश्च मातङ्गो राक्षसश्चरः ॥
स्थिरश्च वर्धमानश्च योगाष्टाविंशतिः क्रमात् ॥ १२ ॥

૧ આનંદ, ૨ કાલદંડ, ૩ ધૂમ્ર, ૪ પ્રજાપતિ, ૫ સૌમ્ય, ૬ ધ્વાંક્ષ, ૭ ધ્વજ, ૮ શ્રીવત્સ, ૯ વજ્ર, ૧૦ મુદ્ગર, ૧૧ છત્ર, ૧૨ મૈત્ર, ૧૩ માનસ, ૧૪ પદ્મ, ૧૫ લુંબક, ૧૬ ઉત્પાત, ૧૭ મૃત્યુ, ૧૮ કાણ, ૧૯ સિદ્ધિ, ૨૦ શુભ, ૨૧ અમૃત, ૨૨ મુસલ ૨૩ ગદા, ૨૪ માતંગ, ૨૫ રાક્ષસ, ૨૬ ચર, ૨૭ સ્થિર અને ૨૮ વર્દ્ધમાન એ આનંદાદિ યોગોનાં નામ છે. ૧૦-૧૧-૧૨

## आनन्दादियोगगणनप्रकारः ।

दस्रादर्के मृगादिन्दौ सर्पाद्भौमे कराद्बुधे ।
मैत्राद्गुरौ मृगौ वैश्वाद् गण्या मन्दे च वारुणात् ॥१३॥

રવિવારે અશ્વિનીથી, સોમવારે મૃગશીર્ષથી, મંગળવારે આશ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરૂવારે અનુરાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢાથી અને શનિવારે શતભિષાથી દિવસના નક્ષત્ર સુધી ગણુતાં જેટલી સંખ્યા આવે તેટલી સંખ્યાવાળો આનંદાદિ યોગ જાણુવો. ૧૩

## आनन्दादियोगज्ञानचक्रम्

| योग. | र | चं | मं | बु | गु | शु | श | फल |
|---|---|---|---|---|---|---|---|---|
| आनंद | अ | मृ | आ | ह | अ | उ | श | सिद्धि |
| काळदं. | भ | आ | म | चि | ज्ये | अ | पू | मृत्यु |
| धूम्र | कृ | पु | पू | स्वा | मू | श्र | उ | असुख |
| प्रजाप. | रो | पु | उ | वि | पू | ध | रे | सौभा० |
| सौम्य. | मृ | आ | ह | अ | उ | श | अ | महासौ० |
| ध्वांक्ष | आ | म | चि | ज्ये | अ | पू | भ | धनक्षय |
| ध्वज | पु | पू | स्वा | मू | श्र | उ | कृ | सौख्य |
| श्रीवत्स | पु | उ | वि | पू | ध | रे | रो | सुख |
| वज्र | आ | ह | अ | उ | श | अ | मृ | क्षय |
| मुद्गर | म | चि | ज्ये | अ | पू | भ | आ | श्रीना. |
| छत्र | पू | स्वा | मू | श्र | उ | कृ | पु | राजस |
| मंत्र | उ | वि | पू | ध | रे | रो | पु | पुष्टि |
| मानस | ह | अ | उ | श | अ | मृ | आ | सौभा० |
| पद्म | चि | ज्ये | अ | पू | भ | आ | म | धनला० |
| लुम्बक | स्वा | मू | श्र | उ | कृ | पु | पू | धनना० |
| उत्पात | वि | पू | ध | रे | रो | पु | उ | प्राण |
| मृत्यु | अ | उ | श | अ | मृ | आ | ह | मृत्यु |
| काण | ज्ये | अ | पू | भ | आ | म | चि | क्लेश |
| सिद्धि | मू | श्र | उ | कृ | पु | पू | स्वा | कार्यसि० |
| शुभ | पू | ध | रे | रो | पु | उ | वि | कल्याण |
| अमृत | उ | श | अ | मृ | आ | ह | अ | राज |
| मुसल | अ | पू | भ | आ | म | चि | ज्ये | धननाश |
| गदा | श्र | उ | कृ | पु | पु | स्वा | मू | क्षय |
| मातंग | ध | रे | रो | पू | उ | वि | पू | कुलवृ० |
| राक्षस | श | अ | मृ | आ | ह | अ | उ | म. कष्ट |
| चर | पू | भ | आ | म | चि | ज्ये | अ | कार्यसि. |
| स्थिर | उ | कृ | पु | पू | स्वा | मू | श्र | गृहारंभ |
| वर्धमान | रे | रो | पु | उ | वि | पू | ध | लग्न |

## योगानां वर्ज्यघटिकाः ।

ध्वांक्षे वज्रे मुद्गरे चेषुनाड्यो वर्ज्या वेदाः पद्मलुम्बे गदेऽश्वाः ॥
धूम्रे काणे मूशले भूर्द्वयं द्वे रक्षोमृत्यूत्पातकालाश्च सर्वे ॥ १४ ॥

ધ્વાંક્ષ, વજ્ર અને મુદ્ગર યોગની પહેલી પાંચ ઘટી, પદ્મ અને લુંબકની ચાર ઘટી, ગદની સાત ઘટી, ધૂમ્રની એક ઘટી, કાણની બે ઘટી તથા મૂશલની બે ઘટી ત્યાગ કરવી. રાક્ષસ, મૃત્યુ, ઉત્પાત અને કાલ એ ચાર યોગ ત્યાગ કરવા ૧૪.

## दोषपरिहारः ।

अयोगः सिद्धियोगश्च द्वावेतौ भवतो यदि ॥
अयोगो हन्यते तेन सिद्धियोगः प्रवर्तते ॥ १५ ॥

જો દુષ્ટયોગ અને સિદ્ધિયોગ એ બન્ને હોય તો તે સિદ્ધિયોગજ મુખ્ય ગણાઈ તેનાથી દુષ્ટયોગનો નાશ થાય છે. ૧૫

यदि विष्टिर्व्यतीपातो दिनं चाप्यशुभं भवेत् ॥
हन्यतेऽमृतयोगेन भास्करेण तमो यथा ॥ १६ ॥

જે દિવસે વિષ્ટિ વ્યતીપાત આદિ કુયોગ હોય તથા અશુભ દિવસ હોય અને તે દિવસે કોઈ સારો અમૃત સિદ્ધિયોગ આવે તો જેમ સૂર્ય ઉગવાથી અંધકારનો નાશ થાય તેમ કુયોગનો નાશ થઈ શુભ દિવસ ગણાય. ૧૬

## उत्पातादियोगाः ।

विशाखादिचतुष्कं तु भास्करादिक्रमेण वै ॥
उत्पातमृत्युकालाख्यसिद्धियोगाः प्रकीर्तिताः ॥ १७ ॥

રવિવારે વિશાખા નક્ષત્રથી, સોમવારે પૂર્વાષાઢાથી, મંગળવારે

ધનિષ્ઠાથી, બુધવારે રેવતીથી, ગુરૂવારે રોહિણીથી, શુક્રવારે પુષ્યથી અને શનિવારે ઉત્તરાફાલ્ગુનીથી ગણતાં ચાર ચાર નક્ષત્રો અનુક્રમે ઉત્પાત, મૃત્યુ, કાલ અને સિદ્ધિયોગ જાણવા. ૧૭

## उत्पातादि योगचक्रम् ।

| वार | रवि | सोम | मंगल | बुध | गुरु | शुक्र | शनि |
|---|---|---|---|---|---|---|---|
| उत्पात | विशा. | पूर्वा. | धनिष्ठा | रेवती | रोहि. | पुष्य | उ. फा. |
| मृत्यु | अनु. | उ. षा. | श. भि. | अश्वि. | मृ. शी. | आश्ले. | हस्त |
| काल | ज्येष्ठा | अभि. | पू. भा. | भरणी | आर्द्रा | मघा | चित्रा |
| सिद्धि | मूल | श्रवण | उ. भा. | कृत्ति. | पुन. | पू. फा. | स्वाति |

## यमघंटयोगः

मघार्कवारे शशिने विशाखा आर्द्रा कुजे चेंदुसुते च मूलम् ॥
गुरौ तथाग्निर्भृगुरोहिणी च शनौ च हस्तो यमघंटयोगः॥१८॥

રવિવારે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારે મૂલ, ગુરૂવારે કૃત્તિકા, શુક્રવારે રોહિણી, અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય તો યમઘંટ યોગ જાણવો. ૧૮

## यमघंटफलम् ।

यमघंटे गते मृत्युः कुलच्छेदः करगृहे ॥
प्रतिष्ठायां मृत्युकरः शिशुर्जातो न जीवति ॥ १९ ॥

યમઘંટ યોગમાં ગામ જાય તો મૃત્યુ થાય, પાણિગ્રહણ કરે તો કુલનો નાશ થાય, પ્રતિષ્ઠા કરે તો મૃત્યુ થાય અને બાળક જન્મે તો તેનો નાશ થાય છે. ૧૯

## यमघंटयोगचक्रम् ।

| वार | रवि | सोम | मंगल | बुध | गुरु | शुक्र | शनि |
|---|---|---|---|---|---|---|---|
| नक्षत्र | मघा | विशा | आर्द्रा | मूल | कृत्ति. | रोहि. | हस्त |

## क्रकचयोगः ।

षष्ठी तु शनिवारेण शुक्रेणैव च सप्तमी ॥
अष्टमी गुरुवारेण नवमी चंद्रजेन तु ॥ २० ॥
दशमी भूमिपुत्रेण सोमे एकादशी तथा ॥
सूर्ये च द्वादशी प्रोक्ता क्रकयोगाः प्रकीर्तिताः ॥ २१ ॥

શનિવારે ષષ્ઠી તિથિ, શુક્રવારને દિવસે સાતમ, ગુરૂવારને દિવસે આઠમ, બુધવારે નવમી મંગળવારે દશમી, સોમવારના દિવસે અગીઆરસ અને રવિવારને દિવસે બારસ હોય તો ક્રકચ નામનો યોગ કહેલો છે. ૨૦-૨૧

| अथ क्रकचयोगचक्रम् | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| सू. | चं. | मं | बु. | गु. | शु. | श. | वार |
| १२ | ११ | १० | ९ | ८ | ७ | ६ | तिथि |

## संवर्तकयोगः ।

सप्तम्यामर्कवारश्चेत्प्रतिपत्सौम्यवासरे ॥
संवर्तयोगो विज्ञेयः शुभकर्मविनाशकृत् ॥ २२ ॥

સપ્તમીને દિવસે રવિવાર હોય અને પડવાને દિવસે બુધવાર હોય તો સંવર્તક યોગ જાણવો. આ યોગ શુભ કાર્યનાશ કરનારા છે. તેથી તેનો ત્યાગ કરવો. ૨૨

## यमदंष्ट्रायोगः ।

मघा धनिष्ठा सूर्ये तु चन्द्रे मूलविशाखके ॥
कृत्तिका भरणी भौमे सौम्ये पूषा पुनर्वसुः ॥ २३ ॥
गुरावूषाश्विनी शुक्रे रोहिणी चानुराधिका ॥
शनौ विष्णुः शतभिषग्यमदंष्ट्रा प्रकीर्तितः ॥ २४ ॥

રવિવારે મઘા તથા ધનિષ્ઠા, સોમવારે મૂળ તથા વિશાખા, મંગળવારે કૃતિકા તથા ભરણી, બુધવારે પૂર્વાષાઢા તથા પુનર્વસુ, ગુરૂવારે ઉત્તરાષાઢા તથા અશ્વિની, શુક્રવારે રોહિણી તથા અનુરાધા અને શનિવારે શ્રવણ તથા શતભિષા નક્ષત્ર હોય તો યમદંષ્ટ્રા યોગ જાણવો અને તે શુભ કામમાં ત્યાગ કરવો. ૨૩–૨૪

## मूशलवज्रयोगः ।

चन्द्रे चित्रा भृगौ ज्येष्ठा शनौ चैव तु रेवती ॥
चन्द्रजे तु धनिष्ठोक्ता रवौ तु भरणी तथा ॥ २५ ॥
ऊषा भौमे गुरौ चैव उत्तराफाल्गुनी तथा ॥
अयं मूशलवज्राख्ययोगो वर्ज्यः शुभे बुधैः ॥ २६ ॥

સોમવારે ચિત્રા, શુક્રવારે જ્યેષ્ઠા, શનિવારે રેવતી, બુધવારે ધનિષ્ઠા, રવિવારે ભરણી, મંગળવારે ઉત્તરાષાઢા અને ગુરૂવારે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હોય તો મૂશલવજ્રયોગ જાણવો તે શુભ કામમાં વર્જ્ય છે. ૨૫–૨૬

## त्रिपुष्करयोगः ।

भद्रातिथौ रविजभूतनयार्कवारे
द्वीशार्यमाजचरणादितिवह्निविश्वे ॥

त्रैपुष्करो भवति मृत्युविनाशवृद्धौ
त्रैगुण्यदो द्विगुणकृद्वसुतक्षचान्द्रे ॥ २७ ॥

દ્વિતીયા, સપ્તમી અને દ્વાદશી એ તિથિ, શનિ, મંગળ અને રવિ એ વાર તથા વિશાખા; ઉત્તરાફાલ્ગુની, પૂર્વાફાલ્ગુની, પુનર્વસુ, કૃત્તિકા અને ઉત્તરાષાઢા એ નક્ષત્રો એ ત્રણ એકત્ર એકઠાં થવાથી ત્રિપુષ્કર યોગ થાય છે. દ્વિતીયા, સપ્તમી અને દ્વાદશી એ તિથિ, શનિ, મંગળ અને રવિ એ વાર તથા ધનિષ્ઠા, ચિત્રા, અને મૃગશીર્ષ એ નક્ષત્રો એ ત્રણ એકઠાં થવાથી દ્વિપુષ્કર યોગ થાય છે. ત્રિપુષ્કર યોગ જે દિવસે હોય તે દિવસે જો મરણ, કોઈ વસ્તુનો નાશ અથવા કોઈ પણ વસ્તુની પ્રાપ્તિ થાય તો તે ત્રણ ગણું થાય છે. એવીજ રીતે દ્વિપુષ્કર યોગમાં બમણું થાય છે. ૨૭

## त्रिपुष्करमरणे शान्तिः ।

दद्यात्तद्दोषनाशाय गोत्रयं मूल्यमेव वा ॥
द्विपुष्करे द्वयं दद्यान्न दोषस्त्वृक्षमात्रतः ॥ २८ ॥

ત્રિપુષ્કર યોગમાં મરણના દોષનો નાશ કરવા માટે ત્રણ ગાયોનું દાન અથવા ત્રણ ગાયોનું મૂલ્યદાન કરવું. એવીજ રીતે દ્વિપુષ્કર યોગમાં પણ બે ગાયોનું અથવા બે ગાયોના મૂલ્યનું દાન કરવું. નક્ષત્ર માત્ર હોય તો દોષ નથી. ૨૮

## नक्षत्रवारादिमृत्युयोगज्ञानम्

त्यज रवि अनुराधा उत्तराषाढचन्द्रे ।
शतभिषमपि भौमे चन्द्रजे चाश्विनी च ॥

मृगशिरसि सुरेज्ये नागदैवं च शुक्रे ।
रविसुतमपि हस्ते मृत्युयोगा भवन्ति ॥ २९ ॥

રવિવારને દિવસે અનુરાધા, સોમવારને દિવસે શતભિ બુધવારને દિવસે અશ્વિની, ગુરૂવારને દિવસે મૃગશીર્ષ, શુક્રવા દિવસે આશ્લેષા, શનિવારને દિવસે હસ્ત નક્ષત્ર હોય તો મૃત્ યોગ જાણવો. ૨૯

## मृत्युयोगः ।

रवौ भौमे भवेन्नन्दा भद्रा भार्गवचन्द्रयोः ॥
बुधे जया गुरौ रिक्ता शनौ पूर्णा च मृत्युदा ॥ ३०

રવિવારે અને મંગળવારે નંદા (૧-૬-૧૧) તિથિ, શુક્રવા અને સોમવારે ભદ્રા (૨-૭-૧૨) તિથિ, બુધવારે જ ૩-૮-૧૩ તિથિ, ગુરૂવારે રિક્તા (૪-૯-૧૪) તિથિ અને શનિ વારે જો પૂર્ણા (૫-૧૦-૧૫) તિથિ હોય તો મૃત્યુયો જાણવો. ૩૦

**मृत्युयोगचक्रम्.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| रवि. | शुक्र. | बुध. | गुरु. | शनि. | |
| भौम. | चंद्र. | ० | ० | ० | वार |
| १ | २ | ३ | ४ | ५ | |
| ६ | ७ | ८ | ९ | १० | तिथि |
| ११ | १२ | १३ | १४ | १५।३० | |

## रवियोगाः ।

सूर्यभाद्वेदगोतर्कदिग्विश्वनखसंमिते ॥
चन्द्रर्क्षे रवियोगाः स्युर्दोषसंघविनाशकाः ॥ ३१ ॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રમાના નક્ષત્ર સુધી ગણતાં જો ચાર, નવ, છ, દશ, તેર અને વિશ સંખ્યા આવે તો દરેક દોષના સમૂહને નાશ કરનારા રવિયોગો જાણવા. ૩૧

## तिथिदग्धयोगः ।

द्वादश्येकादशीनागगौरीस्कन्दवसुष्वपि ॥
नवम्यां दग्धयोगः स्याद्भानुवारादितः क्रमात् ॥ ३२ ॥

રવિવારે દ્વાદશી, સોમવારે એકાદશી, મંગળવારે પંચમી, બુધવારે તૃતીયા, ગુરૂવારે ષષ્ઠી, શુક્રવારે અષ્ટમી અને શનિવારે જો નવમી તિથિ હોય તો દગ્ધયોગ જાણવો. ૩૨

## नक्षत्रदग्धयोगः ।

यमर्क्षमर्कवारेऽब्जे चित्रा भौमे तु विश्वभम् ॥
बुधे श्रविष्ठार्यम्णर्क्षं गुरौ ज्येष्ठा भृगोर्दिने ॥
रेवती शनिवारे तु दग्धयोगा भवन्त्यमी ॥ ३३ ॥

રવિવારે ભરણી, સોમવારે ચિત્રા, મંગળવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ઠા, ગુરૂવારે ઉત્તરાફાલ્ગુની, શુક્રવારે જ્યેષ્ઠા અને શનિવારે જો રેવતી નક્ષત્ર હોય તો દગ્ધયોગ જાણવો. ૩૩

## हुताशनयोगाः ।

षष्ठ्यादितिथयः सप्त चन्द्रवारादिभिर्युताः ॥
क्रमात्पक्षद्वयेऽपि स्युः सप्तयोगा हुताशनाः ॥ ३४ ॥

શુક્લ તથા કૃષ્ણ પક્ષની ષષ્ઠી અને સોમવાર, સપ્તમી અને મંગળવાર, અષ્ટમી અને બુધવાર, નવમી અને ગુરૂવાર, દશમી અને શુક્રવાર, એકાદશી અને શનિવાર, દ્વાદશી અને રવિવાર આવે તો તે સાત હુતાશન યોગ જાણવા. ૩૪

## विरुद्धयोगाः ।

सूर्ये विशाखा भरणी द्वादशी च चतुर्दशी ॥
अनुराधा मघा ज्येष्ठा विरुद्धा सप्तमी सदा ॥ ३५ ॥

રવિવારે દ્વાદશી, ચતુર્દશી અને સપ્તમી તિથિ તેમ વિશાખા, ભરણી, અનુરાધા, મઘા અને જ્યેષ્ઠા એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો. ૩૫

चन्द्रे चित्रोत्तराषाढा पूर्वाषाढा विशाखयोः ॥
त्रयोदश्येकादशी च षष्ठी यत्नेन वर्जयेत् ॥ ३६ ॥

સોમવારે ત્રયોદશી, એકાદશી અને ષષ્ઠી એ તિથિ અને ચિત્રા, ઉત્તરાષાઢા, પૂર્વાષાઢા અને વિશાખા એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો. ૩૬

आर्द्रा भौमे धनिष्ठा च प्रतिपत्पूर्वभाद्रपत् ॥
शतभिषक्चोत्तराषाढा दशमी च विवर्जयेत् ॥ ३७ ॥

મંગળવારે પ્રતિપદા અને દશમી એ તિથિ અને આર્દ્રા, ધનિષ્ઠા, પૂર્વાભાદ્રપદા, શતભિષા અને ઉત્તરાષાઢા એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો. ૩૭

बुधे धनिष्ठा भरणी ह्यश्विनी मूलसंयुता ॥
तृतीया नवमी चैव प्रतिपद्रेवती त्यजेत् ॥ ३८ ॥

બુધવારે તૃતીયા, નવમી અને પ્રતિપદા એ તિથિ તેમ ધનિષ્ઠા, ભરણી, અશ્વિની, મૂલ અને રેવતી એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો. ૩૮

जीवेऽष्टमी चतुर्थी च ह्यार्द्रा चोत्तरफाल्गुनी ॥
रोहिणी शतभिषक्षष्ठी कृत्तिका मृगमेव च ॥ ३९ ॥

ગુરૂવારે અષ્ટમી, ચતુર્થી અને ષષ્ઠી એ તિથિ, અને આર્દ્રા, ઉત્તરાફાલ્ગુની, રોહિણી, શતભિષા, કૃત્તિકા અને મૃગશીર્ષ એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો. ૩૯

भार्गवे रोहिणी ज्येष्ठा द्वितीया सप्तमी तथा ।
पुष्याश्लेषामघाश्चैव सर्वकर्माणि वर्जयेत् ॥ ४० ॥

શુક્રવારે દ્વિતીયા અને સપ્તમી એ તિથિ તેમ રોહિણી, જયેષ્ઠા, પુષ્ય, આશ્લેષા અને મઘા એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો, તે સર્વ કર્મમાં ત્યાગ કરવો. ૪૦

मन्दे चित्रोत्तराषाढारेवतीत्रीणि सप्तमी ॥
उत्तराफाल्गुनी षष्ठी पूर्वाषाढा विवर्जयेत् ॥ ४१ ॥

શનિવારે સપ્તમી અને ષષ્ઠી એ તિથિ અને ચિત્રા, ઉત્તરાષાઢા, રેવતી, અશ્વિની, ભરણી, ઉત્તરાફાલ્ગુની અને પૂર્વાષાઢા, એ નક્ષત્ર હોય તો વિરૂદ્ધ યોગ જાણવો. વિરૂદ્ધ યોગનો સર્વ કર્મમાં ત્યાગ કરવો. ૪૧

## सिद्धियोगाः ।

शुक्रे नंदा बुधे भद्रा मंदे रिक्ता कुजे जया ॥
गुरौ पूर्णाखिलारंभे सिद्धियोगाः प्रकीर्तिता ॥ ४२ ॥

શુક્રવારે નંદા (૧-૬-૧૧) તિથિ, શનિવારે રિક્તા (૪-૯-૧૪) તિથિ, મંગળવારે જયા (૩-૮-૧૩) તિથિ, ગુરૂવારે પૂર્ણા (૫-૧૦-૧૫) તિથિ બધા કામમાં સિદ્ધિ આપનારી છે. ૪૨

आदित्ये चाष्टमी हस्तो ह्याश्विनी चोत्तरात्रयम् ॥
मूलं पुष्यो धनिष्ठा च सिद्धियोगः प्रकीर्तितः ॥ ४३ ॥

રવિવારે અષ્ટમી તિથિ તથા હસ્ત, અશ્વિની, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, મૂલ, પુષ્ય અને ધનિષ્ઠા નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૩

चन्द्रे च नवमी पुष्यः श्रवणं रोहिणी मृगः ॥
दशमी वरुणं भं च सिद्धियोगः प्रकीर्तितः ॥ ४४ ॥

સોમવારે નવમી અને દશમી તિથિ તથા પુષ્ય, શ્રવણ, રોહિણી, મૃગશીર્ષ, અને શતભિષા નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૪

भौमे षष्ठी तृतीया च ह्यष्टमी च त्रयोदशी ॥
मूलाश्विनी मघाश्लेषा सिद्धिरुत्तरभाद्रपात् ॥ ४५ ॥

મંગળવારે ષષ્ઠી, તૃતીયા, અષ્ટમી અને ત્રયોદશી તિથિ તેમ મૂલ,અશ્વિની, મઘા, આશ્લેષા અને ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૫

बुधे सिद्धिर्द्वितीया च सप्तमी द्वादशी तथा ॥
मृगोऽनुराधा पुष्यश्च कृत्तिका चैव रोहिणी ॥ ४६ ॥

બુધવારે દ્વિતીયા, સપ્તમી અને દ્વાદશી તિથિ તેમ મૃગશીર્ષ, અનુરાધા, પુષ્ય, કૃત્તિકા અને રોહિણી નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૬

दशमी पञ्चमी जीवे विशाखा पूर्णिमा तथा ॥
पौष्णाश्विन्यनुराधा च सिद्धिः पुष्यः पुनर्वसुः ॥ ४७ ॥

ગુરૂવારે દશમી, પંચમી અને પૂર્ણિમા તિથિ તેમ વિશાખા, રેવતી, અશ્વિની, અનુરાધા, પુષ્ય અને પુનર્વસુ નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૭

शुक्रे प्रतिपदा षष्ठ्येकादशी च त्रयोदशी ॥
रेवती पूर्वभाश्विन्यौ सिद्धिश्चित्रादितिः श्रुतिः ॥ ४८ ॥

શુક્રવારે પ્રતિપદા, ષષ્ઠી, એકાદશી અને ત્રયોદશી તિથિ તેમ રેવતી, પૂર્વાભાદ્રપદા, અશ્વિની, ચિત્રા, પુનર્વસુ અને શ્રવણ નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૮

मन्दे चतुर्थी नवमी रोहिणी च चतुर्दशी ॥
सिद्धिः स्वाती मघा पूर्वाफाल्गुनी श्रवणं तथा ॥ ४९ ॥

શનિવારે ચતુર્થી, નવમી, અને ચતુર્દશી તિથિ તેમ રોહિણી, સ્વાતી, મઘા, પૂર્વાફાલ્ગુની અને શ્રવણ નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો. ૪૯

## सिद्धियोगः ।

शुक्रे नन्दा बुधे भद्रा जया भौमे प्रकीर्तिताः ॥
शनौ रिक्ता गुरौ पूर्णा सिद्धियोगा उदाहृताः ॥ ५० ॥

શુક્રવારે નંદા (૧-૬-૧૧) તિથિ, બુધવારે ભદ્રા (૨-૭-૧૨) તિથિ, મંગળવારે જયા (૩-૮-૧૩) તિથિ, શનિવારે રિક્તા (૪-૯-૧૪) તિથિ અને ગુરૂવારે પૂર્ણા (૫-૧૦-૧૫) તિથિ હોય તો સિદ્ધિયોગ જાણવો. ૫૦

| अथ सिद्धियोगचक्रम् | | | | | |
|---|---|---|---|---|---|
| शु. | बु. | मं. | श. | गु. | वार. |
| १ | २ | ३ | ४ | ५ | तिथि. |
| ६ | ७ | ८ | ९ | १० | तिथि. |
| ११ | १२ | १३ | १४ | १५ | तिथि. |

## अमृतसिद्धियोगः।

आदित्यहस्तो गुरुपुष्ययोगो बुधानुराधा शनिरोहिणी च ॥
चन्द्रे च विष्णुर्भृगुरेवती च भौमाश्विनी चामृतसिद्धियोगः ॥५१॥

રવિવારે હસ્ત, ગુરૂવારે પુષ્ય, બુધવારે અનુરાધા, શનિવારે રોહિણી, સોમવારે મૃગશીર્ષ, શુક્રવારે રેવતી અને મંગળવારે અશ્વિની નક્ષત્ર હોય તો અમૃત સિદ્ધિયોગ જાણવો. ૫૧

| अथ अमृतसिद्धियोग चक्रम् | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| र. | चं. | मं. | बु. | गु. | शु. | श. | वार. |
| ह. | मृ | ऽश्वि. | ऽनु. | पुष्य | रे. | रो. | नक्ष. |
| ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | योग |

## *ज्वालामुखीयोगः।

प्रतिपन्मूलनक्षत्रं पञ्चम्यांतु भरण्यथ ॥

* આ જ્વાલામુખી યોગનું ફળ ગુજરાતી ભાષામાં "—जायो ते जीवे नहीं, वसेतो उज्जड थाय। नारी पहेरे चूडलो, कंथ समूली जाय ॥ खाट पड्यो उठ नाहिं कुवे नीर न झरंत। ए तो ग जोवो जोपीडा जोइ काउ करंत" એવું કેટલાક કહે છે.

अष्टम्यां कृत्तिका चैव नवम्यां रोहिणी तथा ॥५२॥
सार्पं दशम्यां विज्ञेयः सर्वकार्यविनाशकृत् ।
ज्वालामुख्यभिधो योगो वर्जितव्यः सदा बुधैः ॥ ५३ ॥

પ્રતિપદાને દિન મૂલ, પંચમીને દિન ભરણી, અષ્ટમીને દિન કૃત્તિકા, નવમીને દિન રોહિણી અને દશમીને દિન આશ્લેષા નક્ષત્ર હોય તો જ્વાલામુખી યોગ જાણવો. આ યોગ સર્વ કાર્યોને નાશ કરનારો છે માટે પંડિતોએ સદા તેનો ત્યાગ કરવો. ૫૨–૫૩

## राज्यभङ्गादियोगः ।

यदि भवति कदाचिच्चाश्विनी नष्टचन्द्रा
शनिरविकुजवारे स्वातिरायुष्ययोगे ॥
गगनचरपशूनां जङ्गमस्थावराणां
नृपतिजनविनाशो राज्यभङ्गस्तथोक्तः ॥ ५४ ॥

કોઈ વખતે અમાવાસ્યાને દિવસે શનિવાર, રવિવાર અને મંગળવાર હોય, અશ્વિની અને સ્વાતી નક્ષત્ર હોય તથા આયુષ્યમાન યોગ હોય તો પશુ, પક્ષી, જંગમ, સ્થાવર, રાજા તથા મનુષ્યોનો નાશ અને રાજ્યભંગ થાય. ૫૪

## खर्परयोगः ।

यस्मिन्वारेऽर्कसंक्रान्तिस्तस्मिन्वारे यदा कुहूः ।
तदा खर्परयोगस्तु ज्ञेयोऽसौ विघ्नकृद् भुवि ॥ ५५ ॥

જે વારે સૂર્યસંક્રમણ થતું હોય તેજ વારે જો અમાવાસ્યા આવે તો ખર્પર યોગ જાણવો. આ ખર્પર યોગ આવે ત્યારે દરેક જાતનાં વિઘ્નો થાય છે. ૫૫

| अथ सिद्धियोगचक्रम् | | | | | |
|---|---|---|---|---|---|
| शु. | बु. | मं. | श. | गु. | वार. |
| १ | २ | ३ | ४ | ५ | तिथि. |
| ६ | ७ | ८ | ९ | १० | तिथि. |
| ११ | १२ | १३ | १४ | १५ | तिथि. |

## अमृतसिद्धियोगः ।

आदित्यहस्तो गुरुपुष्ययोगो बुधानुराधा शनिरोहिणी च ॥
चन्द्रे च विष्णुर्भृगुरेवती च भौमाश्विनी चामृतसिद्धियोगः ॥५१॥

રવિવારે હસ્ત, ગુરૂવારે પુષ્ય, બુધવારે અનુરાધા, શનિવારે રોહિણી, સોમવારે મૃગશીર્ષ, શુક્રવારે રેવતી અને મંગળવારે અશ્વિની નક્ષત્ર હોય તો અમૃત સિદ્ધિયોગ જાણવો. ૫૧

| अथ अमृतसिद्धियोग चक्रम् | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| र. | चं. | मं. | बु. | गु. | शु. | श. | वार. |
| ह. | मृ | ऽश्वि. | ऽनु. | पुष्य | रे. | रो. | नक्षा. |
| ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | ऽमृ. | योग |

## *ज्वालामुखीयोगः ।

प्रतिपन्मूलनक्षत्रं पञ्चम्यांतु भरण्यथ ॥

* આ જ્વાલામુખી યોગનું ફળ ગુજરાતી ભાષામાં "—जायो ते जीवे नहीं, वसेतो उज्जड थाय। नारी पहेरे चूडलो, कंथ समूली जाय ॥ खाट पड्यो उठे नहिं कुवे नीर न झरंत। ए तो न जोयो जोषीडा जोइ काउ करंत" એવું કેટલાક કહે છે.

# दुर्मुहूर्तसुमुहूर्तज्ञानचक्रम् ।

| . | योगाः | सूर्यः | चन्द्रः | मंगलः | बुधः | गुरुः | शुक्रः | शनिः |
|---|---|---|---|---|---|---|---|---|
| १ | चरयोगः | पूर्वा | आर्द्रा | विशाखा | रोहिणी | पुष्य | मघा | मूल |
| २ | क्रकचयो. | ति. १३ | ति. ११ | ति १० | ति. ९ | ति. ८ | ति. ७ | ति. ६ |
| ३ | दग्धयोगः | ति. १२ | ति. ११ | ति. ५ | ति. ३ | ति. ६ | ति. ८ | ति. ९ |
| ४ | मृत्युयो. | ति. १।६।११ | ति. २।७।१२ | ति. १।६।११ | ति. ४।९।१४ | ति. २।७।१२ | ति. ३।८।१३ | ति. ५।१०।१५ |
| ५ | सिद्धियो. | ति.× | ति × | ति. ३।८।१३ | ति. २।७।१२ | ति. ५।१०।१५ | ति. १।६।११ | ति. ४।९।१४ |
| ६ | उत्पातयो. | विशा | पू. | धनिष्ठा | रेवती | रोहि. | पुष्य | उत्तरा |
| ७ | मृत्युयोगः | अनुरा. | उत्तरा | शतता. | अश्वि. | मृग. | आश्ले. | हस्त |
| ८ | कालयो. | भरणी | आर्द्रा | मघा | चित्रा | ज्येष्ठा | अभि. | पू. भा. |
| ९ | सिद्धियो. | मूल | श्रवण | उत्तरा. | कृत्तिका | पुनर्वसु | पूर्वा | स्वाति |
| १० | यमघंटयो. | मघा | विशा. | आर्द्रा | मूल | कृत्तिका | रोहि. | हस्त |
| ११ | यमदंष्ट्रा. | म. ध. | मू. वि. | कृ. भ. | उषा.पूषा | उषा. अ. | रो. अ. | श्र. श. |
| १२ | मुसलवये | भरणी | चित्रा | उ. षा. | धनि. | उत्तरा | ज्येष्ठा | रेवती |
| १३ | अमृत-सिद्धियो. | हस्त | श्रवण | अश्वि. | अनु. | पुष्य | रेवती | रोहिणी |

## अर्धोदययोगः ।

पौषमासे रवौ दर्शे व्यतीपाते श्रवान्विते ॥
अर्धोदयाभिधो योगः किञ्चिन्न्यूने महोदयः ॥ ५६

પૌષ માસની અમાવાસ્યાએ રવિવાર, વ્યતીપાત અને શ્રવણ નક્ષત્ર હોય તો અર્ધોદય યોગ જાણવો તથા આમાંથી કંઈક ન્યૂન હોય તો મહોદય ચોગ જાણવો. ૫૬

## वारुणीयोगः ।

वारुणेन समायुक्ता मधुकृष्णा त्रयोदशी ॥
गंगायां यदि लभ्येत सूर्यग्रहशतैः समा ॥
शनिवारसमायुक्ता सा महावारुणी स्मृता ॥ ५७ ॥
शुभयोगसमायुक्ता शनौ शतभिषा यदि ॥
महामहेति विख्याता त्रिकोटिकुलमुद्धरेत् ॥ ५८ ॥

ચૈત્ર માસના કૃષ્ણપક્ષની ત્રયોદશીને દિવસે જો શતભિષા નક્ષત્ર હોય તો વારુણી યોગ જાણવો. આ યોગમાં જો ગંગાસ્નાન થાય તો ૧૦૦ સૂર્યગ્રહણ બરાબર ફળ થાય છે. તથા ચૈત્ર કૃષ્ણપક્ષની ત્રયોદશીએ જો શનિવાર, શુભ યોગ અને શતભિષા નક્ષત્ર એ બધું હોય તો મહાવારુણી યોગ જાણવો. આ યોગમાં સ્નાન, દાન, પુણ્ય કરવાથી ત્રણ કોટિ કુલનો ઉદ્ધાર થાય છે. ૫૭–૫૮

# अथ तीर्थयात्राप्रकरणम् ॥ ३ ॥

## अथ यात्रामुहूर्तविचारः ।

### यात्रायां मासाः ताराविचारश्च ।

धनुर्मेषसिंहेषु यात्रा प्रशस्ता शनिज्ञोशनोराशिगे चैव मध्या ।
रवौ कर्कमीनालिसंस्थे तु दीर्घा जनुः सप्तपञ्चत्रिताराश्च नेष्टाः

ધન, મેષ અને સિંહના સૂર્યમાં યાત્રા શુભ છે. મકર, કુંભ, કન્યા, મિથુન, વૃષભ અને તુલાના સૂર્યમાં મધ્યમ છે. કર્ક, મીન અને વૃશ્ચિકના સૂર્યમાં નિષિદ્ધ છે. પહેલી, સાતમી, પાંચમી અને ત્રીજી તારાઓ યાત્રામાં વર્જિત છે. ૧

### नक्षत्रविचारः । मु. प्र. ।

धनिष्ठा श्रवणो हस्तोऽनुराधा रेवतीद्वयम् ।
मृगः पुनर्वसुः पुष्यः श्रेष्ठान्येतानि भानि च ॥ २ ॥
मूलं पूर्वात्रयं ज्येष्ठा रोहिणी शततारकाः ॥
उत्तराणां त्रयं याने मध्यान्येतानि भानि च ॥ ३ ॥
चित्रात्रयं मघाश्लेषाकृत्तिकार्द्रा भरण्यपि ॥
वर्ज्यान्येतानि धिष्ण्यानि यात्रायां जन्मभं तथा ॥ ४

અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા ને રેવતી આટલાં નક્ષત્રો યાત્રા (પ્રયાણ)માં શ્રેષ્ઠ છે. રોહિણી, જયેષ્ઠા, મૂલ, શતભિષા, ત્રણ પૂર્વા અને ત્રણ ઉત્તરા એ નક્ષત્રો મધ્યમ છે. ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, ચિત્રા, સ્વાતી, વિશાખા અને જન્મનક્ષત્ર એ નેષ્ઠ છે. ૨–૪

## कपिलाषष्ठीयोगः ।

आश्विने कृष्णपक्षे तु षष्ठ्यां भौमेऽथ रोहिणी ॥
व्यतीपातस्तदा षष्ठी कपिलाऽनन्तपुण्यदा ॥ ५९ ॥

આશ્વિન માસના કૃષ્ણપક્ષની ષષ્ઠીને દિવસે મંગળવાર, રોહિણી નક્ષત્ર અને વ્યતીપાત હોય તો તે અનંત પુણ્ય આપવાવાળો કપિલાષષ્ઠી યોગ જાણવો. ૫૯

## पुष्करयोगः ।

विशाखास्थो यदा भानुः कृत्तिकासु च चन्द्रमाः ॥
संयोगः पुष्करो नाम पुष्करेष्वतिदुर्लभः ॥ ६० ॥

જ્યારે સૂર્ય વિશાખા નક્ષત્ર ઉપર હોય અને ચંદ્રમા કૃત્તિકા નક્ષત્ર ઉપર હોય એવો સંયોગ મળે ત્યારે તે પુષ્કર યોગ જાણવો. આ યોગ પુષ્કર નામના ક્ષેત્રમાં અતિ દુર્લભ છે. ૬૦

इति श्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लावटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणा लिखितयागुर्जरटीकया सहिते मुहूर्तविचारादि-बालबोधज्योतिषसारसंग्रहे द्वितीयं शुभाशुभयोगज्ञानप्रकरणं समाप्तम् ॥ २ ॥

---

# अथ तीर्थयात्राप्रकरणम् ॥ ३ ॥

## अथ यात्रामुहूर्तविचारः ।

### यात्रायां मासाः ताराविचारश्च ।

धनुर्मेषसिंहेषु यात्रा प्रशस्ता शनिज्ञोशनोराशिगे चैव मध्या ।
रवौ कर्कमीनालिसंस्थे तु दीर्घा जनुः सप्तपञ्चत्रितारश्च नेष्टाः १

ધન, મેષ અને સિંહના સૂર્યમાં યાત્રા શુભ છે. મકર, કુંભ, કન્યા, મિથુન, વૃષભ અને તુલાના સૂર્યમાં મધ્યમ છે. કર્ક, મીન અને વૃશ્ચિકના સૂર્યમાં નિષિદ્ધ છે. પહેલી, સાતમી, પાંચમી અને ત્રીજી તારાઓ યાત્રામાં વર્જિત છે. ૧

### नक्षत्रविचारः । मु. प्र. ।

धनिष्ठा श्रवणो हस्तोऽनुराधा रेवतीद्वयम् ।
मृगः पुनर्वसुः पुष्यः श्रेष्ठान्येतानि भानि च ॥ २ ॥
मूलं पूर्वात्रयं ज्येष्ठा रोहिणी शततारकाः ॥
उत्तराणां त्रयं याने मध्यान्येतानि भानि च ॥ ३ ॥
चित्रात्रयं मघाश्लेषाकृत्तिकार्द्रा भरण्यपि ॥
वर्ज्यान्येतानि धिष्ण्यानि यात्रायां जन्मभं तथा ॥ ४ ॥

અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા ને રેવતી આટલાં નક્ષત્રો યાત્રા (પ્રયાણ)માં શ્રેષ્ઠ છે. રોહિણી, જ્યેષ્ઠા, મૂલ, શતભિષા, ત્રણ પૂર્વા અને ત્રણ ઉત્તરા એ નક્ષત્રો મધ્યમ છે. ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, ચિત્રા, સ્વાતી, વિશાખા અને જન્મનક્ષત્ર એ નેષ્ઠ છે. ૨-૪

## शुभाशुभ-वारविचारः।

अर्के क्लेशमनर्थकं च गमने सोमे च बंधुप्रियं
चाङ्गारेऽनलतस्करज्वरभयं प्राप्नोति चार्थं बुधे ॥
क्षेमारोग्यसुखं करोति च गुरुर्लाभं च शुक्रः शुभो
मंदे बंधनहानिरोगमरणान्युक्तानि गर्गादिभिः ॥ ५ ॥

રવિવારે પ્રયાણ કર્યું હોય તો માર્ગમાં મહાક્લેશ તથા અનર્થ પ્રાપ્ત થાય. સોમવારે ભાઇ તથા મિત્રનું દર્શન. મંગલવારે અગ્નિ તથા ચોરનો ભય અને જ્વરની પીડા. બુધવારે દ્રવ્યનો—લક્ષ્મીનો લાભ. ગુરુવારે ક્ષેમ, આરોગ્ય અને સુખ પ્રાપ્તિ. શુક્રવારે લાભ અને શુભ ફલની પ્રાપ્તિ. શનિવારે બંધન, હાનિ, રોગ, મરણ. આ પ્રમાણે ગર્ગાદિ ઋષિઓએ શુભાશુભ વારનું ફલ કહ્યું છે. ૫

## यात्रातिथयः। मु. चि.।

न षष्ठी न च द्वादशी नाष्टमी नो
सिताद्या तिथिः पूर्णिमा मानरिक्ता ॥ ६ ॥

ષષ્ઠી, અષ્ટમી, બારસ, રિક્તા તિથિ-(૪-૯-૧૪), અમાવાસ્યા, પૂર્ણિમા અને શુકલપક્ષની પ્રતિપદા એ તિથિઓ યાત્રામાં શુભ નથી. એ શિવાય કૃષ્ણપક્ષનો પડવા શુભ છે. ૬

## चंद्रफलम्।

निजराशौ स्वोच्चराशौ श्रेष्ठं चन्द्रबलं सदा ॥
जन्मस्थः कुरुते पुष्टिं द्वितीये च धनागमम् ॥ ७ ॥

तृतीये राज्यसन्मानं चतुर्थे कलहागमम् ॥
पञ्चमे मतिविभ्रंशो भवेच्चन्द्रे न संशयः ॥ ८ ॥
धनधान्यागमः षष्ठे संतोषः स्यात्तु सप्तमे ॥
अष्टमे प्राणसंदेहो नवमे क्लेश एव च ॥ ९ ॥
दशमे कार्यनिष्पत्तिर्ध्रुवमेकादशे जयः ॥
द्वादशेन शशाङ्केन मृत्युरेव न संशयः ॥ १० ॥

ચંદ્રમા જો પોતાની (કર્ક) રાશિમાં અથવા પોતાની ઉચ્ચ (વૃષભ) રાશિમાં હોય તો સદા ઉત્તમ તથા બળવાન્ જાણવો. પહેલો ચંદ્રમા પુષ્ટિકર્તા, બીજો ચંદ્રમા ધનાગમકર્તા, ત્રીજો રાજ્ય-સન્માનકર્તા, ચોથો કલહાગમકર્તા, પાંચમો બુદ્ધિનો નાશકર્તા, છઠ્ઠો ધનધાન્યનો આગમકર્તા, સાતમો સંતોષકર્તા, આઠમો પ્રાણનો સંદેહકર્તા, નવમો કલેશકર્તા, દશમો કાર્યનો ઉદયકર્તા, અગિયારમો જયકર્તા અને બારમો ચંદ્રમા નિઃસંશય મૃત્યુ-કર્તા છે. ૭–૧૦

## घाततिथिवारचन्द्रनक्षत्राणि ।

मेषे रविर्मघा प्रोक्ता षष्ठी प्रथमचन्द्रमाः ॥
वृषभे पञ्चमो हस्तश्चतुर्थी शनिरेव च ॥ ११ ॥
मिथुने नवमः स्वाती ह्यष्टमी चन्द्रवासरः ॥
कर्के द्वावनुराधा च बुधः षष्ठी प्रकीर्तिता ॥ १२ ॥
सिंहे षष्ठश्चन्द्रमाश्च दशमी शनिमूलके ॥
कन्यायां दशमश्चन्द्रः श्रवणः शनिरष्टमी ॥ १३ ॥

तुले गुरुर्द्वादशी स्याच्छतं तृतीयचन्द्रमाः ॥
वृश्चिके रेवती सप्त दशमी भार्गवस्तथा ॥ १४ ॥
धने चतुर्थो भरणी द्वितीया भार्गवस्तथा ॥
मकरेऽष्टमो रोहिणी च द्वादशी भौमवासरः ॥ १५॥
कुंभ एकादशश्चार्द्रा चतुर्थी गुरुवासरः ॥
मीने च द्वादशः सार्प द्वितीया भार्गवस्तथा ॥ १६ ॥

અર્થ:—નીચેના કોષ્ટક પ્રમાણે ઘાત તિથ્યાદિ લેવાં.

## घात–तिथि–वार–चन्द्र–नक्षत्र–चक्रम् ।

| રાશિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૬ | ૪ | ૮ | ૬ | ૧૦ | ૮ | ૧૨ | ૧૦ | ૨ | ૧૨ | ૪ | ૨ |
| વાર | રવિ | શનિ | સોમ | બુધ | શનિ | શનિ | ગુરૂ | શુક્ર | શુક્ર | મંગળ | ગુરૂ | શુક્ર |
| ચંદ્ર | ૧ | ૫ | ૯ | ૨ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૪ | ૮ | ૧૧ | ૧૨ |
| નક્ષત્ર | મઘા | હસ્ત | સ્વાતી | અનુરા | મૂલ | શ્રવણ | શતભિ | રેવતિ | ભરણી | રોહિ. | આર્દ્રા | આ. શ્લે૦ |

## स्त्रीघातचन्द्राः ।

शशीनागशैलाङ्करागाग्निवेदाः कराशाशिवापाण्डवाश्वित्रभानुः।
विवाहे तथान्ये शुभे कामिनीनां क्रमाद् घातचन्द्रा इमे वर्जनीयाः

મેષ રાશિવાળી સ્ત્રીઓને પહેલો, વૃષભ રાશિને આઠમો, મિથુન રાશિને સાતમો, કર્ક રાશિને નવમો, સિંહ રાશિને છઠ્ઠો, કન્યા રાશિને ત્રીજો, તુલા રાશિને ચોથો, વૃશ્ચિક રાશિને બીજો, ધન રાશિને દશમો, મકર રાશિને અગિયારમો, કુંભ રાશિને પાંચમો અને મીન રાશિવાળી સ્ત્રીઓને બારમો ચંદ્રમા ઘાતક જાણવો અને તેથી એમનો ત્યાગ કરવો. ૧૭

## घातचन्द्रादिदोषः ।

प्रयाणकाले युद्धे च कृषौ वाणिज्यसंग्रहे ॥
वादे चैव गृहारंभे वर्ज्यो वै घातचन्द्रमाः ॥ १८ ॥

યાત્રા, યુદ્ધ, ખેતી, વેપાર, વિવાદ અને ગૃહારંભ એ કાર્યોમાં આ ઘાતચંદ્રનો ત્યાગ કરવો. ૧૮

## घातचन्द्रादिदोषपरिहारः ।

घाततिथिं घातवारं घातनक्षत्रमेव च ॥
यात्रायां वर्जयेत्प्राज्ञोचान्यकर्मसु शोभनम् ॥ १९ ॥
तीर्थयात्राविवाहान्नप्राशनोपनयादिषु ॥
मांगल्यसर्वकार्येषु घातचन्द्रं न चिंतयेत् ॥ २० ॥

ઘાત તિથિ, ઘાત વાર અને ઘાત નક્ષત્ર એ પ્રયાણ કરવામાં ત્યાગ કરવાં, બીજા કામોમાં તેનો દોષ નથી. તિર્થયાત્રા, વિવાહ, અન્નપ્રાશન અને ઉપનયન વિગેરે મંગલ કાર્યોમાં ઘાતચંદ્રનો વિચાર કરવો નહીં. ૧૯–૨૦

## कालचन्द्रविचारः ।

मेषे वेदा वृषेऽष्टौ च मिथुने च तृतीयकः ॥
दश कर्के रविः सिंहे कन्यायां नव कीर्तिताः ॥ २१ ॥
षट् तुले वृश्चिके खेन्दुर्धने रुद्राः प्रकीर्तिताः ।
मकरे ऋषयः प्रोक्ताः कुंभे बाणा उदाहृताः ॥
मीनेऽह्निप्रस्ते कालचन्द्राः शौनकश्चेदमब्रवीत् ॥ २२ ॥

નીચેના કોષ્ટક પ્રમાણે અર્થ સમજવો.

| મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૮ | ૩ | ૧૦ | ૧૨ | ૯ | ૬ | ૧૦ | ૧૧ | ૭ | ૫ | ૪ |

આ પ્રમાણે શૌનક ઋષિનું કહેવું છે.

## ताराज्ञानम् ।

जन्मभाद् गणयेदादौ दिनधिष्ण्यावधिः किल ॥
नवभिस्तु हरेद्भागं शेषं तारा विनिर्दिशेत् ॥ २३ ॥
जन्मसंपद्विपत्क्षेमः प्रत्यरिः साधकस्तथा ॥
वधो मैत्रातिमैत्रेयं तारा नामसदृक्फलाः ॥ २४ ॥
जन्मतारा द्वितीया च षष्ठी चैव चतुर्थिका ॥
अष्टमी नवमी चैव षट् ताराश्च शुभावहाः ॥ २५ ॥
चन्द्रो यदि स्याद्बलवांस्तथापि क्लेशदायिनी ॥
तृतीया पञ्चमी तारा सप्तमी च नृणां भवेत् ॥ २६ ॥
कृष्णे बलवती तारा शुक्लपक्षे तु चन्द्रमाः ॥
सदा ग्राह्या बुधैरेवं कृष्णे तारा न चन्द्रमाः ॥ २७ ॥

જન્મનક્ષત્રથી દિનનક્ષત્રસુધી ગણતાં જે અંક આવે તેને નવે ભાગતાં જે શેષ રહે તે તારા જાણવી. ૧ શેષ રહે તો જન્મ, ૨ રહે તો સંપત, ૩ રહે તો વિપત્, ૪ રહે તો ક્ષેમ, ૫ રહે તો પ્રત્યરિ, ૬ રહે તો સાધક, ૭ રહે તો વધ, ૮ રહે તો મૈત્ર અને શૂન્ય શેષ રહે તો અતિમૈત્ર તારા જાણવી. આ તારાઓ નામ પ્રમાણે ફળ આપે છે. પહેલી, બીજી, છઠ્ઠી, ચોથી, આઠમી અને નવમી

આ ૭ તારાઓ શુભ જાણવી. કૃષ્ણપક્ષમાં ચંદ્ર જો કે બળવાન હોય તો પણ ત્રીજી, પાંચમી અને સાતમી તારા મનુષ્યોને કલેશ આપનારી છે. કૃષ્ણપક્ષમાં તારા બલવતી અને શુકલપક્ષમાં ચંદ્રમાં બળવાન્ છે; માટે હંમેશાં પંડિતોએ કૃષ્ણપક્ષમાં તારા ગ્રહણ કરવી પણ ચંદ્રમા ગ્રહણ કરવો નહિ. ૨૩-૨૭

## चन्द्रवासविचारः ।

मेषे च सिंहे धनुःपूर्वभागे वृषे च कन्यामकरे च याम्ये ॥
युग्मे तुलाकुंभसुपश्चिमायां कर्कालिमीने दिशि चोत्तरस्याम् ॥२८॥

આ શ્લોકનો અર્થ નીચે લખેલા ચક્ર પ્રમાણે સમજી લેવો.

## चन्द्रवासचक्रम् ।

| पूर्व | दक्षिण | पश्चिम | उत्तर | दिशा |
|---|---|---|---|---|
| मेष | वृषभ | मिथुन | कर्क | |
| सिंह | कन्या | तुला | वृश्चिक | राशि |
| धन | मकर | कुंभ | मीन | |

सन्मुखो ह्यर्थलाभाय दक्षिणे सुखसंपदाम् ॥
पृष्ठतः प्राणनाशाय वामे चन्द्रे धनक्षयः ॥ २९ ॥

સન્મુખ ચંદ્રમામાં પ્રયાણ કરે તો ધનનો લાભ, જમણા ચંદ્રમામાં સુખ સંપત્તિ, ડાબા ચંદ્રમામાં ધનનો ક્ષય અને પૃષ્ઠભાગના ચંદ્રમામાં પ્રયાણ કરે તો જરૂર મૃત્યુ થાય છે. ૨૯

## शुक्रोदयादिविचारः ।

सार्धाष्टमासे भृगुजश्च पूर्वे ततो धनेशे स्थितपंचपक्षः ।
ततः प्रतीच्यां नवमासभुक्तमेकादशाहास्तमुदेति पूर्वे ॥ ३० ॥

શુક્ર પૂર્વ દિશામાં સાડા આઠ મહિના સુધી ઉદય પામેલો રહીને અઢી મહિના સુધી અસ્ત રહે છે. પછી પશ્ચિમ દિશામાં નવ મહિના સુધી ઉદય પામેલો રહીને અગીયાર દિવસ સુધી અસ્ત રહે છે અને ત્યાર બાદ તેનો ઉદય પૂર્વ દિશામાં થાય છે. ૩૦

दक्षिणे दुःखदः शुक्रः सन्मुखे हन्ति लोचनम् ।
वामे पृष्ठे शुभो नित्यं रोधयेदस्तगः शुभम् ॥ ३१ ॥

શુક્ર યાત્રામાં જો જમણા ભાગે હોય તો દુઃખદાયક, સન્મુખ હોય તો નેત્રોનો નાશ કરનાર, ડાબા અને પાછલા ભાગે હોય તો મંગલદાયક જાણવો. પૂર્વમાં શુક્રનો અસ્ત હોય તો પશ્ચિમમાં ગમન સારૂં અને પશ્ચિમમાં અસ્ત હોય તો પૂર્વમાં ગમન કરવું સારૂં છે. આપ્રમાણે અસ્તનો શુક્ર શુભને અટકાવનારો છે. ૩૧

## शुक्रदोषपरिहारः ।

रेवत्यादिमृगान्ते च यावत्तिष्ठति चन्द्रमाः ।
तावच्छुक्रो भवेदन्धः संमुखो दक्षिणे शुभः ॥ ३२॥

રેવતીથી મૃગશીર્ષ નક્ષત્ર સુધીનો ચંદ્રમા રહે ત્યાં સુધી શુક્ર અંધ હોય છે, માટે તે શુક્ર સન્મુખ કે જમણો હોય તો પણ લેવો શુભ છે. ૩૨

## दिक्शूलम् ।

शनौ चन्द्रे त्यजेत्पूर्वां दक्षिणां च दिशं गुरौ ॥
सूर्ये शुक्रे पश्चिमां च बुधे भौमे तथोत्तराम् ॥ ३३ ॥

શનિવાર અને ચંદ્રવારે પૂર્વ દિશામાં, ગુરૂવારે દક્ષિણ દિશામાં, રવિવારે અને શુક્રવારે પશ્ચિમ દિશામાં તેમ બુધવાર તથા મંગળવારે ઉત્તર દિશામાં શૂળ રહે છે તે પ્રયાણ (યાત્રા) માં વર્જિત છે. ૩૩

## विदिक्शूलम् ।

मंगले मारुते शूलमीशाने बुधमन्दयोः ।
नैर्ऋते शुक्रसूर्याभ्यामाग्नेय्यां गुरुचन्द्रयोः ॥ ३४ ॥

મંગળવારે વાયવ્ય કોણમાં ન જવું, બુધ અને શનિવારે ઇશાન કોણમાં ન જવું; શુક્ર અને રવિવારે નૈઋત્ય કોણમાં ન જવું તથા ગુરૂ અને સોમવારે અગ્નિ કોણમાં જવું નહીં. ૩૪

## * नक्षत्रशूलम् ।

न व्रजेच्छक्रभे प्राच्यां याम्ये चाजपदे त्वथ ।
उदीच्यामर्यमर्क्षे च प्रतीच्यां धातृभे तथा ॥ ३५ ॥

જ્યેષ્ઠા નક્ષત્રમાં પૂર્વ દિશા તરફ ન જવું, પૂર્વાભાદ્રપદામાં દક્ષિણ તરફ ન જવું, ઉત્તરાફાલ્ગુનીમાં ઉત્તર તરફ ન જવું તથા રોહિણીમાં પશ્ચિમ દિશા તરફ જવું નહીં. ૩૫

## अथ शूलदोषनिवारणार्थभक्षणपदार्थः ।

सूर्यवारे घृतं पीत्वा गच्छेत्सोमे पयस्तथा ॥
गुडमंगारके चैव बुधवारे तिलानपि ॥ ३६ ॥
गुरुवारे दधि ज्ञेयं शुक्रवारे यवानपि ॥
माषान् भुक्त्वा शनेर्वारे शूलदोषोपशांतये ॥ ३७ ॥

---

* કેટલાંક નક્ષત્રશૂલ ભાષામાં—" पूर्वे रोहिणी सुणरे मित्रा उत्तर हस्त दक्षिण चित्रा । पश्चिम श्रवणा नव कर गमना, हरिहर ब्रह्मपुरंदर मरणा ॥ " આવી રીતે કહે છે. પરંતુ તે સપ્રમાણ નથી.

રવિવારે ઘી, ચંદ્રવારે દુધ, મંગળવારે ગોળ, બુધે તલ, ગુરૂવારે દહીં, શુક્રવારે યવ અને શનિવારે અડદ, એમ શુલ દોષની શાંતિને અર્થે વાર પ્રમાણે વસ્તુભક્ષણ કરીને યાત્રા કરવી. ૩૬-૩૭

## कालवासविचारः ।

अर्कोत्तरे वायुदिशा च सोमे
भौमे प्रतीच्यां बुधे नैऋते च ॥
याम्ये गुरौ वह्निदिशा च शुक्रे
मन्दे च पूर्वे प्रवदन्ति कालः ॥ ३८ ॥

રવિવારે ઉત્તર દિશામાં, ચંદ્રવારે વાયવ્ય કોણમાં, મંગળવારે પશ્ચિમ દિશામાં, બુધવારે નૈઋત્ય કોણમાં, ગુરૂવારે દક્ષિણ દિશામાં, શુક્રવારે અગ્નિકોણમાં અને શનિવારે પૂર્વ દિશામાં કાળનો વાસ જાણવો. તે યાત્રામાં વર્જિત કરવા પૂર્વાચાર્યો કહે છે. ૩૮

## कालराहुविचारः ।

रविदिनगुरुपूर्वे सोमशुक्रे च याम्ये ।
वरुणदिशि तु भौमे चोत्तरे सौरिसंस्थे ॥
प्रतिदिनमिति मत्वा कालराहुर्दिशानां
सकलगमनकार्ये वामपृष्ठ च सिद्धिः ॥ ३९ ॥

રવિવાર અને ગુરૂવારે પૂર્વ દિશામાં, સોમવાર અને શુક્રવારે દક્ષિણ દિશામાં, મંગળવારે પશ્ચિમ દિશામાં અને શનિવારે ઉત્તર દિશામાં ગમન કરે તો કાળરાહુ વામ તથા પૃષ્ઠભાગમાં જાણવો. તેમાં યાત્રા (પ્રયાણ) કરે તો સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. ૩૯

## यात्रायां विशेषविचारः ।

यात्रायां दक्षिणे राहुर्योगिनी वामतः शुभा

पृष्ठतो द्वयमाख्यातं चन्द्रमाः सम्मुखः शुभः ॥ ४० ॥

યાત્રા (પ્રયાણ) માં દક્ષિણ રાહુ, વામયોગિની તથા પૃષ્ઠ ભાગમાં રાહુ અને યોગિની શુભ છે, અને સમ્મુખ તથા દક્ષિણ ચંદ્રમા શુભ છે. ૪૦

## उत्सवादौ गमनागमनविचारः ।

उद्वाहे व्रतबन्धे च प्रतिष्ठायां महोत्सवे ॥

असमाप्तेन गन्तव्यं मृतके सूतकेऽपि वा ॥ ४१ ॥

વિવાહ, વ્રતબંધ, પ્રતિષ્ઠા, મહોત્સવ તેમ જનનાશૌચ તથા મરણાશૌચની સમાપ્તિ ન થાય ત્યાં સુધી યાત્રા કરવા જવું નહીં. ૪૧

## अभिजित्–मुहूर्तविचारः ।

अभिजित्क्षणयोगोयमभीष्टफलसिद्धिदः ॥

पंचांगशुद्धिरहिते दिवसेऽपि फलप्रदः ॥ ४२ ॥

પ્રયાણ કરવાના દિવસે પંચાંગ શુદ્ધિ ન હોય તો પણ અભિજીત મુહૂર્ત ઇચ્છિત ફળની સિદ્ધિ કરનાર છે. ૪૨

## गर्गादिकाभिमतप्रयाणमुहूर्तविचारः ।

उषः प्रशंसते गर्गः शकुनं च बृहस्पतिः ॥

अंगिरा मनउत्साहं विप्रवाक्यं जनार्दनः ॥ ४३ ॥

પાછલી પાંચ ઘડી રાત્રી બાકી રહે એટલે ઉષઃકાળ થાય ત્યારે ગર્ગ મુનિના મત પ્રમાણે પ્રયાણ કરવાનું શુભ છે.

બૃહસ્પતિના મત પ્રમાણે સારા શુકન જોઇ પ્રયાણ કરે તો શુભ છે. અંગિરા ઋષિના મત પ્રમાણે જ્યારે મનની ઇચ્છા થાય ત્યારે પ્રયાણ કરવાનું શુભ છે અને જનાર્દનના મતે વિપ્રવાક્ય પ્રયાણ કરવામાં શુભ છે. ૪૩

## अस्तादिदोषविचारः ।

शुक्रे वास्तंगते जीवे चन्द्रे वास्तमुपागते ॥
तयो र्बाल्ये वार्द्धके च सा यात्रा भयरोगदा ॥ ४४ ॥

શુક્ર ગુરૂ અને ચંદ્ર અસ્તના હોય અથવા તેઓનું બાલત્વ અને વૃદ્ધત્વ હોય અને યાત્રા વિષે પ્રયાણ કર્યું હોય તો તે ભય ને રોગ કરનારૂં થાય છે. ૪૪

## कालवेलाविचारः ।

पूर्वाह्ने चोत्तरां गच्छेत्प्राचीं मध्याह्नके तथा ॥
दक्षिणां चापराह्ने तु पश्चिमां त्वर्धरात्रके ॥ ४५ ॥

દિવસના ત્રણ ભાગ કરવા; તેમાં પહેલા ભાગમાં ઉત્તર દિશાની યાત્રા, બીજા ભાગમાં પૂર્વ દિશાની યાત્રા, ત્રીજા ભાગમાં દક્ષિણ દિશાની યાત્રા તથા મધ્યરાત્રીએ પશ્ચિમ દિશાની યાત્રા કરવી શ્રેષ્ઠ છે. ૪૫

## योगिनीवासविचारः ।

प्रतिपन्नवमी पूर्वे द्वितीया दश चोत्तरे ।
तृतीयैकादशी वह्नौ चतुर्द्वादशीनैऋते ॥ ४६ ॥
पंचत्रयोदशी याम्ये पष्ठी भूतं च पश्चिमे ॥
सप्तपूर्णा सुवायव्ये अमावास्याष्टमी शिवे ॥ ४७ ॥

પૂર્વ દિશામાં જવા માટે પ્રસ્થાન સાત દિવસ સુધી, દક્ષિણ દિશામાં પાંચ દિવસ સુધી, પશ્ચિમ દિશામાં ત્રણ દિવસ સુધી અને ઉત્તર દિશામાં પ્રસ્થાન બે દિવસ સુધી રાખવાનું શુભ છે. ૪૯

## अथ दुग्धादित्याज्यविचारः

दुग्धं त्याज्यं पूर्वमेव त्रिरात्रं क्षौरं त्याज्यं पञ्चरात्रं च पूर्वम् ॥
क्षौद्रं तैलं वासरेऽस्मिन्वमिश्च त्याज्यं यत्नाद्भूमिपालेन नूनम् ५०

પ્રસ્થાન કરવા અગાઉ ત્રણ રાત્રિ પહેલાં દુધ ત્યાગ કરવું. પાંચ રાત્રી પહેલાં હજામત કરાવવી નહિં અને પ્રયાણ કરવાના દિવસે મધ ખાવાનું, શરીરે તેલ લગાડવાનું તથા ઉલટી વિગેરે ત્યાગ કરવાં તેમાં રાજાએ અવશ્ય એ વસ્તુઓનો ત્યાગ કરવો. ૫૦

## आडलभ्रमणयोगविचारः ।

सूर्यभाद्गणयेच्चांद्रं सप्तभिर्भागमाहरेत् ॥
त्रिषट्कभ्रमणं चैव द्विसप्तमहदाडलम् ॥ ५१ ॥
प्रथमं पंच चत्वारि आडलो नास्ति निश्चितम् ॥
आडले ताडनं प्रोक्तं भ्रमणे कार्यनाशनम् ॥ ५२ ॥

સૂર્યના મહાનક્ષત્રથી યાત્રાએ જવાના દિવસના નક્ષત્ર સુધી ગણુતાં તે થએલી સંખ્યાને સાતે ભાગતાં ત્રણ અથવા સાત રહે તો તે દિવસે ભ્રમણ છે, તેનું ફળ કાર્યનાશ, બે અથવા સાત રહે તો અડળ છે, તે પ્રયાણમાં વર્જ્ય છે અને તે તાડન કરાવવાને યોગ્ય છે. એક, પાંચ તથા ચાર શેષ રહે તો આડલ યોગ નથી અને તે પ્રયાણ માટે શુભ છે. ૫૧–૫૨

## यात्रायां शुभाशुभलग्नज्ञानम् ।

चरलग्ने प्रयातव्यं द्विस्वभावे तथा नरैः ॥
लग्ने स्थिरे न गंतव्यं यात्रायां क्षेममीप्सुभिः ॥ ५३ ॥

ચર એટલે મેષ, કર્ક, તુલા, મકર એ ચાર લગ્નો તથા દ્વિસ્વભાવ એટલે મિથુન, કન્યા, ધન, મીન એ ચાર એવાં આઠ લગ્નો પ્રયાણ કરવાને માટે સારાં છે. તેનું ફળ કાર્ય સફળ. તે શીવાય બાકીનાં વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ એ સ્થિર લગ્નો ત્યાગ કરવાં અને તેમાં પ્રયાણ કરવું નહીં. ૫૩

## अथ प्रस्थानविचारः ।

यज्ञोपवीतकं शस्त्रं मधु च स्थापयेत् फलम् ॥
विप्रादिक्रमतः सर्वं स्वर्णधान्याम्बरादिकम् ॥ ५४ ॥
राजा दशाहं पञ्चाहमन्यो न प्रस्थितो वसेत् ॥
अङ्गप्रस्थानसम्पूर्णं वस्तुप्रस्थानकेऽर्धकम् ॥ ५५ ॥

બ્રાહ્મણને યજ્ઞોપવીત, ક્ષત્રિયને શસ્ત્ર, વૈશ્યને મધુ, શૂદ્રને કોઇએક પ્રકારનું ફળ, એ પ્રમાણે આ વસ્તુઓથી પ્રસ્થાન કરવું શ્રેષ્ઠ છે. અને પ્રસ્થાનનિમિત્ત સુવર્ણ, અન્ન, વસ્ત્ર, આદિ વસ્તુઓ પ્રસ્થાન વખતે સાથે રાખવામાં શુભ છે. ૫૪

રાજાએ દશ દિવસ સુધી પ્રસ્થાન રાખી શકાય છે અને અન્ય જનોએ પાંચ દિવસ સુધી પ્રસ્થાન કરી નિવાસ કરી શકાય છે. પરંતુ પ્રસ્થાન કર્યા પછી પોતે નિવાસ ન કરે તો સંપૂર્ણ ફળ મળે છે અને વસ્તુઓ પ્રસ્થાનમાં મુકવાથી અડધું ફળ મળે છે.૫૫

अथ शुभशाकुनज्ञानम् ।

विप्राश्वेभफलान्नदुग्धदधिगोसिद्धार्थपद्माम्बरं
वेश्यावाद्यमयूरचापनकुलाबद्धैकपश्वामिषम् ॥
सद्वाक्यं कुसुमेक्षुपूर्णकलशच्छत्राणिमृत्कन्यका
रत्नोष्णीषसितोक्षमद्यससुतस्त्रीदीप्तवैश्वानराः ॥ ५६ ॥
आदर्शाञ्जनधौतवस्त्ररजका मीनाज्यसिंहासनं
शावं रोदनवर्जितं ध्वजमधुच्छागास्त्रगोरोचनम् ॥
भारद्वाजनृपानवेदनिनदा माङ्गल्यगीताङ्कुशा
दृष्टाः सत्फलदाः प्रयाणसमये रिक्तो घटःस्वानुगः ॥५७

બ્રાહ્મણ, ઘોડા, હાથી, ફળ, અન્ન, દુધ, દહી, ગાય, સરસવ. કમલપુષ્પ, વસ્ત્ર, વેશ્યાસ્ત્રી, નગારૂ, મોર, નીલકંઠ પક્ષી, નોળીગું. બાંધેલુ પશુ, માંસ, શુભવચન, કુસુમ–પુષ્પ, શેલડી, પાણીથી ભરેલો કલશ, છત્ર, માટી, કન્યા, રત્ન, પાઘડી, શ્યામ વૃષભ, મદિરા, પુત્રસહિત સ્ત્રી, પ્રજ્વલિત અગ્નિ, દર્પણ, અંજન, ધોયેલાં વસ્ત્ર, ધોબી, માછલી, ઘૃત, પાલખી, રુદનરહિત શબ (મડદુ). ધ્વજા, મધ, બકરૂ, હથીયાર, ગોરૂ ચંદન, ભારદ્વાજ પક્ષી, મેના. પાલખી, વેદધ્વનિ, માંગલિક ગીત, અંકુશ, અને પાછલ આવતો ખાલી ઘડો એ પદાર્થ પ્રયાણ વખતે જોવામાં આવે તો ઉત્તમ ફલદાયક શુભ શકુન છે. ૫૬–૫૭

अथ अशुभशाकुनज्ञानम् ।

वन्ध्याचर्मतुषास्थिसर्पलवणाङ्गारेन्धनक्लीबविट्
तैलोन्मत्तवसौषधारिजटिलप्राव्रट्तृणव्याधिताः ॥

नग्नाभ्यक्तविमुक्तकेशपतितव्यंगक्षुधार्ता असृक्
स्त्रीपुष्पं सरटः स्वगेहदहनं मार्जारयुद्धं क्षुतम् ॥ ५८ ॥
काषायीगुडतक्रपङ्कविधवाकुब्जाः कुटुंबे कलिः
वस्त्रादेः स्खलनं लुलायसमरं कृष्णानिधान्यानि च ॥
कार्पासं वमनं च गर्दभरवो दक्षेतिरुट् गर्भिणी
मुण्डार्द्राम्बरदुर्वचोऽन्धबधिरोदक्यो न दृष्टाः शुभाः ५९

વંધ્યા સ્ત્રી, ચામડું, અનાજના ફુચ્ચા, હાડકાં, સાપ, મીઠું, અગ્નિ વગરના કોયલા, લાકડાં, નપુંસક માણસ, વિષ્ઠા, તેલ, ગાંડો માણસ, ચરબી, ઔષધ, શત્રુ, જટાધારી મનુષ્ય, વાદળાં, ઘાસ, રોગી મનુષ્ય, નગ્ન માણસ, શરીરે તેલ લગાડેલો માણસ, છુટા કેશવાલો માણસ, પતિત, લંગડો માણસ, ભુખ્યો માણસ, રૂધિર, રજોવતી સ્ત્રીનું રજ, કાચંડો, પોતાનું બળતું ઘર, બે બીલાડાંઓની લડાઈ, છીંક, ભગવાં વસ્ત્ર પહેરેલો મનુષ્ય, ગોળ, કાદવ, વિધવા સ્ત્રી, કુબડી સ્ત્રી, કુટુંબીઓ સાથે કલેશ, શરીર ઉપરથી વસ્ત્રનું પડી જવું, ભેંસોની લડાઈ, કાલાં અનાજ, કપાસ, ઉલટી, ગધેડાનો શબ્દ, ક્રોધી મનુષ્ય, ગર્ભવાલી સ્ત્રી, માથું મુંડાવેલો, ભીનાં વસ્ત્ર પહેરેલો, ખરાબ બોલનાર, આંધળો, બહેરો, અને રજસ્વલા સ્ત્રી એ પ્રયાણમાં જો જોવામાં આવે તો અપશકુન છે. ૫૮-૫૯

## अथ दुःशकुनपरिहारः ।

आद्येऽपशकुने स्थित्वा प्राणानेकादश व्रजेत् ।
द्वितीये षोडश प्राणास्तृतीये न क्वचिद् व्रजेत् ॥६०॥

જો પ્રયાણ કરતી વખતે પ્રથમ અપશકુન થાય તો ૧૧ શ્વાસ લીધા સુધી ઠરીને ચાલવું. ફરીને બીજી વખત પણ જો અપશકુન

થાય તો ૧૬ શ્વાસ લેતા સુધી ઠરીને ચાલવું. ફરીને ત્રીજી વખતે જો અપશકુન થાય તો પછી તે મુહૂર્તમાં કદાપિ પ્રયાણ કરવું નહીં. ૬૦

## प्रयाणे वर्ज्यविचारः ।

यमघंटव्यतिपातवामपृष्ठचन्द्रास्तिथिः पूर्णिमा
मासार्थस्तिथिछेदवुद्धदिवसे पंचेरपित्वारिते ॥
पृथ्वीदाघदिनेचवाक्यमशुभेदुर्गारिद्युभैरवे
शूलेसन्मुखकालयोगिनि शशीघातःप्रयाणेत्यजेत् ॥६१॥

યમઘંટ યોગ તથા વ્યતિપાત યોગ હોય, ડાબે તથા પુઠે ચંદ્રનો વાસો હોય, પુનમ તથા અમાવાસ્યા તિથિ હોય, ક્ષય તિથિ હોય, બુધવાર હોય, પાંચ મનુષ્યો જવા ના પાડતાં હોય, ન્હાના ગામમાં મરણ થવાથી તથા શહેરમાં પોળ શેરીમાં મરણ થવાથી મનુષ્યને અગ્નિદાહ દીધો હોય, કયાં જાઓ છો? એમ અશુભ વાક્ય થતાં હોય, દેવચકલી ચીબરી નેષ્ટ સ્થાને, દિશાએ તથા નેષ્ટ શબ્દ બોલતીઓ હોય, દિશાશૂલ પુંઠે, જમણે ભાગે કે સન્મુખ હોય, કાળયોગ વા સન્મુખ કાળનો વાસો હોય, યોગિનીનો વાસો સન્મુખ તથા જમણે હોય અને પોતાના ઘાતચંદ્ર હોય તો કદિ પણ પરગામ પ્રયાણ કરવું નહીં. એમ અન્ય જ્યોતિષ ગ્રંથમાં કહ્યું છે. ૬૧

इति श्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लावटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणा लिखितया गुर्जरटीकया सहिते मुहूर्तविचारादि- बालबोधज्योतिषसारसंग्रहे तृतीयं तीर्थयात्राप्रकरणं समाप्तम् ३

---

# अथ वास्तुमुहूर्तविचारप्रकरणम् ॥४॥

## मासशुद्धिविचारः—

चैत्रे शोककरं गृहादिरचनं स्यान्माधवेऽर्थप्रदं
ज्येष्ठे मृत्युकरं शुचौ पशुहरं तद्वृद्धिदं श्रावणे ॥
शून्यं भाद्रपदेऽश्विने कलिकरं भृत्यक्षयं कार्तिके
धान्यं मार्गसहस्ययोर्दहनभीर्माघे श्रियै फाल्गुने ॥१॥

ચૈત્ર માસમાં નવું ઘર બનાવવામાં આવે તો ઘરના માલિકને શોક કરાવે છે, વૈશાખ માસમાં ધનનો લાભ, જ્યેષ્ઠ માસમાં મૃત્યુનો ભય ઉત્પન્ન કરે છે, આષાઢ માસમાં પશુ વિગેરેનો નાશ કરે છે, શ્રાવણ માસમાં પશુ વિગેરેની વૃદ્ધિ કરે છે, ભાદ્રપદ માસમાં શૂન્યતા અર્થાત કંઇ પણ ફળની પ્રાપ્તિ થતી નથી, આશ્વિન માસમાં કલેશ ઉત્પન્ન કરાવે છે, કાર્તિક માસમાં નોકર વિગેરેનો નાશ કરે છે, માર્ગશીર્ષમાં ધાન્યનો લાભ, પૌષ માસમાં પણ ધાન્યની પ્રાપ્તિ, માઘ માસમાં અગ્નિનો ભય કરે છે અને ફાલ્ગુન માસમાં લક્ષ્મીનો લાભ થાય છે, ૧

## गृहारंभे भूमिपरीक्षा ।

भूमौ मध्ये खनेद्गर्तं हस्तमात्रं समंततः ।
तच्छ्वभ्रं पूरयेत्तेन नृपांशुना विचक्षणः ॥
वर्द्धमाने च वृद्धिः स्याद्धीने हीनं समे समम् ॥ २ ॥

ઘર કરવાની ભૂમિમાં એક હાથ લાંબો પહોળો ( ખાત ) ખાડો

બનાવવો, અને તેમાંથી માટી પત્થર કાઢીને જુદાં રાખવાં. જ્યારે ખાત બની જાય ત્યારે ફરીને તેજ માટી અને પત્થરથી તેને પુરવો. જો પુરતાં માટી વધે તો વૃદ્ધિ કરવાવાળી, તેની કમી થાય તો હાની કરવાવાળી અને બરાબર થાય તો સમભૂમિ જાણવી. કમી થાય તો તે ભૂમિમાં કદિ ઘર બનાવવું નહીં. ૨

## गृहारंभे निन्दितभूमयः ।

यज्ञस्थानैः श्मशानैश्च देवतायतनाश्रमैः ।
वल्मीकैश्चैत्यवृक्षैश्च युता भूमिर्विगर्हिता ॥ ३ ॥

યજ્ઞસ્થાન, સ્મશાન, દેવસ્થાન, આશ્રમ, રાફડા અને નિષ્ફળ ઝાડોવાળી ભૂમિમાં ઘર બનાવવું નહીં કારણ કે તે નિન્દિત ભૂમિ છે. ૩

## गृहारंभे भूमिशयनज्ञानम् ।

प्रद्योतनात्पञ्चनगाङ्कसूर्यनवेन्दुषड्विंशमितानि भानि ।
शेते धरा नैव गृहं विधेयं तडागवापीखननं न शस्तम् ४

સૂર્યના મહાનક્ષત્રથી ગણતાં ૫-૭-૯-૧૨-૧૯-૨૬ એ નક્ષત્ર હોય તો પૃથ્વીશયન જાણવું, આ પૃથ્વીશયનમાં ગૃહારંભ, વાવ, તળાવ અને કૂવા વિગેરેનું ખોદવું શ્રેષ્ઠ નથી. ૪

## खातज्ञानम्

वृषार्कादित्रिकं वेद्यां सिंहादि गणयेद् गृहे ।
देवालये च मीनादि तडागे मकरादिषु ॥ ५ ॥

અર્થ નીચેના ખાત ચક્ર પ્રમાણે જાણી લેવો.

## * खातचक्रम् ।

| कोण | अग्नि | ईशान | वायव्य | नैर्ऋत्य |
|---|---|---|---|---|
| वेदी | वृ. मि. क. | सिं. क. तु. | वृ. ध. म. | कुं. मी. मे. |
| गृहारंभ | सिं. क. तु. | वृ. ध. म. | कुं मी. मे. | वृ. मि. क. |
| देवालय | मी. मे. वृ. | मि. क. सिं. | क. तु. वृ. | ध. म. कुं. |
| जलाशय | म. कुं. मी. | मे. वृ. मि. | क. सिं. क. | तु. वृ. ध. |

## अथ गृहारंभखातदिशाविचारः ॥

हरियुवतितुलायां खन्यते चाग्निकोणे
अलिधनमकरार्के ईशकोणे वदन्ति
घटशफरतथाजे वायु कोणेपि खातं
वृषमिथुनकुलीरे नैर्ऋते खातमाहुः ॥ ६ ॥

સિંહ, કન્યા, તુલા સંક્રાંતિને વિષે અગ્નિકોણમાં વૃશ્ચિક, ધન અને મકર સંક્રાંતિને વિષે ઇશાનકોણમાં, કુંભ, મીન, મેષ, સંક્રાંતિ હોય ત્યારે વાયવ્ય કોણમાં અને વૃષભ, મિથુન, કર્ક સંક્રાંતિને વિષે નૈઋંત્ય કોણમાં ખાતમુહૂર્ત શ્રેષ્ઠ છે. ૬

## ॥ नागशिरोविचारः ॥

भाद्रत्रये शिरः प्राच्यां याम्यां मार्गत्रये शिरः ॥
फाल्गुनत्रितये पश्चात् शिरो ज्येष्ठत्रये ह्युदक् ॥ ७ ॥

ભાદ્રપદ, આશ્વિન, કાર્તિક આ ત્રણ માસ સુધી પૂર્વ દિશામાં, માર્ગશિર્ષ, પોષ, માઘ આ મહિનાઓમાં દક્ષિણ દિશામાં,

* જે સૂર્યસંક્રાંતિ ચાલતી હોય તે પ્રમાણે તે કોણમાં ખાત કરવું.

ફાગણ, ચૈત્ર, વૈશાખ આ ત્રણ માસ સુધી પશ્ચિમ દિશામાં અને જયેષ્ઠ, આષાઢ, શ્રાવણ આ માસોમાં શેષ નાગનું ઉત્તર દિશામાં શિર રહે છે. ૭

॥ फलविचारः ॥

मूर्ध्नि खाते भवेन्मृत्युः पृष्ठे स्यात्पुत्रभार्ययोः ॥
जघनेऽर्थक्षयं विद्यात् सर्वसंपत्तथोत्तरे ॥ ८ ॥

નાગના મસ્તક ઉપર ખાત કરવાથી મૃત્યુ, પૃષ્ઠ ભાગમાં ખાત કરવાથી સ્ત્રીપુત્રનો નાશ, જંઘા પર ખાત કરવાથી ધનનો નાશ અને ઉત્તરમાં ખાત કરવાથી સંપૂર્ણ સંપત્તિનો લાભ થાય છે. ૮

गृहारंभेकालनिषेधः ॥

मध्यान्हे तु कृतंवास्तुकर्तुर्वित्तविनाशनम् ॥
महानिशास्वपि तथा सन्ध्ययोर्नैवकारयेत् ॥ ९ ॥

મધ્યાહ્નસમયે વાસ્તુ પૂજનનો પ્રારંભ કરવાથી ઘરના માલીકના ધનનો નાશ થાય છે અને રાત્રિમાં પ્રારંભ કરવાથી પણ ધનનો નાશ થાય છે અને બે સંધ્યાકાળમાં પણ ગૃહારંભ કરવો નિષિદ્ધ છે. ૯

गृहारंभे वृषज्ञानम् ।

त्रिवेदवेदाग्नियुगाग्निवेदत्रिकेषु भानोः शशिभं गृहेषु ।
दाहो विनाशः स्थिरता धनं श्रीः शून्यं च दारिद्र्यमृतिः क्रमेण ९

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં (૩) દાહ, (૪) વિનાશ, (૪) સ્થિરતા, (૩) ધનનો લાભ, (૪) લક્ષ્મીનો

લાભ, ( ૩ ) શૂન્યતા, ( ૪ ) દરિદ્રતા, ( ૩ ) મૃત્યુ, આ પ્રમાણે નક્ષત્રોથી વૃષચક્રનો વિચાર કરવો. ૯

## सूर्यभात्गृहारम्भचक्रम् ॥

| ૩ | ૪ | ૪ | ૩ | ૪ | ૩ | ૪ | ૩ |
|---|---|---|---|---|---|---|---|
| દાહ. | વિનાશ. | સ્થિરતા | ધનલાભ | લક્ષ્મીલાભ | શૂન્યતા | દરિદ્રતા. | મૃત્યુ. |

## गृहारंभे मुहूर्त्तः ।

मृगे धातृचित्रानुराधोत्तरान्त्ये
धनिष्ठाकरस्वातिपुष्याम्बुपेषु ॥
नभोमार्गवैशाखपौषे तपस्ये
समन्दे शुभाहे गृहारंभणं सत् ॥ १० ॥

મૃગશીર્ષ, રોહિણી, ચિત્રા, અનુરાધા, ઉત્તરા ૩, રેવતી, ધનિષ્ઠા, હસ્ત, સ્વાતી, પુષ્ય, શતભિષા એ નક્ષત્રોમાં, શ્રાવણ, માર્ગશીર્ષ, વૈશાખ, પોષ, ફાલ્ગુન એ માસોમાં અને સોમ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ વારોમાં ગૃહારંભ કરવો શ્રેષ્ઠ છે. ૧૦

## गृहारंभे मासशुद्धिः ॥

पाषाणादैश्च गेहानि निन्द्यमासे न कारयेत् ॥
तृणदारुगृहारंभे मासदोषो न विद्यते ॥ ११ ॥

પત્થર તથા ઇંટનું ઘર બનાવવાના વર્જ્ય માસોમાં ગૃહારંભ કરવો નહી, તૃણ અને કાષ્ઠનું મકાન બનાવવા માટે માસોનો દોષ માનવો નહી. ૧૧

## स्तंभमुहूर्तः ।

सूर्याधिष्ठितभद्वयं प्रथमतो मध्ये तथा विंशतिः
स्तंभाग्रे रससंख्यया मुनिवरैरुक्ता मुहूर्तः शुभः ॥
स्तंभाग्रे मरणं भवेद्गृहपतेर्मूले धनार्थक्षयो
मध्ये चैव तु सर्वसौख्यमतुलं प्राप्नोति कर्ता शुभम् १२

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં (૨) નક્ષત્ર મૂળમાં તે ધનક્ષય કરનાર, (૨૦) નક્ષત્ર મધ્યમાં ઘણું સુખ આપનારાં શુભ અને (૬) નક્ષત્ર અગ્રમાં મરણ કરનાર છે. ૧૨

## स्तंभचक्रम् ।

| | | |
|---|---|---|
| २ | २० | ६ |
| मूले | मध्ये | अग्रे |
| धनक्षय. | सर्व सौख्य. | मृत्यु. |

## अथ द्वारमुहूर्तः ॥

अश्विन्यामुत्तराहस्तपुष्यश्रुतिमृगेषु च ॥
स्वातौ पौष्णे च रौहिण्यां द्वारशाखावरोपणम् ॥ १३ ॥

અશ્વિની, ત્રણ ઉત્તરા, હસ્ત, પુષ્ય, શ્રવણ, મૃગશિર, સ્વાતી, રેવતી અને રોહિણી આ નક્ષત્રોમાં નવા ઘરનું બારણું બેસાડવાનું શુભ છે. ૧૩

## द्वारस्थापनविचारः

द्वारचक्रं प्रवक्ष्यामि भाषितं विश्वकर्मणा ।
सूर्यभाद्रचतुष्कं तु द्वारस्योपरि विन्यसेत् ॥ १४ ॥

द्वे द्वे कोणे प्रदातव्ये शाखायां च चतुश्चतुः ॥
अधश्च त्रीणि देयानि वेदा मध्ये प्रतिष्ठिताः ॥ १५ ॥
राज्यं स्यादूर्ध्वनक्षत्रे कोणेषूद्वासनं भवेत् ।
शाखायां लभते लक्ष्मीमधश्चैव मृतिं लभेत् ॥ १६ ॥
मध्यगेषु लभेत्सौख्यं चिन्तनीयं सदा बुधैः ॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને આ નીચે આપેલા દ્વારચક્ર પ્રમાણે સમજવું.

## सूर्यभाद्द्वारचक्रम् ॥

| शिर | कोण | द्वारशाखा | देहली | मध्य | स्थान |
|---|---|---|---|---|---|
| ४ | ८ | ८ | ३ | ४ | नक्षत्र |
| लक्ष्मी | उद्वासन | सुख | गृहपतिमरण | सुख | फल |

## अथ द्वारस्थापने वाराः

गुरौ लक्ष्मी रवौ सौख्यं शुक्रे चैव धनागमः ॥
शनैश्चरे तथा सौख्यं द्वारशाखानिरोपणे ॥ १७ ॥

ગુરૂવારે લક્ષ્મીનો લાભ, રવિવારે સુખ, શુક્રવારે ધનનો લાભ, શનિવારે સુખ, ઉક્ત વારોમાં દ્વાર શાખાનું સ્થાપન કરવું. ૧૭

## द्वारस्थापने तिथिविचारः

पंचमी धनदा चैव मुनिनंदवसौ शुभम् ।
प्रतिपत्सु न कर्तव्यं कृते दुःखमवाप्नुयात् ॥ १८ ॥

## स्तंभमुहूर्तः ।

सूर्याधिष्ठितभद्वयं प्रथमतो मध्ये तथा विंशतिः
स्तंभाग्रे रससंख्यया मुनिवरैरुक्ता मुहूर्तः शुभः ॥
स्तंभाग्रे मरणं भवेद्‌गृहपतेर्मूले धनार्थक्षयो
मध्ये चैव तु सर्वसौख्यमतुलं प्राप्नोति कर्ता शुभम् १२

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં (૨) નક્ષત્ર મૂળમાં તે ધનક્ષય કરનાર, (૨૦) નક્ષત્ર મધ્યમાં ઘણું સુખ આપનારાં શુભ અને (૬) નક્ષત્ર અગ્રમાં મરણ કરનાર છે. ૧૨

## स्तंभचक्रम् ।

| | | |
|---|---|---|
| २ | २० | ६ |
| मूले | मध्ये | अग्रे |
| धनक्षय. | सर्व सौख्य. | मृत्यु. |

## अथ द्वारमुहूर्तः ॥

अश्विन्यामुत्तराहस्तपुष्यश्रुतिमृगेषु च ॥
स्वातौ पौष्णे च रौहिण्यां द्वारशाखावरोपणम् ॥ १३ ॥

અશ્વિની, ત્રણ ઉત્તરા, હસ્ત, પુષ્ય, શ્રવણ, મૃગશિર્ષ, સ્વાતી, રેવતી અને રોહિણી આ નક્ષત્રોમાં નવા ઘરનું બારણું બેસાડવાનું શુભ છે. ૧૩

## द्वारस्थापनविचारः

द्वारचक्रं प्रवक्ष्यामि भाषितं विश्वकर्मणा ।
सूर्यभाद्वचतुष्कं तु द्वारस्योपरि विन्यसेत् ॥ १४ ॥

द्वे द्वे कोणे प्रदातव्ये शाखायां च चतुश्चतुः ॥
अधश्च त्रीणि देयानि वेदा मध्ये प्रतिष्ठिताः ॥ १५ ॥
राज्यं स्यादूर्ध्वनक्षत्रे कोणेपूद्वासनं भवेत् ।
शाखायां लभते लक्ष्मीमधश्चैव मृतिं लभेत् ॥ १६ ॥
मध्यगेषु लभेत्सौख्यं चिन्तनीयं सदा बुधैः ॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને આ નીચે આપેલા દ્વારચક્ર પ્રમાણે સમજવું.

## सूर्यभाद्द्वारचक्रम् ॥

| शिर | कोण | द्वारशाखा | देहली | मध्य | स्थान |
|---|---|---|---|---|---|
| ४ | ८ | ८ | ३ | ४ | नक्षत्र |
| लक्ष्मी | उद्वासन | सुख | गृहपतिमरण | सुख | फल |

## अथ द्वारस्थापने वाराः

गुरौ लक्ष्मी रवौ सौख्यं शुक्रे चैव धनागमः ॥
शनैश्चरे तथा सौख्यं द्वारशाखानिरोपणे ॥ १७ ॥

ગુરૂવારે લક્ષ્મીનો લાભ, રવિવારે સુખ, શુક્રવારે ધનનો લાભ, શનિવારે સુખ, ઉક્ત વારોમાં દ્વાર શાખાનું સ્થાપન કરવું. ૧૭

## द्वारस्थापने तिथिविचारः

पंचमी धनदा चैव मुनिनंदवसौ शुभम् ।
प्रतिपत्सु न कर्तव्यं कृते दुःखमवाप्नुयात् ॥ १८ ॥

द्वितीयायां द्रव्यहानिः पशुपुत्रविनाशनम् ॥
तृतीया रोगदा ज्ञेया चतुर्थी भंगकारिणी ॥ १९ ॥
कुलक्षयं तथा षष्ठी दशमी धननाशिनी ॥
विरोधकृदमा पूर्णा न स्याच्छाखावरोपणम् ॥ २० ॥

નવા ઘરનું દ્વાર સ્થાપન કરવામાં, પંચમી, સપ્તમી, અષ્ટમી, તથા નવમી ધનનો લાભ તથા શુભ ફળ આપનારી છે. પ્રતિપદામાં દુઃખ પ્રાપ્ત થાય છે, તૃતીયા રોગ આપનારી છે, ચતુર્થી ભંગ કરનારી છે, ષષ્ઠી કુટુંબનો ક્ષય કરે છે, દશમ ધનનો નાશ કરે છે, અમાસ વિરોધ ઉત્પન્ન કરાવે છે, અને પૂર્ણિમા શુભ ફળ આપતી નથી. ૧૮-૨૦.

### कपाटमुहूर्तः ।

कृता कराब्धियुग्मराममन्तकश्च वारिधिः
करौ समुद्रसूर्यभाहिनर्क्षके फलं वदेत् ॥
धनागमं विनाशसौख्यबंधनं मृतिः क्षतिः
शुभं च रोगसौख्यदं शुभं कपाटचक्रयोः ॥२१॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને નીચેના કપાટચક્ર પ્રમાણે સમજી લેવું.

### सूर्यभात्कपाटचक्रम् ॥

| ४ | २ | ४ | २ | ३ | २ | ४ | २ | ४ | नक्षत्र |
|---|---|---|---|---|---|---|---|---|---|
| शुभ | अशुभ | शुभ | अशुभ | शुभ | अशुभ | शुभ | अशुभ | शुभ | फल |

## जीर्णकाष्ठनिषेधः ॥

जीर्णगेहेतु यत्काष्ठम्मोहाद्धृत्वा नवे गृहे ॥
नानारोगभयं चैव धननाशं पशुक्षयम् ॥ २२ ॥

જુના ઘરનાં કાષ્ઠ જો અજ્ઞાનતાને લીધે નવા ઘર બનાવવાના ઉપયોગમાં લેવાય તો તેથી રોગ, પશુપીડા તથા ધનનો નાશ, અને ગૃહકલેશ આદિ ઉત્પન્ન થાય છે. ૨૨॥

## मोभमुहूर्तः ।

मूले मोभे त्रिऋक्षं गृहपतिमरणं पञ्च गर्भे सुखं स्या-
द्वेयं मध्येऽष्टऋक्षं धनसुतसुखदं पुच्छदेशेऽष्टहानिः ॥
पश्चाद्वेयं त्रिऋक्षं गृहपतिसुखदं भाग्यपुत्रार्थदं वा
सूर्यर्क्षाच्चन्द्रऋक्षं विबुधनरवरैर्मोभचक्रं विलोक्यम् २३

સૂર્યના મહા નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને આ નીચેના મોભચક્ર પ્રમાણે સમજી લેવું.

## मोभमुहूर्तः

(ध्रुवसंज्ञकनक्षत्रो–मृ. पु. पुष्य. हस्त. चि. स्वा. अनु. श्र. ध. रे. अे नक्षत्रो अने रवि गु. शु. अे वारना सारा योगमां मोभ वेसाडवो शुभ छे.)

मोभचक्रम् ।

| मूले | गर्भे | मध्ये | पुच्छे | पश्चात् |
|---|---|---|---|---|
| ३ | ५ | ८ | ८ | ३ |
| अशुभ | शुभ | शुभ | अशुभ | शुभ |
| गृहपति. | सुख | धन सुत सुख | इष्ट हानि | सर्वसुख |
| मरण | | | | भाग्य–पुत्र–अर्थ |

## गृहारंभवृषवास्तुचक्रम् ॥

रविभात् सप्त नेष्टानि शुभान्येकादशाष्टपात् ॥
दशशेषाण्यनिष्टानि सा भिजिद्वृषवास्तुनि ॥ २४ ॥

વૃષભ વાસ્તુમાં સૂર્યના નક્ષત્રથી ૭ નક્ષત્રો નેષ્ટ, ૧૧ શ્રેષ્ઠ, અને તે પછીનાં અભિજીત સાથે ૧૦ નક્ષત્રો પ્રવેશમાં નેષ્ટ જાણવાં. ૨૪

## गृहप्रवेशो कलशमुहूर्तः ।

घटाकारं लिखेच्चक्रं रविधिष्ण्यक्रमेण च ॥
मुखैकं दिक्षु चत्वारि गर्भे चत्वारि वै क्रमात् ॥ २५ ॥
त्रीणि त्रीणि गुदे कंठे प्रवेशार्थं सदा बुधैः ॥
अग्निनाशो मुखे प्रोक्त उद्वासः पूर्वतो भवेत् ॥ २६ ॥
दक्षिणे चार्थलाभश्च पश्चिमे श्रीप्रदो भवेत् ॥
उत्तरे कलहश्चैव गर्भे गर्भविनाशनम् ॥ २७ ॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને નિચેના કલશચક્ર પ્રમાણે સમજી લેવું.

### कलशचक्रम् ।

| | | | |
|---|---|---|---|
| मुखे | १ | अग्निदाह | अशुभ |
| पूर्वे | ४ | उद्वसन | अशुभ |
| दक्षिणे | ४ | अर्थ लाभ | शुभ |
| पश्चिमे | ४ | श्रीप्राप्ति | शुभ |
| उत्तरे | ४ | कलह | अशुभ |
| गर्भे | ४ | गर्भ नाश | अशुभ |
| गुदे | ३ | स्थिरता | शुभ |
| कंठे | ३ | स्थिरता | शुभ |

## वास्तुपूजनमासाः ॥

श्रावणश्चाथ वैशाखः पौषश्च फाल्गुनस्तथा ॥
मासेषु मार्गशीर्षश्च वास्तुकर्मणि शस्यते ॥ २८ ॥

શ્રાવણ, વૈશાખ, પૌષ, ફાલ્ગુન અને માર્ગશીર્ષ એ માસોમાં વાસ્તુકર્મ (ગૃહપ્રવેશ) કરવું શુભ છે. ૨૮

वैशाखे फाल्गुने पौषे श्रावणे मार्गशीर्षके ।
गृहारंभप्रवेशौ स्तः स्तंभोच्छ्रायश्च शस्यते ॥ २९
ज्येष्ठकार्तिकमाघांश्च शुभदान्प्राह नारदः ॥ ३० ॥

વૈશાખ, ફાલ્ગુન, પૌષ, શ્રાવણ, માર્ગશીર્ષ આ મહિનાઓ ગૃહારંભ, ગૃહપ્રવેશ, અને સ્તંભસ્થાપન કરવામાં શુભ છે, અને જ્યેષ્ઠ, કાર્તિક, માઘ એ માસો નારદના મતથી વાસ્તુપૂજન કરવામાં શ્રેષ્ઠ છે. ૨૯—૩૦.

## वास्तुपूजननक्षत्राणि ।

चित्रा शतभिषा स्वाती हस्तः पुष्यः पुनर्वसुः ॥
रोहिणी रेवती मूलं श्रवणोत्तरफाल्गुनी ॥ ३१ ॥
धनिष्ठा चोत्तराषाढा तथा भाद्रोत्तरान्विता ॥
अश्विनी मृगशीर्षं च ह्यनुराधा तथैव च ॥ ३२ ॥
वास्तुपूजनमेतेषु नक्षत्रेषु करोति यः ॥
स प्राप्नोति नरो लक्ष्मीमिति प्राह पराशरः ॥ ३३ ॥

ચિત્રા, શતભિષા, સ્વાતી, હસ્ત, પુષ્ય, પુનર્વસુ, રોહિણી, રેવતી, મૂલ, શ્રવણ, ઉત્તરાફાલ્ગુની, ધનિષ્ઠા, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, અશ્વિની, મૃગશીર્ષ અને અનુરાધા; એ નક્ષત્રોમાં વાસ્તુપૂજન કરનાર મનુષ્ય લક્ષ્મીને પ્રાપ્ત કરે છે એમ પરાશર મુનિ કહે છે એટલે એ નક્ષત્રો શુભ છે. ૩૧–૩૩

## वास्तुपूजने वारविचारः ॥

आदित्यभौमवर्ज्यास्तु सर्ववाराः शुभावहाः ॥ ३४ ॥

રવિવાર અને મંગળવારનો ત્યાગ કરી બાકીના બીજા વારોમાં વાસ્તુપૂજન કરવું તે શુભ છે. ૩૪

## जीर्णगृहप्रवेशमुहूर्तविचारः ॥

जीर्णे गृहेऽग्न्यादिभयान्नवेऽपि
मार्गोर्जयोः श्रावणिकेऽपि सत्स्यात् ॥
वेशोऽम्बुपेज्यानिलवासवेषु
नावश्यमस्तादिविचारणाऽत्र ॥ ३५ ॥

ઘણા જીર્ણ થયેલા અથવા અગ્નિ વિગેરે ભયથી નવીન બનેલા, ઘરમાં કાર્તિક, માર્ગશીર્ષ અને શ્રાવણ માસમાં તેમ પુષ્ય, સ્વાતી, ધનિષ્ઠા ને શતભિષા આ નક્ષત્રોમાં પ્રવેશ કરવો શુભ છે અને તેમાં ગુરૂના કે શુક્રના અસ્ત વિગેરેનો વિચાર કરવો નહિ. ૩૫

## जीर्णगृहेऽस्तादिदोषाभावः ॥

अस्तादिदोषस्तु न चात्र जीर्णे पञ्चांगशुद्ध्यैव शुभप्रवेशः ॥३६

જીર્ણ થયેલા ઘરને નવું બનાવવામાં આવ્યું હોય અને તેમાં પ્રવેશ કરવો હોય તો પંચાગશુદ્ધિ જોઈ પ્રવેશ કરવો શુભ છે અને તેમાં ગુરૂ કે શુક્રનો અસ્ત હોય તોપણ શુભ છે. ૩૬.

## वामार्कलक्षणम् ॥

रंध्रात्मजकुटुंबायात्पंचमे भास्करे स्थिते ॥
पूर्वाशादिगृहे श्रेष्ठं क्रमाद्वारासुतो रविः ॥ ३७ ॥

વામસૂર્ય જોવા બાબતમાં-ઈષ્ટ લગ્નની કુંડળીમાં આઠમા સ્થાનથી પાંચ સ્થાન ( ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ ) સુધીમાં સૂર્ય હોય

તો પૂર્વમુખ ઘરમાં પ્રવેશ કરનારને, પાંચમા સ્થાનથી પાંચ સ્થાન (૫, ૬, ૭, ૮, ૯) સુધીમાં સૂર્ય હોય તો દક્ષિણમુખ ઘરમાં પ્રવેશ કરનારને, બીજા સ્થાનથી પાંચ સ્થાન (૨, ૩, ૪, ૫, ૬) માં સૂર્ય હોય તો પશ્ચિમમુખ ઘરમાં પ્રવેશ કરનારને, તેમજ અગીઆરમા સ્થાનથી પાંચ સ્થાન (૧૧, ૧૨, ૧, ૨, ૩) સુધીમાં સૂર્ય હોય તો ઉત્તર મુખ ઘરમાં પ્રવેશ કરનારને વામસૂર્ય જાણવો. ૩૭

## नूतनग्रामप्रवेशो मुहूर्तविचारः ॥

तपसि नभसि मार्गे माधवाख्ये तपस्ये
गुरुभृगुबुधवारे नंदपूर्णाजयासु ॥
मृदुध्रुवशशिपुष्ये वासवे स्वातिऋष्ये
नवनगरनिवेशं वास्तुशास्त्रे प्रदिष्टम् ॥ ३८ ॥

ફાગણ, ભાદરવો, માગશીર્ષ, વૈશાખ તથા માઘ એ મહીના, તથા ગુરૂ, શુક્ર અને બુધ એ વાર, નંદા (૧–૬–૧૧), પૂર્ણા (૫–૧૦–૧૫), જયા (૩–૮–૧૩) એ તિથિઓ અને મૃદુ, ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રો તથા પુષ્ય, ધનિષ્ઠા અને સ્વાતિ એ નક્ષત્રો અર્થાત્ ઉપર જે મહીના, વાર, તિથિ અને નક્ષત્રો કહ્યાં તે પૈકી જે દિવસે એ હોય તે દિવસે નવા વસાવેલા ગામમાં કે નગરમાં પ્રવેશ કરવો એમ વાસ્તુશાસ્ત્રમાં કહેલ છે. ૩૮.

इतिश्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लात्वटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणालिखितया गुर्जरटीकयासहितेः मुहूर्तविचारादि-बालबोधज्योतिषसारसंग्रहे चतुर्थं वास्तुमुहूर्तविचारप्रकरणं समाप्तम् ॥ ४ ॥

# शास्त्रार्थप्रकरणम् ॥ ५ ॥

## अथ शुभसमयज्ञानम् ।

विवाहं च क्षौरकर्म प्रतिष्ठां व्रतबन्धनम् ।
अयने चोत्तरे कुर्यादुदिते भार्गवे गुरौ ॥ १ ॥
उदिते च तथा चन्द्रे शुभयोगे शुभे दिने ॥
कृष्णस्य दशमी यावच्छुभकर्माणि कारयेत् ॥ २ ॥

વિવાહ, ક્ષૌર, પ્રતિષ્ઠા, ઉપનયન આ કાર્યો ઉત્તરાયણના સૂર્યમાં અને શુક્ર ગુરૂના ઉદયમાં કરવાં તથા ચંદ્રમાનો ઉદય હોય અને શુભ યોગ તથા શુભ દિવસ હોય ત્યારે તેમજ કૃષ્ણ પક્ષની દશમી પર્યંત શુભ કાર્ય કરવાં શ્રેષ્ઠ છે. ૧--૨

## ग्रहणवेधविचारः

नित्ये नैमित्तिके काम्ये जपहोमक्रियासु च ॥
उपाकर्मणि चोत्सर्गे ग्रहवेधो न विद्यते ॥ ३ ॥

નિત્ય, નૈમિત્તિક, કામ્ય કાર્યમાં, જપ હોમાદિ કર્મમાં, ઉપાકર્મ (શ્રાવણી) ઉત્સર્ગમાં ગ્રહણના વેધનો દોષ લાગતો નથી. ૩

## जन्ममासे कर्मज्ञानविचारः ।

जातं दिनं दूषयते वसिष्ठः पंचैव गर्गास्त्रिदिनं तथात्रिः ।
तज्जन्मपक्षं किल भागुरिश्च व्रते विवाहे गमने क्षुरे च ॥४॥

વસિષ્ઠ ઋષિના મતથી જન્મનો દિવસ ફક્ત દૂષિત છે, ગર્ગાચાર્યના મતથી જન્મ દિવસથી પાંચ દિવસો દૂષિત છે, અત્રિઋષિના

મતથી જન્મના દિવસથી ત્રણ દિવસો દૂષિત છે અને ભૃગુઋષિના મતથી, વ્રતબન્ધ, વિવાહ, પ્રદેશ, ગમન અને ચૌલમાં જન્મ પક્ષ દૂષિત છે. ૪

## चौलकर्मविचारः ॥

पंचमासाधिके मातुर्गर्भे चौलं शिशोर्न सत् ॥
पंचवर्षाधिकस्येष्टं गर्भिण्यामपि मातरि ॥ ५ ॥

બાલકની માતાને ગર્ભ રહે પાંચ માસ પુરા થયા હોય તો બાળકને ચૌલ કર્મ કરાવવું નહિ; પરંતુ બાળકને પાંચ વર્ષ ઉપરાંત વર્ષ થયાં હોય તો અને માતા ગર્ભવાળી હોય તો પણ બાળકને ચૌલ કર્મ કરાવવું શુભ છે. ૫

## मुण्डनमण्डनविचारः ॥

आदौ चौलं ततो मौंजी विवाहश्च शुभप्रदः ।
मातृभेदे बुधैरुक्तो मातुरैक्ये न कर्हिचित् ॥ ६ ॥

બાલકને પહેલાં ચૌલ પછી જનોઈ અને ત્યાર પછી વિવાહ કરવાથી શુભ ફળ મળે છે. માતા જુદી હોય તો એ બાળકોને સાથે વિવાહાદિ સંસ્કારો થઈ શકે છે અને માતા એક હોય તો સાથે કદાપિ વિવાહાદિ સંસ્કારો થઈ શકતા નથી. ૬

## संक्रान्तिपुण्यकालः ।

याम्यायने विष्णुपदे चाद्या मध्यास्तुलाजयोः ।
षोडशेत्ययने सौम्ये परानाड्योऽतिपुण्यदाः ॥ ७ ॥

કર્ક, સિંહ, વૃશ્ચિક, વૃષભ અને કુંભ સંક્રાન્તિમાં પ્રથમની સોળ ઘડી, તુલા અને મેષ સંક્રાન્તિમાં મધ્યની સોળ ઘડી, અને મિથુન,

કન્યા, ધન, મીન અને મકર સંક્રાન્તિની પાછળની સોળ ઘડી પુણ્યકાળ જાણવો. ૭

## होलाष्टकविचारः ।

शुक्लाष्टमीं समारभ्य फाल्गुनस्य दिनाष्टकम् ।
पूर्णिमामधिकं कृत्वा त्याज्यं होलाष्टकं बुधैः ॥ ८ ॥

ફાલ્ગુન માસની શુકલ પક્ષની અષ્ટમીથી પૂર્ણિમા સુધી હોલાષ્ટક થાય છે માટે વિદ્વાનોએ તેનો ત્યાગ કરી તે હોલાષ્ટકમાં શુભ કર્મો કરવાં નહીં. ૮

विपाशैरावतीतीरे शतद्रोश्च त्रिपुष्करे ।
विवाहादिशुभे नेष्टं होलिकामाग्दिनाष्टकम् ॥ ९ ॥

વિપાશા, ઈરાવતી, શતદ્રુ આ ત્રણ નદિયો પશ્ચિમ વિભાગમાં પ્રસિદ્ધ છે. એ નદિઓના બન્ને બાજુના કીનારા ઉપર આવેલા દેશોમાં અને ત્રિપુસ્કર દેશમાં હોલિકાના આઠ દિવસોમાં વિવાહાદિક શુભ કર્મો કરવાં નહી. ૯

## अथ पक्षविचारः ।

दशपंचात्मकतिथौ कृष्णपक्षे त्रिधाकृते ।
अशुभं चान्त्यभागे स्यात् पूर्वभागद्वये शुभम् ॥
शुक्लपक्षः शुभः प्रोक्तः कृष्णमान्त्यान्निकं विना ॥ १० ॥

કૃષ્ણ પક્ષની પંદર તિથિઓના ત્રણ ભાગ કરવા તેથી પાંચ દિવસનો એક ભાગ થયો તેમાંથી પ્રથમના બે ભાગ એટલે કૃષ્ણ પક્ષની દશમી પર્યંત શુભ, અને એકાદશીથી અમાસ સુધી અશુભ છે. એ વિષે ગ્રંથાંતરના મત પ્રમાણે, કૃષ્ણ પક્ષના ત્રિજા ભાગ

શિવાયનો ભાગ તથા શુકલપક્ષ શુભ છે. એ પ્રમાણે શુકલપક્ષની પ્રતિપદાથી કૃષ્ણ પક્ષની દશમી પર્યંત શ્રેષ્ઠ ગણાય છે. એટલે કોઈ પણ શુભ કાર્ય કૃષ્ણપક્ષની દશમી પર્યંત થઈ શકે છે. ૧૦

### अथ गुरुशुक्रास्तमध्ये कार्यवर्जितज्ञानम् ।

वापीकूपतडागयज्ञगमनं क्षौरं प्रतिष्ठा व्रतं
विद्यामन्दिरकर्णवेधनमहादानं गुरोः सेवनम् ॥
तीर्थस्नानविवाहदेवभवनं मन्त्रादि देवेक्षणं
दूरेणैव जिजीविषुः परिहरेदस्ते गुरौ भार्गवे ॥ ११ ॥

ગુરૂ અને શુક્રના અસ્તમાં જીવવાની ઈચ્છાવાળા પુરુષે વાવ, કુવો, તળાવ, યજ્ઞ, યાત્રા, ચૌલ, દેવપ્રતિષ્ઠા, યજ્ઞોપવીત, વિદ્યારંભ, ગૃહકર્મ, કર્ણવેધન, મહાદાન, ગુરુસેવા, તિર્થસ્નાન, વિવાહ, દેવમંદિર, મંત્રોપદેશ અને દેવનાં દર્શન એ સર્વ કાર્યો દૂરથીજ ત્યાગ કરવાં. ૧૧

### अथ व्रतारंभनिषिद्धकालः । गार्ग्यः ।

अस्तगे च गुरौ शुक्रे बाले वृद्धे मलिम्लुचे ॥
उद्यापनमुपारंभं व्रतानां नैव कारयेत् ॥ १२ ॥

ગુરુ અને શુક્રનો અસ્ત હોય અને તેમનું બાલત્વવૃદ્ધત્વ હોય ત્યારે તથા મલમાસમાં વ્રતનું ઉદ્યાપન અથવા આરંભ કરવો નહિ. ૧૨

### अथ प्रकारान्तरेण कार्यवर्जितकुयोगज्ञानम् ।

अस्ते वर्ज्यं सिंहनक्रस्थजीवे वर्ज्यं केचिद्वक्रगे चातिचारे ।
गुर्वादित्ये विश्वघस्रेऽपि पक्षे प्रोचुस्तद्वद्दन्तरत्नादिभूषाम् ॥१३॥

જે જે કાર્યો ગુરૂ તથા શુક્રના અસ્તમાં ત્યાગ કરવાનાં કહ્યાં છે તે તે કાર્યો સિંહ અને મકર રાશિના ગુરૂમાં પણ ત્યાગ કરવાં. વક્ર ગતિનો અને અતિચારનો ગુરૂ હોય ત્યારે પણ કેટલાક તે કાર્યો ત્યાગ કરવાં એમ કહે છે. ગુરૂ તથા સૂર્ય બંને ગ્રહો એક રાશિપર હોય તો પણ તે કાર્યો ત્યાગ કરવાં. તેર દિવસનું પક્ષ (પખવાડીયું) આવે ત્યારે પણ તે કાર્યો ત્યાગ કરવાં. તેમજ હાથીદાંતનાં, રત્નનાં, સુવર્ણનાં અને મણિનાં બનાવેલાં આભૂષણો પણ વર્જિત કરવાં. ૧૩

## अथ गुरुशुक्रास्तमध्ये संस्कारकर्मविचारः

गर्भाधानादिसंस्कारे तथाऽन्नप्राशने शिशोः ॥
न तत्र गुरुशुक्रास्तमन्नग्रासादिदूषणम् ॥१४॥

ગર્ભધાનાદિ સંસ્કારોમાં તથા અન્નપ્રાશન સંસ્કાર કરવામાં, ગુરૂ શુક્રના અસ્ત વિષેનો વિચાર કર્યા વગર કાર્ય કરવું તે શુભ છે. એ પ્રમાણે નવાન્ન ભોજનમાં પણ તેનો વિચાર કરવો નહી.૧૪

## अथ सिंहस्थगुरुपरिहारः

मेषार्के सद्व्रतोद्वाहौ गंगागोदांतरेऽपि च ।
सर्वः सिंहगुरुर्वर्ज्यः कलिंगे गौडगुर्जरे ॥ १५ ॥

સિંહમાં રહેલા ગુરૂ વખતે મેષનો સૂર્ય હોય તો ગંગા-ગોદાવરીના મધ્ય પ્રદેશમાં વિવાહાદિ કાર્યો શુભ છે પરંતુ કલિંગ, ગૌડ અને ગુજરાતમાં સિંહના ગુરૂનો અવશ્ય ત્યાગ કરવો. ૧૫

मङ्गलानीह कुर्वीत सिंहस्थे वाक्पतिर्यदा ।
भानौ मेषगते सम्यगित्याहुः शौनकादयः ॥ १६ ॥

જ્યારે સિંહના બૃહસ્પતિ હોય અને સૂર્ય મેષ રાશિમાં આવે ત્યારે તેમાં મંગળ કાર્યો કરવાં શ્રેષ્ઠ છે, એમ શૌનકાદિ મુનિઓ કહે છે. ૧૬

## एकोदरप्रसूतानां मंगलकालः ।

पुत्रोद्वाहात्परं पुत्रीविवाहो न ऋतुत्रये ।
कुर्यान्न व्रतमुद्वाहान्मंगले नाप्यमंगलम् ॥ १७ ॥
मुंडनान्मंडनं कार्यं मंडनान्नैव मुंडनम् ।
पुत्रीविवाहात्परतः पुत्रोद्वाहः शुभप्रदः ॥ १८ ॥
फाल्गुने चैत्रमासे तु पुत्रोद्वाहोपनायने ।
भेदादब्दस्य कुर्वीत नर्तुत्रयविलंघनम् ॥ १९ ॥

પુત્રનું લગ્ન કર્યા પછી છ મહિના સુધી કન્યાનું લગ્ન કરવું નહિ. લગ્નકાર્ય કર્યા પછી છ મહીનાની અંદર વ્રતબંધ કરવું નહિ. કોઇપણ મંગળ કાર્ય કર્યા પછી છ મહિનાની અંદર શ્રાદ્ધ વિગેરે અમંગલ કાર્ય કરવું નહિ. મુંડનકાર્ય કર્યા પછી વિવાહકાર્ય કરવું, પરંતુ વિવાહકાર્ય કર્યા બાદ છ મહિના સુધી મુંડનકાર્ય કરવું નહિ. પુત્રીનું લગ્ન કર્યા પછી પુત્રનું લગ્ન કરવું શુભ છે. ફાલ્ગુન અથવા ચૈત્ર મહિનામાં વિવાહ અથવા વ્રતબંધ થયું હોય તો સંવત્સર બદલાઈ જવાથી વૈશાખ માસમાં વિવાહ અને વ્રતબંધ કરી લેવામાં દોષ નથી, અર્થાત્ છ મહિના ત્યાગ કરવાની જરૂર નથી. ૧૭-૧૯

## आवश्यके द्विमंगलविचारः

द्विशोभनं त्वेकगृहे त्वनिष्टं शुभं तु पश्चान्नवभिर्दिनैश्च ।
आवश्यकं शोभनमुत्सवो वा द्वारेऽथ वाचार्यविभेदतः शुभः ॥२०

બે શુભ કાર્યો એક ઘરમાં એકી વખતે કરવાં તે અનિષ્ટ છે, પરંતુ આવશ્યક હોય તો નવ દિવસ ગયા બાદ કરવાં અને તેથી પણ વધારે આવશ્યક હોય તો દ્વારભેદ અને આચાર્યભેદ રાખીને કરવાં તે શુભ છે. ૨૦

## व्रतबन्धे जन्ममासादिविचारः ॥

जन्मर्क्षमासलग्नादौ व्रते विद्याधिको व्रती ॥
आद्यगर्भेऽपि विप्राणां क्षत्रादीनामनादिमे ॥ २१ ॥

જન્મનો માસ, તિથિ, નક્ષત્ર ને લગ્નમાં બ્રાહ્મણના પહેલા અને બીજા ગર્ભના બાળકને વ્રતબન્ધ આપવાથી તે વિદ્વાન્ થાય છે, તેમજ ક્ષત્રિય વૈશ્યના બીજા ગર્ભના બાળકને જનોઈ આપવાથી તે વિદ્વાન્ થાય છે. ૨૧

## अथातिचारे व्रतबन्धनादिनिषेधः ।

वक्रातिचारगे जीवे वर्जयेतदनंतरम् ।
व्रतोद्वाहादिचूडायामष्टाविंशतिवासरान् ॥ २२ ॥

જ્યારે ગુરૂ વક્રી થયો હોય અથવા અતિચારી થયો હોય ત્યારે અઠ્ઠાવિશ દિવસ પર્યંત ઉપનયન, વિવાહ, મુંડન કર્મ કરવાં નહી. આ પ્રમાણે રાજમાર્તણ્ડનો મત છે. ૨૨

## चतुर्थाष्टमद्वादशचंद्रविचारः ।

उत्सवे चाभिषेके च जनने व्रतबन्धने ।
पाणिग्रहे प्रयाणे च शशिर्द्वादशगः शुभः ॥ २३ ॥

માંગલિક ઉત્સવ કાર્યમાં, રાજ્યાભિષેક, જન્મકાળ, જનોઈ, વિવાહ અને પ્રયાણમાં બારમો ચંદ્ર શુભ કહેલા છે. ૨૩

अष्टमे द्वादशे चन्द्रे कन्यायां नैव शस्यते ॥
क्रूरग्रहश्चतुर्थेपि संभवे सति नो भवेत् ॥ २४ ॥

આઠમો, બારમો ચંદ્ર કન્યાને શ્રેષ્ઠ નથી, પરંતુ વિવાહમાં શુભ દિવસ ન મલતો હોય તો ચોથા ચંદ્રમામાં વિવાહ કરવો શુભ છે. ૨૪

## कन्यारजस्वलायांगुरुविचारः ।

रजस्वला यदा कन्या गुरुशुद्धिं न चिंतयेत् ।
अष्टमेऽपि प्रकर्तव्यो विवाहस्त्रिगुणार्चनात् ॥ २५ ॥

વિવાહ થયો ન હોય અને જો કન્યા રજસ્વલા થતી હોય તો ગુરૂશુદ્ધિનો વિચાર કરવો નહી અને આઠમા ગુરૂની ત્રણ ગણી પૂજા કરીને લગ્ન કરવું આ પ્રમાણે બૃહસ્પતિનું વચન છે. ૨૫

## अथ विवाहादौसूतकविचारः ॥

दाने विवाहे यज्ञे च संग्रामे देशविप्लवे ।
आपद्यपि च कष्टायां सद्यः शौचं विधीयते ॥ २६ ॥
दातुः प्रतिग्रहीतुश्च कन्यादाने च नो भवेत् ॥
विवाहत्रिष्णोः कन्याया लाजाहोमादिकर्मणि ॥ २७ ॥

આશૌચ આવી પડવાના વિષયમાં યાજ્ઞવલ્કય કહે છે કે, દાનમાં, વિવાહમાં, યજ્ઞમાં, સંગ્રામમાં દેશભંગમાં, અને મોટી આપત્તિમાં પણ આશૌચ લાગતું નથી. ૨૬

કોને આશૌચ લાગતું નથી એમ અપેક્ષા થાય છે તો તે વિષયમાં બ્રહ્માંડપુરાણમાં કહ્યું છે કે, દાતાને કન્યાદાનમાં અને વરને કન્યાના પ્રતિગ્રહમાં આશૌચ લાગતું નથી. વર કે જે વિષ્ણુરૂપ છે તેને અને કન્યાને લાજાહોમાદિકમાં આશૌચ લાગતું નથી. ૨૭

व्रतयज्ञविवाहेषु श्राद्धे होमेऽर्चने जपे ।
आरब्धे सूतकं न स्यादनारब्धे तु सूतकम् ॥ २८ ॥
प्रारंभो वरणं यज्ञे संकल्पो व्रतसत्रयोः ।
नान्दीमुखं विवाहादौ श्राद्धे पाकपरिक्रिया ॥ २९ ॥

વિષ્ણુનું વચન છે કે-વ્રતબંધ અથવા વ્રતોદ્યાપન, યજ્ઞ, વિવાહ, શ્રાદ્ધ, હોમ, પૂજા, જપ એ કાર્યોમાં જ્યાં સુધી કાર્યનો આરંભ થયો ન હોય ત્યાં સુધી સૂતક લાગે છે, પરંતુ પ્રારંભ થયા પછી મરણનું કે જન્મનું સૂતક લાગતું નથી. યજ્ઞમાં બ્રાહ્મણનું વરણ થવાથી પ્રારંભ ગણાય છે. એવીજ રીતે વ્રત યા મહાયજ્ઞમાં સંકલ્પ થવાથી, વિવાહ આદિ મંગલ કાર્યોમાં નાન્દીમુખ શ્રાદ્ધ થવાથી, અને શ્રાદ્ધમાં પાકનો આરંભ અને બ્રાહ્મણોને નોતરાં દેવાથી પ્રારંભ થયો કહેવાય છે. આવી રીતે પ્રારંભ થયા બાદ સૂતક લાગતું નથી. ૨૮--૨૯

## अथ नान्दीमुख श्राद्धविधिविचारः

एकविंशत्यहर्यज्ञे विवाहे दश वासराः ॥
त्रिषट् चौलोपनयने नान्दीश्राद्धं विधीयते ॥ ३० ॥

નાંદીમુખ શ્રાદ્ધનો અવધિ સ્મૃત્યંતરમાં કહ્યો છે કે, યજ્ઞમાં એકવિશ દિવસ પહેલાં, વિવાહમાં દશ દિવસ પહેલાં, ચૌલમાં ત્રણ દિવસ પહેલાં અને ઉપનયનમાં છ દિવસ પહેલાં નાંદી શ્રાદ્ધ કરવું. ૩૦

## विवाहादौ कन्यारजोदोषविचारः ॥

विवाहे वितते यज्ञे संस्कारे च कृते यदा ।
कन्यामृतुमतीं दृष्ट्वा कथं कुर्वंति याज्ञिकाः ॥ ३१ ॥

स्नापयित्वा तु तां कन्यामर्चयित्वा यथाविधि ।
युंजानामाहुतिं हुत्वा ततस्तंत्रं प्रवर्तयेत् ॥३२॥

વિવાહ અથવા યજ્ઞ ચાલુ થયો હોય, હોમસમય પ્રાપ્ત થયો હોય ત્યારે કન્યાને રજોદર્શન થાય તો કર્મકાણ્ડીઓએ શું કરવું? તો રજોવતી કન્યાને સ્નાન કરાવી તેનું યથાવિધિ પૂજન કરી યુંજાના મંત્રથી હોમ કરી બાકી રહેલું કર્મ કરવું. ૩૧--૩૨

## सूतिकादोषविचारः ॥

जातेष्टिविवाहोपनयनादि कर्मसु तु पुत्रप्रसूनां विंशतिरात्रान्तेऽधिकारः कन्याप्रसूनां मासान्तेऽधिकारः । धर्मसिंधुकारः ॥ ३३ ॥

ધર્મસિંધુમાં લખેલું છે કે પુત્રજન્મ આપનારી સ્રીને વિશ દિવસ પુરા થાય તે પછી, વિવાહ, ઉપનયન, ચૌલ વિગેરે કર્મ કરવાનો અધિકાર છે અને કન્યાનો જન્મ આપનારી સ્રીને એક માસ પછી વિવાહાદિ કર્મ કરવાનો અધિકાર છે. ૩૩

## प्रथम रजोदर्शनम् फलम् ।

आद्यं रजः शुभं माघमार्गराधेयफाल्गुने ॥
ज्येष्ठश्रावणयोः शुक्ले सद्वारे सत्तनौ दिवा ॥ ३४ ॥

માઘ, માગશીર્ષ, વૈશાખ, આશ્વિન, ફાલ્ગુન, જયેષ્ઠ અને શ્રાવણ એ માસોમાં, શુકલપક્ષમાં, શુભ વારને દિવસે, શુભ ગ્રહના લગ્નમાં અને દિવસે સ્રીઓ પ્રથમ રજસ્વલા થાય તે શ્રેષ્ઠ છે. ૩૪

ःरादिपश्चोत्तरमूलपूषविष्णुत्रयाश्वीज्याविधीन्दुभेषु ।
ाद्यं रजः सौख्यसुतायुरर्थसौभाग्यवृद्धिं कुरुतेऽङ्गनानाम् ।३५।

હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, ત્રણે ઉત્તરા, ૂલ, રેવતી, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, અશ્વિની, પુષ્ય, રોહિણી, અને મૃગશીર્ષ; એ નક્ષત્રોમાં સ્ત્રીઓનું પ્રથમ રજસ્વલા થવું તે ુખ, પુત્ર, આયુષ્ય, ધન અને સૌભાગ્યની વૃદ્ધિ કરનારૂં છે. ૩૫

## अथ रजस्वलादिनानि ।

प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुद्ध्यति ॥ ३६ ॥

રજસ્વલા સ્ત્રી પહેલે દિવસ ચાંડાલી, બીજે દિવસ બ્રહ્મઘાતિની, ીજે દિવસ ધોબણ ગણાય છે અને ચોથે દિવસ તે શુદ્ધ થાય છે. ૩૬

भर्तुः स्पृश्या चतुर्थेऽह्नि स्नानेन स्त्री रजस्वला ।
पञ्चमेऽहनि योग्या स्याद्दैवे पित्र्ये च कर्मणि ॥ ३७ ॥

રજસ્વલા સ્ત્રી ચોથે દિવસ સ્નાન કરીને પોતાના સ્વામીને પર્શ કરવા યોગ્ય થાય છે અને પાંચમે દિવસ દેવ તથા પેતૃકાર્યમાં યોગ્ય થાય છે. ૩૭

## ऋतुमतीस्नानम् ।

येष्ठानुराधाकररोहिणीषु स्वातीधनिष्ठाश्विमृगोत्तरासु ॥
जोवती स्नानविधिं प्रकुर्याच्छुभेषु वारेषु तिथौ शुभायाम् ।३८।

જયેષ્ઠા, અનુરાધા, હસ્ત, રોહિણી, સ્વાતી, ધનિષ્ઠા, અશ્વિની, ૃગશીર્ષ અને ત્રણે ઉત્તરા; એ નક્ષત્રોમાં, શુભ વારોમાં અને ુભ તિથિમાં રજસ્વલા સ્ત્રીએ સ્નાન કરવું તે શ્રેષ્ઠ છે. ૩૮

## ऋतुकालः ।

षोडशर्तुनिंशाः स्त्रीणां तस्मिन्युग्मासु संविशेत् ॥
युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ॥ ३९ ॥

સ્ત્રી રજસ્વલા થાય ત્યારથી સોળ રાત્રિ સુધી ગર્ભ ધારણ કરવા યોગ્ય સમય છે. પુરૂષ પાંચ રાત્રિ ઉપરાંત સોળ રાત્રિની અંદર સમ રાત્રિઓમાં જો સ્ત્રીથી સંભોગ કરે તો પુત્ર ઉત્પન્ન થાય છે અને વિષમ રાત્રિઓમાં જો સંભોગ કરે તો પુત્રી ઉત્પન્ન થાય છે. ૩૯

## स्त्रीसंगमनक्षत्राणि ।

पुष्ये धनिष्ठामृदुवायुमूले स्थिराश्विनीविश्वमघासु हस्ते।
एभिः प्रविष्टा बहुपुत्रपौत्रा वसेच्चिरं भूरिगुणैरुपेता ॥ ४० ॥

પુષ્ય, ધનિષ્ઠા, મૃદુ નક્ષત્રો, સ્વાતી, મૂલ, સ્થિર નક્ષત્રો, અશ્વિની, ઉત્તરાષાઢા, મઘા અને હસ્ત; એ નક્ષત્રોમાં જો પુરૂષ ઋતુમતી સ્નાન કરી શુદ્ધ થયેલી સ્ત્રી સાથે સંભોગ કરે તો તે બહુ પુત્ર પોત્રવાળી થાય અને ઘણા ગુણોથી યુક્ત થઇને ઘણા કાલ પર્યંત સુખ ભોગવે. ૪૦

## कन्यादानविचारः ।

या कन्या सकुचा तथा ऋतुमती तातालये तिष्ठती ।
तां दृष्ट्वा पितरः पतंति नरके घोरेऽतिघोरेऽपि च ॥
शुक्रे चास्तगते विरुद्धगुरुणा सुप्ते च नारायणे।
सिंहस्थेऽपि बृहस्पतौ यदि तदा कुर्याद्विवाहोत्सवम् ४१

વિવાહ થયા પહેલાં પિતાને ઘેર ઋતુમતી અને યૌવનના ચિહ્નવાલી કન્યા થાય તો તેને જોઇને તેના પિતરો અત્યંત ઘોર નરકમાં પડે છે એવું ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે માટે ગુરૂ શુક્રનો અસ્ત, ચાતુર્માસ, સિંહનો ગુરૂ હોય તો પણ તે કન્યાના લગ્ન કરી દેવાં જોઇએ એ શુભ છે. ૪૧

मुख्यो विवाहः पूर्वाह्णे मध्याह्ने चोत्तमोत्तमः ॥
निशायां मध्यमः प्रोक्तश्चापराह्णेतु गर्हितः ॥ ४२ ॥

સૂર્યોદયથી દિવસના પ્રથમ ભાગમાં વિવાહ કરવો મુખ્ય છે મધ્યાન્હ સમયે કન્યાદાન કરવું તે ઉત્તમોત્તમ છે, રાત્રે વિવાહ કાર્ય કરવું તે મધ્યમ છે અને અપરાહ્નમાં પાછલા પહોરે કરવું તે નેષ્ટ છે. ૪૨

## गुरोवक्रत्वमार्गित्वदेशपरत्वे विचारः

सौराज्यके मालवभेददेशे वक्रातिचारावशुभौ विवाहे ॥
न स्तो गुरोः सिंधुमरुव्रजेषु नीवृत्स्वतोऽन्येषु विवर्जनीयौ४३

જ્યારે ગુરૂ વક્રી અને માર્ગી થાય ત્યારે તેનો દોષ, કાઠીયાવાડ, માળવાનો એક દેશ ગુજરાત, સિંધ, મારવાડ. અને વ્રજ, એટલા દેશોમાં ગણાતો નથી. તે શિવાયના દેશોમાં તેનો દોષ ગણાય છે. એવું જ્યોતિર્વિદાભરણમાં પ્રમાણ મળે છે. ૪૩

## अभिजिन्मुहूर्त विचारः ।

मध्यं दिनगते भानौ सकलं दोपसंचयम् ॥
करोदोषमाभिजित्तूलराशिमिवानलः ॥ ४४ ॥

દિવસના જે વખતે સૂર્યના મધ્યાન્હ કાળે બાર વાગે ત્યારે અભિજીત-મુહૂર્ત કહે છે તે મુહૂર્તમાં બધાં શુભ કાર્યો થઈ શકે

છે, તે વખતે કુયોગ હોય છતાં અભિજીત્ મુહૂર્તના ટાઇમે જેમ અગ્નિ કપાસના ઢગલાને બાળે છે તે પ્રમાણે બધા દોષોનો નાશ કરે છે. ૪૪

## शुभाशुभचन्द्रविचारः ।

द्विपंचनवमे शुक्ले चंद्रमाः श्रेष्ठ उच्यते ॥
अष्टमे द्वादशे कृष्णे चतुर्थे श्रेष्ठ उच्यते ॥ ४५ ॥

શુક્લપક્ષમાં ૨, ૫, ૯ મા ચંદ્રમાનો દોષ નથી, અને કૃષ્ણ પક્ષમાં ૪, ૮, ૧૨ મા ચંદ્રમાનો દોષ નથી. ૪૫

## प्रसंगात् ग्रहबलविचारः ।

गुरुर्विवाहे गमने च शुक्रो ज्ञाने बुधो दीक्षणके च शौरी
युद्धे च भौमो नृपदर्शनेऽर्कः सर्वेषु कार्येषु वली शशांकः ४६

વિવાહને વિષે ગુરૂબળ જોવું, પ્રયાણને વિષે શુક્રબળ, જ્ઞાનને વિષે બુધબળ, યજ્ઞની દીક્ષામાં શનિબળ, યુદ્ધને વિષે મંગળબળ, અને રાજદર્શન વિષે સૂર્યનું બળ તથા બધાં કાર્યોને વિષે ચંદ્રનું બળ જોવું. ૪૬

## धनार्कमीनार्कविचारः।

उदन्वतो रोधसि कापिलाख्यं भूमंडलं योजनषट्कमानं ॥
रेवामहीमध्यगमार्यराश्योरर्के विवाहो विहितोऽतिभद्रः ॥४७॥

ધનાર્ક અને મીનાર્કમાં નર્મદા અને મહીના વચલા ભાગમાં સમુદ્રના કિનારે (કપિલક્ષેત્ર) છ યોજન સુધી છે તેમાં વિવાહ કરવાથી શુભ ફળ આપે છે. તે શિવાયના બધા દેશોમાં ધનાર્ક મીનાર્કમાં વિવાહ કરવો નહિ. ૪૭

## अथ स्नानसूतकनिर्णयः ।

१ स्नाननिर्णयः—કુટુંબમાં ૨૧ પેઢી સુધીનું સ્નાન લાગે છે. માતાની મા તથા માતાના પિતાનું સ્નાન લાગે છે અને નાનાનો પિતા અને નાનાની માતાનું પણ સ્નાન લાગે છે, તેમ શાળી, શાળીનો વર અને તેના સંતાનનું સ્નાન લાગે અને શાળા તથા શાળાની સ્ત્રી તથા છોકરાનું પણ સ્નાન કરવું જોઇએ.

ફુવો અને ફુઈનાં સંતાનનું સ્નાન લાગે, માસો અને માસીના સંતાનનું સ્નાન લાગે, પોતાના સગા બનેવી અને તેના સંતાનનું સ્નાન કરવું જોઇએ, પોતાના કાકાની પિતરાઈ બ્હેનનું સ્નાન લાગે છે તથા પિતાના કાકાની પિતરાઈ બ્હેનનું સ્નાન કરવું; માનો મામો, તેની સ્ત્રી અને તેનાં બાળકોનું સ્નાન કરવું જોઇએ. તેમજ પિતાનો મામો અને તેનાં સંતાનનું સ્નાન કરવું આવશ્યક છે. માનો કાકો અને તેની સ્ત્રી અને તેનાં સંતાનનું સ્નાન કરવું, માની ફુઇ, તેનો પતિ અને તેનાં સંતાનોનું સ્નાન કરવું; માની માસી તેનો વર તથા તેમનાં સંતાનોનું સ્નાન કરવું જોઇએ; પિતાની ફુઈ તથા ફુવો અને તેમનાં સંતાનોનું સ્નાન કરવું; પિતાની માસી, માસો અને સંતાનોનું સ્નાન કરવું; તે સિવાય પોતાનો શિષ્ય, તેની સ્ત્રી, અધ્યાપક અને તેની સ્ત્રીનું, પોતાના આચાર્યનું, તેમ અનુગમન એટલે શબ પાછળ ચાલનારે સ્નાન કરવું જોઇએ. પોતાના મામા, મામી અને તેનાં સંતાનોનું સ્નાન કરવું.

२ आशौचनिर्णयः—પોતાથી સાત પેઢી સુધીનાં સપિંડ કહેવાય, ત્યાર પછી સાત પેઢીનાં સોદક કહેવાય, ત્યાર પછી સાત પેઢીનાં સગોત્ર કહેવાય. જ્યાં સપિંડને દશરાત્ર ત્યાં સોદકને ત્રણ રાત અને સગોત્રને સ્નાન માત્ર સમજવું.

૩ गर्भवती स्त्रीनेः—ચાર માસના ગર્ભનો નાશ થાય તો ગર્ભસ્રાવ કહેવાય છે. ત્રણ માસ સુધીનો ગર્ભ નાશ થાય તો તે સ્ત્રીને ત્રણ રાત્રીનું સૂતક લાગે અને ચોથા માસને વિષે ચાર રાત્રીનું સૂતક, પિતાથી સાત પેઢી સુધીનાએ સ્નાન માત્ર કરવું. પાંચ માસે ગર્ભ-નાશ થાય તો ગર્ભપાત કહેવાય. તેમાં પાંચ દિવસનું સૂતક અને છઠ્ઠા માસનું ૭ દિવસનું લાગે, કદાચ ગર્ભ જીવતો રહે તો પિતા આદિ સપિંડોને ત્રણ રાત્રનું વૃદ્ધિ સૂતક–મરી જાય તો સ્નાન કરવું.

૪ सातमास ઉપરનો ગર્ભ જન્મે તે ગર્ભ પ્રસવ કહેવાય. તેમાં માતા પિતા અને સાત પેઢીનાઓને સંપૂર્ણ વૃદ્ધિસૂતક લાગે. એટલે બ્રાહ્મણને દશ દિવસનું, ક્ષત્રિ–૧૨, વૈશ્ય–૧૫ અને શૂદ્રને ૩૦ દિવસનું વૃદ્ધિસૂતક ગણાય.

૫ मरेलुं बालक અવતરે તો વૃદ્ધિસૂતક ગણાય, મરણસૂતક નહી.

૬ नालच्छेद પહેલાં બાળક મરી જાય તો માતા પિતાને દશ રાત્રિનું અને સાત પેઢીના પિતરાઇને ત્રણ રાત્રિનું લાગે.

૭ जननाशौच ઉતરી ગયા પછી અને નામ પહેલાં બાળક મરે તો સપિંડોને સ્નાન માત્ર, માતાપિતાને ત્રણ રાત્ર.

૮ दांत आव्या પછી અને ત્રણ વરસની અંદર છોકરો મરી જાય તો સપિંડોને એક દિવસનું અને માતા પિતાને ત્રણ રાત્રિનું; અને જો આ ઠેકાણે કન્યા મરણ પામી હોય, તો માતા પિતાને ત્રણ રાત્રનું અને સપિંડોને સ્નાન માત્ર સમજવું.

૯ त्रण वरस પછી અને જનોઇ પહેલાં છોકરો મરી જાય તો સપિંડ અને માતા પિતા વગેરેને ત્રણ રાત્રનું સૂતક લાગે.

---

૧ 'સૂતક' શબ્દ મરણશોચમાં રૂઢ થએલો હોવાથી હવે પછીથી સૂતક એટલે મરણશોચ સમજવું.

ત્રણ વરસ પછી અને વિવાહ પહેલાં કન્યા મરણ પામે તો ત્રણ પેઢી સુધી એકદિન સૂતક અને માતા પિતાને ત્રણરાત્ર. સગાઇ કર્યા પછી અને વિવાહ કર્યા પહેલાં કન્યા મરણ પામે તો સાસરાના કુળમાં અને પોતાના કુળમાં સાત પેઢીને ત્રણ રાત્રનું સૂતક લાગે છે.

૧૦ **जनोई** પછી પુત્ર મરણ પામે તો સપિંડ પિતરાઇઓને સંપૂર્ણ સૂતક લાગે છે. આઠથી ચૌદ પેઢીના પિતરાઇઓને ત્રણ રાત્રનું, પંદરથી એકવીસ પેઢીના પિતરાઈઓને એક રાત્રીનું અને તે પછી સ્નાન માત્ર. પરણેલી કન્યાનું માબાપ તથા સગા ભાઇને ત્રણ રાત્રનું અને કાકા વગેરેને એક દિવસનું સૂતક લાગે છે.

૧૧ **पिताने** ઘેર **पुत्रीनी** સુવાવડ થાય તો માતા પિતાને ત્રણ રાતનું વૃદ્ધિસૂતક અને સગા, ભાઈ અને પિતરાઈને એક રાત્રિ.

૧૨ **मातापिता** મરણ પામે તો પરણેલી દીકરીને ત્રણ રાત્રિનું, અને દશ દિવસ થયા ઉપરાંત ખબર પડે તો દોઢ દિવસ.

૧૩ **भाईवेन** એક બીજાને ઘરે મરે તો પરસ્પર ત્રણ રાત્રનું સૂતક અને પોતપોતાને ઘરે મરણ પામે તો દોઢ દિવસનું સૂતક પરસ્પર લાગે.

૧૪ **मामो मामी** મરે તો ભાણેજને દોઢ દિવસનું સૂતક લાગે છે. જનોઇ દીધેલ ભાણેજ મરે તો મામા મામીને ત્રણ રાત્રનું અને જનોઈ વગરનો હોય તો દોઢ દિવસનું.

૧૫ **मातानो वाप** મરે તો દોહિત્રાને ત્રણ રાત્રનું સૂતક અને દોહિત્ર મરે તો નાના નાનીને ત્રણ રાત્રનું, જનોઈ દીધા વગરનો દોહિત્ર મરે તો દોઢ દિવસનું.

૧૬ **मातानी मा** મરે તો દોહિત્રાને દોઢ દિનનું સૂતક લાગે.

૧૭ **सासु ससरो** મરે અને જમાઇ પાસે હોય તો ત્રણ રાતનું, ગામમાં હોય તો દોઢ દિવસનું, અને બીજે ગામ હોય તો એક દિવસનું.

૧૮ જમાઈ મરે તો સાસુ સસરાને એક દિવસનું સૂતક લાગે.

૧૯ માસી મરે તો ભાણેજને અને ફઈ મરે તો ભત્રીજાને દોઢ દિવસનું પરસ્પર લાગે.

૨૦ દત્તકપુત્ર મરણ પામે તો જન્મ આપનાર મા બાપને તથા ખોળે લેનાર મા બાપને ત્રણ દિન સૂતક લાગે અને બંને પક્ષના પિતરાઈઓને એક રાતનું સૂતક લાગે. ઉપરોકત ચાર મા બાપમાંથી મરે તો દત્તકને ત્રણ રાતનું સૂતક લાગે. ઉત્તરક્રિયા કરનાર અધિકારીઓને દશ રાત્રીનું લાગે.

૨૧ આશૌચનિર્ણય-જનન-સૂતકના જેટલા દિવસો કહ્યા છે તે જતાં ખબર પડે તો સ્નાન માત્ર કરવું. મરણસૂતકમાં જ્યાં જ્યાં ત્રણ રાતનું સૂતક કહ્યું છે તે જતાં પણ સ્નાન માત્ર. સંપૂર્ણ દિન કહ્યું છે તેને તે દિવસોમાં ખબર પડે તો બાકીના દિવસનું લાગે.

૨૨ માબાપના મરણની પુત્રને ખબર ન હોય અને સૂતકના દિવસ જતા રહે તો જ્યારથી ખબર પડે ત્યારથી સૂતક પાળવું, તમજ સ્ત્રીપુરૂષનું પણ પરસ્પર સમજવું.

૨૩ રાત્રિમાં જન્મ અથવા મરણ થયાં હોય તો દિન ગણવાની રીતિ-રાત્રીનાત્રણ ભાગ કરવા. તેમાં પહેલા બે ભાગમાં જન્મ અથવા મરણ હોય તો ગયેલો દિવસ ગણવો, અને ત્રીજા ભાગમાં જન્મ અથવા મરણ હોય તો આવતો દિવસ ગણવા.

૨૪ આચાર્ય-જનોઇ આપનાર ગુરૂનું મરણ થાય તો શિષ્યને ત્રણ દિવસનું સૂતક.

૨૫ શિષ્યનું-જનોઇ આપેલ શિષ્ય મરે તો ગુરૂને એક દિવસનું.

૨૬ સ્વજ્ઞાતીય મિત્ર મરે તો મિત્રને એક દિવસનું.

૨૭ યુદ્ધમા મરે તો સ્નાન માત્રથી શુદ્ધિ થાય.

૨૮ પતિત-પોતાનો સગોસંબંધી પતિત-ભ્રષ્ટ થઇ મરે તો સ્નાન સૂતક લાગે નાહ.

૨૯ **संन्यासी**–પોતાના કુટુંબમાંથી કોઇએ વાનપ્રસ્થ–સન્યસ્ત દીક્ષા લીધી હોય અને તે સમાધિસ્થ થાય તો સ્નાન કરવું.

૩૦ **मडदाने** દિવસે સ્પર્શ કર્યો હોય તો રાત્રિએ નક્ષત્ર જોવાથી શુદ્ધિ થાય અને રાત્રિએ સ્પર્શ કર્યો હોય તો દિવસે સૂર્યનું દર્શન કરવાથી શુદ્ધિ થાય અને એક દિવસ સૂતક પાળવું. શુદ્ધિ માટે સ્નાન કરી અગ્નિનો સ્પર્શ કરી ઘીવાળાં લીંબડાનાં પાન અગ્નિ ઉપર તપાવી તે ખાઈ ફરીથી સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે.

૩૧ **ब्रह्मचारी**-જેનો સમાવર્તન સંસ્કાર થયો નથી તેવા બ્રહ્મચારીને પોતાના ગોત્રમાં આશૌચ આવે તો સ્નાનમાત્રથી શુદ્ધિ થાય છે, અને જેઓ નામધારી બ્રહ્મચારી છે તેઓને સ્વગોત્રમાં આશૌચ આવે તો સ્નાન સૂતક પુરેપુરૂં પાળવું અને દીક્ષા તથા નામધારી બ્રહ્મચારીનું મરણ થાય તો તેઓના ગોત્રવાલાઓએ સ્નાન કરી આશૌચ પાળવું.

૩૨ **सापत्न माता** ( ઓરમાન માતાનું ) ઉપર લખેલાં સ્નાન સૂતક સગી માતાના બરોબર પાળવાં.

૩૩ **सूतकमां सूतक**-દશ દિવસનું મરણસૂતક હોય તેમાં દશ દિવસનું અથવા ત્રણ દિવસનું અથવા જન્મસૂતક આવે તો પહેલા સૂતક સાથે બીજું ઉતરી જાય. જન્મસૂતક ચાલતું હોય અને તેમાં મરણસૂતક આવે તો મરણસૂતક પાળવું જોઇએ એટલે જન્મ સાથે મરણસૂતક ઉતરે નહિં. કોઈ સૂતક ચાલુ હોય અને તે સૂતકની સમાપ્તિ પહેલાં બીજું સૂતક પડયું છે પણ ખબર સૂતક ઉતર્યા પછી પડે તો બીજું સૂતક બાકી રહેલ દિવસનું પાળવું જોઇએ. કોઈ સંબંધીનું સૂતક ચાલતું હોય અને તેથી નજીકના સંબંધીનું સૂતક આવે તે પણ પાળવું જોઇએ. એટલે નાના સૂતકમાં મોટું સૂતક આવે તો ઉતરે નહિં. આ સૂતકનો નિર્ણય ઘણાં પુસ્તકોના

આધારથી લખ્યો છે. છતાં તેમાં ન્યૂનતા હોય તો બીજાં પુસ્તકોમાં જોઈ વિચાર કરી લેવો.

લી. શુક્લ ઉમાશંકર નર્મદાશંકર સિદ્ધપુરકર.

इति श्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लावटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणालिखितयागुर्जरटीकयासहिते मुहूर्तविचारादि-बालबोधज्योतिषसारसंग्रहे पञ्चमं शास्त्रार्थप्रकरणं समाप्तम् ॥५॥

---

# अथ संस्कारमुहूर्तप्रकरणम् ॥ ६ ॥

## प्रथमरजोदर्शनविचारः ।

आद्यर्तौ पौषशुक्रोर्जमधुशुचिनभस्याः कुयुक्पापवारा
रिक्तामार्कोष्टषष्ठ्यः परगृहकुपदे रात्रिसंध्यापराह्णः ॥
मिश्रोग्रामूलतीक्ष्णं विवरमनलगाल्याविकास्त्रंगराहो-
त्पातः पापस्य लग्नं न सदृगनरनीळचित्राम्बरं च ॥१॥

પૌષ, જ્યેષ્ઠ, કાર્તિક, ચૈત્ર, અષાડ, ભાદરવો એ માસો, તથા કુયોગો જેવા કે, વિષ્કુંભ, અતિગંડ, શૂળ, ગંડ, વ્યાઘાત, વજ્ર, વ્યતીપાત, પરિઘ, વૈધૃત એ યોગો, પાપવારો રવિ, મંગળ, શનિ, (અનુક્રમે વારફળાનિ—રવિવારે રોગી ૧, સોમવારે પતિવ્રતા ૨, મંગળવારે દુઃખી ૩, બુધવારે પુત્રિણી ૪, ગુરુવારે ભોગભાગિની ૫, શુક્રવારે પતિપ્રિયા ૬, શનિવારે કષ્ટભાગિની ૭) ૪, ૬, ૮, ૯, ૧૨, ૧૪, ૩૦ એ તિથિઓ, પારકે ઘેર, અશુભ નક્ષત્રે, રાત્રિએ, સંધ્યાકાળે, દિવસના ત્રીજા ભાગમાં, ભરણી, કૃત્તિકા, આર્દ્રા,

આશ્લેષા, મઘા, પૂ. ફા., વિશાખા, જ્યેષ્ઠા, પૂર્વાષાઢા, પૂ. ભા. એ નક્ષત્રોમાં, નક્ષત્ર તિથિની સંધિમાં, ઘણું લાલ લોહી થોડું આવવું, ઘણું આવવું, ગર કરણથી આઠ કરણ, ઉત્પાત, પાપગ્રહનું લગ્ન, લાલ, કાળું, જુનું, અનેક રંગવાળું વસ્ત્ર, એ સર્વે સ્ત્રીઓને પ્રથમ રજોદર્શન સમયે અશુભ સમજવું. રજોવતી સ્ત્રીએ, તાંબૂલભક્ષણ, કાજળ આંખમાં આંજવું તથા તૈલાભ્યંગ ઈત્યાદિ કર્મોનો અવશ્ય ત્યાગ કરવો. ૧

## ऋतुमतीस्नानम् ।

पुनर्वसुस्तथा चित्रा ज्येष्ठा पुष्पाभिधेषु च ॥
स्नायादृतुमती नारी शुभे वारे शुभे दिने ॥ २ ॥
रोहिणीद्वितये स्वातौ हस्ते वै रेवतीद्वये ॥
स्नायात्तु युवती गर्भं विधत्ते शीघ्रमेव हि ॥ ३ ॥

પુનર્વસુ, ચિત્રા, જ્યેષ્ઠા, પુષ્ય આ નક્ષત્રોમાં અને શુભવાર તથા શુભ તિથિઓમાં રજસ્વલા સ્ત્રીએ સ્નાન કરવું. રોહિણી, મૃગશીર્ષ, સ્વાતિ, હસ્ત, રેવતી, અશ્વિની આ નક્ષત્રોમાં રજોવતી સ્ત્રી સ્નાન કરે તો જલદી ગર્ભધારણ કરે. ૨–૩

## गर्भाधानम् ।

भद्राषष्ठीपर्वरिक्ताश्च संध्या भौमार्कार्की नाद्यरात्रीश्चतस्रः ॥
गर्भाधानं त्र्युत्तरेन्द्वर्कमैत्रब्राह्मस्वातीविष्णुवस्वम्बुपे सत् ४

ભદ્રા (૨, ૭, ૧૨), ષષ્ઠી (૬), પર્વ (૧૫–૩૦), રિક્તા (૪–૯–૧૪) એ તિથિઓ, સંધ્યા સમય, મંગળ, રવિ અને શનિ એ ત્રણ વાર તથા રજોદર્શનની પહેલાંની ચાર રાત્રિઓ ત્યાગ કરીને

ત્રણ ઉત્તરા, મૃગશીર્ષ, હસ્ત, અનુરાધા, રોહિણી, ...
ધનિષ્ઠા અને શતભિષા એ નક્ષત્રોમાં ગર્ભાધાન શુભ છે.

## पुंसवनसीमन्तमुहूर्तः ।

मूलादित्रितये करे श्रवणके भाद्रद्वयाद्रात्रये ;
रेवत्यां मृगभे गुरौ दिनकरे भौमे न रिक्ता तिथौ ;
नेत्रे मास्यथवाष्टमासि धनुषि स्त्रीमीनयोः ...
लग्ने पुंसवनं तथैव शुभदं सीमन्तमंगाष्टके ; ५

મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, હસ્ત, શ્રવણ, ... ઉત્તરાભાદ્રપદા, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, રેવતી ... નક્ષત્રોમાં; ગુરૂ, રવિ અને મંગળવારે, રિક્તા (૪-... ગમે તે તિથિઓમાં, ગર્ભ ધારણ કર્યાથી ગણતાં ... મહિનામાં ધન, કન્યા, મીન અને સ્થિર લગ્નમાં ... શુભ છે અને તેજ પ્રમાણે ઉપરોક્ત નક્ષત્ર, વાર, તિથિ ... લગ્નમાં સીમંત કરવું તે પણ શુભ છે. ફક્ત ... સીમંતમાં છઠ્ઠો તથા આઠમો માસ લેવો. ૫-૬

विशाखा भरणी चैव ज्येष्ठा सार्पं च कृत्तिका ;
नक्षत्रपंचकं त्याज्यं सीमंते नारदो मतः ॥ ७ ॥

સીમંત સંસ્કારમાં વિશાખા, ભરણી, જ્યેષ્ઠા, ... કૃત્તિકા એ પાંચ નક્ષત્રો શિવાયનાં બીજાં સઘળાં નક્ષત્ર ... નારદનો મત છે. બીજી કેટલીક જ્ઞાતિઓમાં રિવાજ ... માસે સીમંતસંસ્કાર કરે છે તે નિર્મૂલ અને શાસ્ત્રવિરુદ્ધ છે.

## वारफलम् ।

मृत्युश्च सौरेस्तनुहानिरिन्दोः प्रजामृतिः पुंसवने बुधस्ये ॥
काकी च वंध्या भवतीह शुक्रे सुपुत्रलाभो रविभौमजीवैः ८

પુંસવન તથા સીમંત શનિવારે કર્યું હોય તો મૃત્યુ, સોમવારે શરીરનો નાશ, બુધવારે પ્રજાનો નાશ, શુક્રવારે એક વખત પ્રસૂતિ અગર વાંઝણી થાય અને રવિ, મંગળ અને ગુરૂવારે કરવાથી સુપુત્રનો લાભ થાય. માટે પુંસવન તથા સીમંતમાં રવિ, મંગળ અને ગુરૂવાર શ્રેષ્ઠ છે. ૮

## दोषपरिहारः ।

सीमन्तजातकादीनि प्राशनान्तानि यानि वै ॥
न दोषो मलमासस्य मौढ्यस्य गुरुशुक्रयोः ॥ ९ ॥

સીમંત અને જાતકર્મથી આરંભીને અન્નપ્રાશન સુધીનાં કર્મોમાં મલમાસ તથા ગુરૂ શુક્રનો અસ્તદોષ ગણવો નહિ. ૯

## गर्भिणीपतेः कार्यम् ।

सिन्धुस्नानं द्रुमच्छेदं वपनं प्रेतवाहनम् ॥
विदेशगमनं चैव न कुर्याद्गर्भिणीपतिः ॥ १० ॥

સમુદ્રસ્નાન, વૃક્ષચ્છેદન, હજામત, શબ ઉંચકવું અને વિદેશગમન એટલાં કાર્યો ગર્ભિણી સ્ત્રીના પતિએ કરવાં નહિ. ૧૦

## पुत्रोत्पन्नसूतकविचारः।

यावन्नोच्छिद्यते नाले तावन्नाप्नोति सूतकम् ॥
छिन्ने नाले ततः पश्चात्सूतकं तु विधीयते ॥ ११ ॥

जाते विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः ॥
वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुद्ध्यति ॥ १२ ॥

જ્યાં સુધી બાલકનું નાલછેદન કર્યું ન હોય ત્યાં સુધી સૂતક લાગતું નથી, નાલછેદન કર્યા પછી સૂતક લાગે છે. બ્રાહ્મણને દશ દિવસ સુધી, ક્ષત્રિયને બાર દિવસ, વૈશ્યને પંદર દિવસ સુધી અને શૂદ્રને એક મહિનાસુધી વૃદ્ધિસૂતક લાગે છે. ૧૧–૧૨

## जातकर्मनामकर्ममुहूर्तः ।

तस्मिञ्जन्ममुहूर्तेऽपि सूतकान्तेऽथवा शिशोः ॥
जातकर्म च कर्तव्यं पितृपूजनपूर्वकम् ॥ १३ ॥

બાલકનો જે વખતે જન્મ થાય તેજ મુહૂર્તમાં અથવા સૂતકને અંતે પિતૃપૂજન ( નાન્દીશ્રાદ્ધ ) પૂર્વક જાતકર્મ કરવું તે શ્રેષ્ઠ છે. ૧૩

तज्जातकर्मादि शिशोर्विधेयं पर्वाख्यरिक्तोनतिथौ शुभेऽह्नि ॥
एकादशे द्वादशकेऽपि घस्रे मृदुध्रुवक्षिप्रचरोडुषु स्यात् ॥ १४ ॥

પર્વ દિવસ અને રિક્તા તિથિ સિવાય ગમે તે તિથિમાં, કુયોગ રહિત શુભ ગ્રહના વારમાં, મૃદુ, ધ્રુવ, ક્ષિપ્ર તથા ચર સંજ્ઞાનાં નક્ષત્રોમાં તેમ જન્મથી અગીઆર અથવા બારમે દિવસે બાલકનું જાતકર્મ અને નામકર્મ કરવું. ૧૪

एकादशेऽह्नि विप्राणां क्षत्रियाणां त्रयोदशे ॥
वैश्यानां षोडशे नाम मासान्ते शूद्रजन्मनः ॥ १५ ॥

બાલકના જન્મથી અગીઆરમે દિવસે બ્રાહ્મણોએ, તેરમે દિવસે

ક્ષત્રિઓએ, સોળમે દિવસ વૈશ્યોએ અને એક મહિના પછી શુદ્રોએ પોતાના બાળકનું નામકર્મ કરવું. ૧૫

शर्मान्तं ब्राह्मणस्योक्तं वर्मान्तं क्षत्रियस्य च ॥
वैश्यस्य नाम गुप्तान्तं दासान्तं शूद्रजन्मनः ॥ १६ ॥

બ્રાહ્મણના બાલકનું નામ શર્માન્ત, ક્ષત્રિયના બાલકનું નામ વર્માન્ત, વૈશ્યના બાલકનું નામ ગુપ્તાન્ત અને શૂદ્રના બાલકનું નામ દાસયુક્ત પાડવું. ૧૬

## अथ दत्तकपुत्रमुहूर्तः ।

हस्तादिपञ्चकभिषग्वसुपुष्यभेषु ।
सूर्यक्षमाजगुरुभार्गववासरेषु ॥
रिक्ताविवर्जिततिथिष्वलिकुम्भलग्ने ।
सिंहे वृषे भवति दत्तसुतग्रहोऽयम् ॥१७ ॥

હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, અશ્વિની, ધનિષ્ઠા પુષ્ય એ નક્ષત્રો; તેમ રવિવાર, મંગળ, ગુરૂ, અને શુક્રવાર એ દત્તકપુત્ર લેવામાં શુભ છે. રિક્તા તિથિ તથા કુંભ, અને વૃશ્ચિક લગ્ન વર્જિત કરી, સિંહ તથા વૃષભ લગ્નમાં દત્તકપુત્ર લેવાનું શુભ છે. ૧૭

## प्रसूतास्नानमुहूर्तः ।

हस्ताश्विनीत्र्युत्तररोहिणीषु मृगानुराधापवनान्त्यभेषु ॥
स्नायात्प्रसूता गुरुभानुभौमे त्यक्त्वा हरेर्वासरमष्टषष्ठीम् ॥ १८॥

હસ્ત, અશ્વિની, ત્રણે ઉત્તરા, રોહિણી, મૃગશીર્ષ, અનુરાધા, સ્વાતી અને રેવતી એ નક્ષત્રોમાં; ગુરૂ, રવિ અને મંગળવારે;

દ્વાદશી, અષ્ટમી અને ષષ્ઠી સિવાયની તિથિઓમાં પ્રસૂતા સ્ત્રી સ્નાન કરે તે શ્રેષ્ઠ છે. ૧૮

स्नाता प्रसूताऽप्यसुता बुधेन स्नाता च वन्ध्या भृगुनन्दनेन ॥
सौरे मृतिः क्षीरहतिश्च सोमे पुत्रार्थलाभो रविजीवभौमे ॥१९॥

જો બુધવારે પ્રસૂતા સ્ત્રી સ્નાન કરે તો સંતાનરહિત, શુક્રવારે કરે તો વાંઝણી, શનિવારે મૃત્યુ, સોમવારે સ્તનના દૂધનો નાશ અને રવિ, ગુરૂ તથા મંગળવારે સ્નાન કરે તો પુત્રનો અને ધનનો લાભ થાય. ૧૯

## स्तनपानमुहूर्तः ।

रिक्तां भौमं परित्यज्य विष्टिं पातं सवैधृतिम् ॥
मृदुध्रुवक्षिप्रभेषु स्तन्यपानं हितं शिशोः ॥ २० ॥

રિક્તા તિથિ, મંગળવાર, વૈધૃત, વ્યતીપાત અને વિષ્ટિને ત્યાગ કરી મૃદુ, ધ્રુવ અને ક્ષિપ્ર સંજ્ઞાવાળાં નક્ષત્રોમાં બાલકને સ્તનપાન કરાવવું ( ધવરાવવું ) શ્રેષ્ઠ છે. ૨૦

## दन्तजननफलम् ।

प्रथमे दन्तजननात्स्वयमेव विनश्यति ॥
द्वितीये भ्रातरं हन्ति तृतीये भगिनीं तथा ॥ २१ ॥
चतुर्थे मातरं हन्ति पञ्चमे ज्येष्ठभ्रातरम् ॥
षष्ठे च मंत्रजीवी स्यात्सप्तमे पितृसौख्यदः ॥ २२ ॥
अष्टमे पुष्टिजनको नवमे लभते धनम् ॥
लभते दशमे मासि सौख्यमेकादशेऽपि वा ॥
द्वादशे धनसंपत्तिर्दन्तानां जनने फलम् ॥ २३ ॥

| ५ पू. दि. | ५ द. दि. | ५ प. दि. | ५ उ. दि. | ७ मध्य. | नक्षत्र |
|---|---|---|---|---|---|
| शुभ | अशुभ | अशुभ | अशुभ | शुभ | फल |

## दोलारोहणमुहूर्तः।

दोलारोहस्तु कर्तव्यो दशमे द्वादशेऽपि वा।
षोडशे दिवसे वापि द्वात्रिंशद्दिवसेऽपि वा।
मृदुध्रुवाक्षिप्रभेषु माता वा कुलयोषितः।
योगशायिहरिं स्मृत्वा प्राक्शीर्षं विन्यसेच्छिशुम् ॥२६॥

જન્મથી ગણતાં દશ, બાર, સોળ અગર બત્રીસમે દિવસે તથા મૃદુ, ધ્રુવ અને ક્ષિપ્ર સંજ્ઞાવાળાં નક્ષત્રોમાં બાલકની માતાએ અથવા કુલની સ્ત્રીઓએ યોગશાયી ભગવાનનું સ્મરણ કરીને બાલકને પૂર્વ દિશાએ મસ્તક આવે તેવી રીતે પારણામાં સુવાડવું તે શ્રેષ્ઠ છે. ૨૬

## जलपूजामुहूर्तः।

कवीज्यास्तचैत्राधिमासे न पौषे
जलं पूजयेत्सूतिका मासपूर्तौ।
बुधेन्द्विज्यवारे विरिक्ते दिने हि
श्रुतीज्यादितीन्द्वर्कनैर्ऋत्यमैत्रैः ॥ २७ ॥

ગુરૂ અને શુક્રનો અસ્ત, ચૈત્ર, અધિક માસ અને પોષ માસ એટલું ત્યાગ કરીને બાલકના જન્મથી ગણતાં એક માસ બરાબર

પૂર્ણ થાય ત્યારે બુધ, સોમ અને ગુરૂવારે, રિક્તા સિવાયની તિથિઓમાં, શ્રવણ, પુષ્ય, પુનર્વસુ, મૃગશીર્ષ, હસ્ત, મૂલ અને અનુરાધા એ નક્ષત્રોમાં સૂતિકા સ્ત્રીએ નદી આદિ જલાશયના જલનું પૂજન કરવું તે શ્રેષ્ઠ છે. ૨૭

## गवादिदुग्धमुहूर्तः ।

एकत्रिंशद्दिने चैव पयः शंखेन पाययेत् ॥
अन्नप्राशननक्षत्रदिवसोदयराशिषु ॥ २८ ॥

જન્મથી ગણતાં એકત્રીસમે દિવસે જે આગળ અન્નપ્રાશન મુહૂર્તમાં કહેલાં છે તે નક્ષત્ર, વાર, લગ્ન આદિમાં માતાએ શંખમાં ગાય આદિનું દૂધ લઈને બાલકને પાન કરાવવું તે શ્રેષ્ઠ છે. ૨૮

## निष्क्रमणमुहूर्तः ।

हस्तः पुष्यपुनर्वसू हरियुगं मैत्रत्रयं रोहिणी
रेवत्युत्तरफाल्गुनीमृगयुताषाढोत्तरास्वातिभे ॥
मासौ तूर्यतृतीयकौ शनिकुजौ त्यक्त्वा च रिक्तातिथिं
सिंहादित्रयकुंभराशिसहितं निष्कासनं शस्यते ॥ २९ ॥

હસ્ત, પુષ્ય, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, રોહિણી, રેવતી, ઉત્તરાફાલ્ગુની, મૃગશીર્ષ, ઉત્તરાષાઢા અને સ્વાતી એ નક્ષત્રોમાં, જન્મથી ગણતાં ત્રીજા અથવા ચોથા માસમાં, શનિ અને મંગળ સિવાયના સર્વ વારોમાં, રિક્તા તિથિ સિવાયની સર્વે તિથિઓમાં, સિંહ, કન્યા, તુલા અને કુંભ લગ્નમાં બાલકને પ્રથમ ઘરથી બહાર નિષ્ક્રમણ કરાવવું ( સૂર્યનું દર્શન કરાવવું ) શ્રેષ્ઠ છે. ૨૯

## अथान्नप्राशनमुहूर्तः।

युग्मेषु मासेषु च षष्ठमासात्संवत्सरे वा नियतं शिशूनाम् ॥
अयुग्ममासेषु च कन्यकानां नवान्नसंप्राशनमिष्टमेतत् ॥३०॥

છઠ્ઠા મહિનાથી સમ માસમાં અર્થાત્ (૬।૮।૧૦) આ માસોમાં, અથવા એક વર્ષ પુરૂં થતાની અંદર સમય નિશ્ચય કર્યો હોય ત્યારે છોકરાને તથા પાંચમા માસથી વિષમ માસોમાં (૫, ૭, ૯) આ મહિનાઓમાં છોકરીને અન્નપ્રાશન (ખોટણુ) કરાવવું શુભ છે. ૩૦

रेवतीद्वितये पुष्ये पुनर्वस्वनुराधयोः ॥
श्रवणादित्रये हस्तत्रितये रोहिणीमृगे ॥
कर्णवेधं तथा पानं क्षुरकर्मान्नभोजनम् ॥ ३१ ॥

રેવતી, અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, હસ્ત, ચિત્રા, સ્વાતી, રોહિણી, મૃગશીર્ષ એ નક્ષત્રોમાં કર્ણવેધ, દુગ્ધપાન, ક્ષૌર તથા અન્નપ્રાશન કરવાનું શુભ છે. ૩૧

## जन्मनक्षत्रविचारः।

नवान्नप्राशने चौले व्रतबन्धेऽभिषेचने ॥
शुभदं जन्मनक्षत्रमशुभं त्वन्यकर्मणि ॥ ३२ ॥

અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન અને રાજ્યાભિષેક કર્મમાં જન્મનક્ષત્ર લેવું તે શુભ ફળ આપનાર છે, બીજા કર્મમાં અશુભ છે. ૩૨

भूम्युपवेशनमुहूर्तः।

पञ्चमे च तथा मासि भूमौ तमुपवेशयेत् ।
तत्र सर्वे ग्रहाः शस्ता भौमोऽप्यत्र विशेषतः ॥ ३३ ॥
तिथिं च वर्जयेद्रिक्तां शस्तानि शृणु भानि मे ।
उत्तरात्रितयं सौम्यं पुष्यर्क्षं शक्रदैवतम् ॥ ३४ ॥
प्राजापत्यं च हस्तं च शस्तमाश्विनमित्रभम् ।
वराहं पूजयेद्देवं पृथिवीं च तथा ग्रहान् ॥ ३५ ॥

જન્મથી ગણતાં પાંચમા મહિનામાં, શુભ વારને દિવસે તથા (આ કાર્યમાં ઘણું કરીને મંગળવાર વધુ શ્રેષ્ઠ છે માટે) મંગળવારે, રિક્તા (૪-૯-૧૪) સિવાયની ગમે તે તિથિઓમાં, ત્રણે ઉત્તરા, મૃગશીર્ષ, પુષ્ય, જ્યેષ્ઠા, રોહિણી, હસ્ત, અશ્વિની અને અનુરાધા એ નક્ષત્રોમાં પૃથ્વીનું, વરાહ ભગવાનનું અને સર્વ ગ્રહોનું પૂજન કરીને બાલકને પ્રથમ ભૂમિ ઉપર બેસાડવું તે શ્રેષ્ઠ છે. ૩૩-૩૫

जीविकापरीक्षा ।

तस्मिन्काले स्थापयेत्तत्पुरस्ताद्वस्त्रं शस्त्रं पुस्तकं लेखनीं च ॥
स्वर्णं रौप्यं यच्च गृह्णाति बालस्तैराजीवैस्तस्य वृत्तिः प्रदिष्टा ३६

અન્નપ્રાશન વખતે બાલકની આગળ વસ્ત્ર, શસ્ત્ર, પુસ્તક, કલમ, સોનું અને રૂપું એ વસ્તુઓ મૂકવી. તેમાંથી બાલક જે વસ્તુ ગ્રહણ કરે તે વસ્તુથી તેની આજીવિકા જાણવી. ૩૬

कर्णवेधमुहूर्तः ।

हित्वैतांश्चैत्रपौषावमहरिशयनं जन्ममासं च रिक्तां
युग्माब्दं जन्मतारामृतुमुनिवसुभिः संमिते मास्यथो वा ॥

जन्माहात्सूर्यभूपैः परिमितदिवसे ज्ञेज्यशुक्रेन्दुवारेऽ
थो जाब्दे विष्णुयुग्मादितिमृदुलघुभैः कर्णवेधः प्रशस्तः ३७

મીનસંક્રાન્તિ યુક્ત ચૈત્રમાસ, ધનસંક્રાન્તિયુક્ત પોષમાસ, ક્ષયતિથિ, હરિશયન ( આષાઢ શુકલ ૧૧ થી કાર્તિક શુકલ ૧૧ સુધી ), જન્મમાસ, રિક્તા (૪-૯-૧૪) તિથિ, સમ (૨-૪ ઈત્યાદિ બેકી ) વર્ષ, જન્મની ( ૧-૧૦-૧૯ ) તારા, એટલું ત્યાગ કરીને જન્મથી છઠ્ઠા, સાતમા અને આઠમા મહિનામાં અથવા જન્મ-દિવસથી બારમા, સોળમા દિવસે, બુધ, ગુરૂ, શુક્ર અને સોમ એ વારોમાં, વિષમ ( ૧-૩ ઈત્યાદિ એકી ) વર્ષમાં, શ્રવણ, ધનિષ્ઠા, પુનર્વસુ, ચિત્રા, અનુરાધા, મૃગશીર્ષ, રેવતી, અશ્વિની, પુષ્ય અને હસ્ત એ દશ નક્ષત્રોમાં બાલકના કાન વીંધાવવા શ્રેષ્ઠ છે. ૩૭

## जन्ममासविचारः ।

जन्मकालं समारभ्य यावत्त्रिंशद्दिनं भवेत् ।
जन्ममासः स विज्ञेयो गर्हितः सर्वकर्मसु ॥ ३८ ॥

જન્મ દિવસથી આરંભીને ત્રિસ દિવસ પુરા થાય ત્યાં સુધી તે જન્મમાસ કહેવાય. આ જન્મમાસ સર્વ કામોમાં નિંદિત છે. ૩૮

## जन्ममासादौ कार्याकार्यविचारः ।

जन्मनि मासि विवाहः शुभदो जन्मर्क्षजन्मराश्योश्च ॥
अशुभं वदन्ति गर्गाः श्रुतिवेधक्षौरयात्रासु ॥ ३९ ॥

જન્મમાસ, જન્મનક્ષત્ર અને જન્મલગ્નમાં વિવાહ કરવો તે શુભ ફળ આપનાર છે, પરંતુ બાલકના કાન વીંધવા, ક્ષૌર અને યાત્રા એ ત્રણ કાર્યોમાં ગર્ગ વિગેરે પંડિતો અશુભ કહે છે. ૩૯

## जन्मस्थचन्द्रे वर्ज्यम्।

जन्मर्क्षस्थे शशांके तु पञ्च कर्माणि वर्जयेत् ।
यात्रा युद्धं विवाहश्च क्षौरं गृहप्रवेशनम् ॥ ४० ॥

જન્મનો ચંદ્રમા હોય ત્યારે યાત્રા, યુદ્ધ, વિવાહ, ક્ષૌર અને ગૃહપ્રવેશ એ પાંચ કામ કરવાં નહિ. ૪૦

## चौलमुहूर्तः।

चूडा वर्षात्तृतीयात्प्रभवति विषमेऽष्टार्करिक्ताद्यषष्ठीहू-
पर्वोनाहे विचैत्रोदगयनसमये ज्ञेन्दुशुक्रेज्यकानाम्
वारे लग्नांशयोश्चास्वभनिधनतनौ नैधने शुद्धियुक्ते
शाक्रोपेतर्विमित्रैर्मृदुचरलघुभैरायषट्त्रिस्थपापैः ॥ ४१ ॥

આધાનથી અથવા જન્મથી ગણતાં ત્રીજા, પાંચમા અને સાતમા વર્ષમાં, ૮-૧૨-૪-૯-૧૪-૧-૬ એ તિથિઓને તથા પર્વ દિન, ક્ષય તિથિ અને ચૈત્ર માસને ત્યાગ કરીને ઉત્તરાયણમાં, બુધ, સોમ, શુક્ર અને ગુરૂવારે, લગ્નનવાંશકમાં, જન્મલગ્ન અને જન્મ-રાશિથી આઠમા લગ્નને છોડીને, લગ્નથી આઠમું સ્થાન શુદ્ધ હોય ત્યારે, અનુરાધા સિવાય જ્યેષ્ઠા સહિત મૃદુ, ચર અને લઘુ સંજ્ઞક નક્ષત્રોમાં, ત્રીજા, છઠ્ઠા અને અગીઆરમાં ( ૩-૬-૧૧ ) સ્થાનોમાં પાપગ્રહ હોય ( તથા કેંદ્ર ( ૧-૪-૭-૧૦ ), ત્રિકોણ ( ૫-૯ ), સ્થાનોમાં શુભ ગ્રહ હોય ) ત્યારે ચૌલકર્મ કરવું તે શુભ છે. ૪૧

## चौले ताराशुद्धिः।

जन्मर्क्षाद्गणयेदादौ दिनऋक्षं तु यावतः ।
नवभिस्तु हरेद्भागं शेषं तारा विनिर्दिशेत् ॥ ४२ ॥

जन्माख्यसंपद्विपदः क्षेमप्रत्यरिसाधकाः ।
वधमैत्रातिमैत्राः स्युस्तारा नाम सदृक्फलाः ॥ ४३ ॥

જન્મનક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણતાં જે કુલ થાય તેને નવે ભાગ લેતાં શેષ અંક વધે તે સંખ્યાની તારા જાણવી. જેમકેઃ— ૧ જન્મ, ૨ સંપત, ૩ વિપત, ૪ ક્ષેમ, ૫ પ્રત્યરિ, ૬ સાધક, ૭ વધ, ૮ મૈત્ર અને ૯ અતિમૈત્ર એ તારામાં જેવું જેવું નામ છે તેવુંજ તે ફળ આપે છે. અર્થાત્ વિપદ્દ, પ્રત્યરિ અને વધ એ નામની ત્રણ તારા સર્વ કર્મોમાં અશુભ છે. ૪૨–૪૩

## मातरि गर्भवत्यां चूडानिषेधः ।

सूनोर्मातरि गर्भिण्यां चूडाकर्म न कारयेत् ॥
पञ्चमाब्दात्प्रागथोर्ध्वं गर्भिण्यामपि कारयेत् ॥
सहोपनीत्या कुर्याच्चेत्तदा दोषो न विद्यते ॥ ४४ ॥

પાંચ વર્ષ સુધીના બાળકની માતા જો ગર્ભવતી હોય તો ચૂડાકર્મ કરવું નહિ, પરંતુ પાંચ વર્ષથી ઉપર વધુ ઉમરવાળા બાળકનું તથા વ્રતબંધ ( જનોઇ ) સાથે ચૂડાકર્મ કરવું તેનો દોષ નથી. ૪૪

## मातरि रजस्वलायां निषेधः ।

उद्वाहव्रतचूडासु माता यदि रजस्वला ।
तदा न मङ्गलं कार्यं शुद्धौ कार्यं शुभेच्छुभिः ॥ ४५ ॥

વિવાહ, વ્રતબંધ ( જનોઈ ) અને ચૌલ એ કાર્યોમાં જો માતા રજસ્વલા થાય તો શુભેચ્છુ વિદ્વાનોએ મંગલ કાર્ય કરવું નહિ પણ શુદ્ધિ થયા પછી કરવું. ૪૫

## जन्मस्थचन्द्रे वर्ज्यम्।

जन्मर्क्षस्थे शशांके तु पञ्च कर्माणि वर्जयेत् ।
यात्रा युद्धं विवाहश्च क्षौरं गृहप्रवेशनम् ॥ ४० ॥

જન્મનો ચંદ્રમા હોય ત્યારે યાત્રા, યુદ્ધ, વિવાહ, ક્ષૌર અને ગૃહપ્રવેશ એ પાંચ કામ કરવાં નહિ. ૪૦

## चौलमुहूर्तः।

चूडा वर्षात्तृतीयात्प्रभवति विषमेऽष्टार्करिक्ताद्यषष्ठीहू-
पर्वोनाहे विचैत्रोदगयनसमये ज्ञेन्दुशुक्रेज्यकानाम्
वारे लग्नांशयोश्चास्वभनिधनतनौ नैधने शुद्धियुक्ते
शाक्रोपेतर्विमित्रैर्मृदुचरलघुभैरायषट्त्रिस्थपापैः ॥ ४१ ॥

આધાનથી અથવા જન્મથી ગણતાં ત્રીજા, પાંચમા અને સાતમા વર્ષમાં, ૮-૧૨-૪-૯-૧૪-૧-૬ એ તિથિઓને તથા પર્વ દિન, ક્ષય તિથિ અને ચૈત્ર માસને ત્યાગ કરીને ઉત્તરાયણમાં, બુધ, સોમ, શુક્ર અને ગુરૂવારે, લગ્નનવાંશકમાં, જન્મલગ્ન અને જન્મ-રાશિથી આઠમા લગ્નને છોડીને, લગ્નથી આઠમું સ્થાન શુદ્ધ હોય ત્યારે, અનુરાધા સિવાય જ્યેષ્ઠા સહિત મૃદુ, ચર અને લઘુ સંજ્ઞક નક્ષત્રોમાં, ત્રીજા, છઠ્ઠા અને અગીઆરમાં (૩-૬-૧૧) સ્થાનોમાં પાપગ્રહ હોય (તથા કેંદ્ર (૧-૪-૭-૧૦), ત્રિકોણ (૫-૯), સ્થાનોમાં શુભ ગ્રહ હોય) ત્યારે ચૌલકર્મ કરવું તે શુભ છે. ૪૧

## चौले ताराशुद्धिः।

जन्मर्क्षाद्गणयेदादौ दिनऋक्षं तु यावतः ।
नवभिस्तु हरेद्भागं शेषं तारा विनिर्दिशेत् ॥ ४२ ॥

जन्माख्यसंपद्विपदः क्षेमप्रत्यरिसाधकाः ।
वधमैत्रातिमैत्राः स्युस्तारा नाम सदृक्फलाः ॥ ४३ ॥

જન્મનક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણતાં જે કુલ થાય તેને નવે ભાગ લેતાં શેષ અંક વધે તે સંખ્યાની તારા જાણવી. જેમકેઃ— ૧ જન્મ, ૨ સંપત, ૩ વિપત, ૪ ક્ષેમ, ૫ પ્રત્યરિ, ૬ સાધક, ૭ વધ, ૮ મૈત્ર અને ૯ અતિમૈત્ર એ તારામાં જેવું જેવું નામ છે તેવુંજ તે ફળ આપે છે. અર્થાત્ વિપદ્, પ્રત્યરિ અને વધ એ નામની ત્રણ તારા સર્વ કર્મોમાં અશુભ છે. ૪૨–૪૩

## मातरि गर्भवत्यां चूडानिषेधः ।

सूनोर्मातरि गर्भिण्यां चूडाकर्म न कारयेत् ॥
पञ्चमाब्दात्प्रागथोर्ध्वं गर्भिण्यामपि कारयेत् ॥
सहोपनीत्या कुर्याच्चेत्तदा दोषो न विद्यते ॥ ४४ ॥

પાંચ વર્ષ સુધીના બાળકની માતા જો ગર્ભવતી હોય તો ચૂડાકર્મ કરવું નહિ, પરંતુ પાંચ વર્ષથી ઉપર વધુ ઉમરવાળા બાળકનું તથા વ્રતબંધ ( જનોઇ ) સાથે ચૂડાકર્મ કરવું તેનો દોષ નથી. ૪૪

## मातरि रजस्वलायां निषेधः ।

उद्वाहव्रतचूडासु माता यदि रजस्वला ।
तदा न मङ्गलं कार्यं शुद्धौ कार्यं शुभेच्छुभिः ॥ ४५ ॥

વિવાહ, વ્રતબંધ ( જનોઈ ) અને ચૌલ એ કાર્યોમાં જો માતા રજસ્વલા થાય તો શુભેચ્છુ વિદ્વાનોએ મંગલ કાર્ય કરવું નહિ પણ શુદ્ધિ થયા પછી કરવું. ૪૫

## मुहूर्तालाभे विधिः ।

अलाभे सुमुहूर्तस्य रजोदोषे तु संस्थिते ।
श्रियं संपूज्य विधिवत्ततो मङ्गलमाचरेत् ॥ ४६ ॥
हैमीं मापमितां पद्मां श्रीसूक्तविधिनार्चयेत् ।
प्रत्यृचं पायसं हुत्वाभिषिच्य हितमाचरेत् ॥ ४७ ॥

બીજું સારૂં મુહૂર્ત ન આવતું હોય અને જો માતા રજસ્વલા થાય તો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સુવર્ણની એક માસાની લક્ષ્મીની મૂર્તિનું ષોડશોપચાર પૂજન કરી પછી મંગલ કાર્ય કરવું. શ્રીસૂક્ત વડે અભિષેક તથા પ્રતિમંત્રે પાયસ હોમ કરી કાર્ય કરવું. ૪૬-૪૭

## मार्गज्येष्ठयोर्ज्येष्ठापत्यस्य निषेधः ।

मार्गशीर्षे तथा ज्येष्ठे विवाहं चौलमेव च ।
ज्येष्ठपुत्रदुहित्रोश्च न कुर्वीत व्रतं तथा ॥ ४८ ॥

માર્ગશીર્ષ અને જ્યેષ્ઠ માસમાં જ્યેષ્ઠ પુત્ર તથા જ્યેષ્ઠી કન્યાનાં વિવાહ, ચૌલ અને જનોઈ કરવાં નહિ. ૪૮

## सामान्यक्षौरमुहूर्तः ।

पुष्ये पौष्णे चाश्विनीष्वैन्दवे च
शाक्रे हस्ताद्ये त्रिके भेष्वदित्याः ।
क्षौरं कार्यं वैष्णवाद्यत्रये च
त्यक्त्वा भौमादित्यपाताङ्किवारान् ॥ ४९ ॥

પુષ્ય, રેવતી, અશ્વિની, મૃગશીર્ષ, જ્યેષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાતી, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા એ નક્ષત્રોમાં તથા મંગળ, રવિ અને શનિ એ શિવાયના વારોમાં સામાન્ય ક્ષૌર (હજામત) કરાવવાનું શુભ છે. ૪૯

## अक्षरारंभमुहूर्तः ।

सौम्यायने शुभे मासि स्वाध्यायदिवसे शुभे ।
रवौ जीवे बुधे शुक्रे लग्ने खेटबलान्विते ॥ ५० ॥
रेवतीद्वितये पुष्ये पुनर्वस्वनुराधयोः ॥
आर्द्राख्ये श्रावणे हस्ते स्वातौ चित्राभिधे तथा ॥ ५१
हेरंबविष्णुवाग्देवीं तथाभ्यर्च्येष्टदेवताः ॥
पञ्चमाब्दे नरः कुर्याल्लिप्यारंभं बुधः सदा ॥ ५२ ॥

ઉત્તરાયનના સૂર્યમાં, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ, ઈત્યાદિ શુભ માસોમાં, ૧, ૮, ૧૪, ૧૫, ૩૦, આ તિથિઓ વર્જ્ય કરીને સ્વાધ્યાયના શુભ દિવસોમાં રવિ, ગુરૂ બુધ, શુક્ર આ વારોમાં તથા લગ્નમાં ગ્રહ બલવાન્ હોય ત્યારે તથા રેવતી, અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, આર્દ્રા, શ્રવણ, હસ્ત, સ્વાતી, અને ચિત્રા આ નક્ષત્રોમાં, ગણેશ, વિષ્ણુ, સરસ્વતી અને ઈષ્ટદેવનું પૂજન કરીને પાંચમા વરસે વિદ્વાન્ પંડિતના પાસે, અક્ષરારંભ કરાવવો શુભ છે. ૫૦–૫૨

## अथ विद्यारम्भमुहूर्तः ।

विद्यारम्भे गुरुः श्रेष्ठो मध्यमौ भृगुभास्करौ ॥
कनिष्ठौ भौमसौरी च अविद्या बुधसोमयोः ॥ ५३ ॥

વિદ્યારંભમાં ગુરૂ શ્રેષ્ઠ છે, શુક્ર, સૂર્ય મધ્યમ છે, મંગળ, શનિ નેષ્ઠ છે, તથા બુધ અને સોમ અવિદ્યા આપનાર છે. ૫૩

पूर्वात्रये पुष्ययुगेऽन्त्यमूले
श्रुतेश्च हस्तान्मृगभात्त्रिकेऽश्वे ॥
ब्राह्म्यानुराधोत्तरभेषु विद्या-
रंभः सितार्केज्यबुधेषु शस्तः ॥ ५४ ॥

પૂ. ફા., પૂ. ષા., પૂ. ભા., પુષ્ય, આશ્લેષા, રેવતી, મૂળ, શ્રવણ, હસ્ત, ચિત્રા, સ્વાતી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, અશ્વિની, રોહિણી, અનુરાધા અને ત્રણે ઉત્તરા આ નક્ષત્રોને વિષે, તથા શુક્ર, રવિ, ગુરૂ અને બુધ આ વારોમાં વિદ્યારંભ કરવો શુભ છે. ૫૪

## व्रतबन्धकालविचारः ।

गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ॥
गर्भादेकादशे राज्ञो गर्भाच्च द्वादशे विशः ॥ ५५ ॥
आषोडशाद्द्वाविंशाच्च चतुर्विंशाच्च वत्सरात् ॥
ब्रह्मक्षत्रविशां कालो ह्यौपनायनिकश्च सः ॥ ५६ ॥

ગર્ભાધાનથી અથવા જન્મથી બ્રાહ્મણોને આઠમા વર્ષમાં, ક્ષત્રિયોને ૧૧ મા વર્ષમાં અને વૈશ્યોને ૧૨ મા વર્ષમાં મૌંજીબંધન (જનોઇ)નું શુભ છે. બ્રાહ્મણાદિ વર્ણને માટે ઉપર કહેલાં વર્ષોથી બમણાં વર્ષો ૧૬, ૨૨, ૨૪, સુધી ગૌણકાળ છે, માટે તે કાળ સુધીમાં યજ્ઞોપવીતસંસ્કાર થવો જોઇએ. ૫૫–૫૬

ब्रह्मवर्चस्सकामस्य कार्यं विप्रस्य पञ्चमे ॥
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्यार्थार्थिनोऽष्टमे ॥ ५७ ॥

બ્રહ્મતેજની ઈચ્છાવાળા બ્રાહ્મણને પાંચમે વર્ષે, બળની ઇચ્છાવાળા ક્ષત્રિયને છઠ્ઠે વર્ષે અને ધનની ઇચ્છાવાળા વૈશ્યને આઠમે વર્ષે યજ્ઞોપવીત્રસંસ્કાર કરવો, એમ મનુ કહે છે. ૫૭

षष्ठे तु धनकामस्य विद्याकामस्य सप्तमे ।
अष्टमे सर्वकामस्य नवमे कान्तिमिच्छतः ॥ ५८ ॥

ધનની ઇચ્છાવાળાને છઠ્ઠે વર્ષે, વિદ્યાની ઇચ્છાવાળાને સાતમે, સર્વ સુખોની ઈચ્છાવાળાને આઠમે અને કાંતિની ઇચ્છાવાળાને નવમે વર્ષે જનોઇ દેવું એવું વિષ્ણુનું વચન છે. ૫૮

## अथ मासशुद्धिविचारः ।

माघे द्रविणशीलाढ्यः फाल्गुने च दृढव्रतः ॥
चैत्रे भवति मेधावी वैशाखे कोविदो भवेत् ॥ ५९ ॥
ज्येष्ठे तु गृहनीतिज्ञः आषाढे ऋतुभाग् भवेत् ॥
मार्गशीर्षे भवेद्भ्रष्टः शेषे दुःखमवाप्नुयात् ॥ ६० ॥

ઉપનયનસંસ્કાર માટે માસ પરત્વે ફળ કહ્યું છે કે, જનોઇ માઘ માસમાં દે તો બટુક ધનવાન્ અને સારા નસીબવાળો થાય છે, ફાલ્ગુન માસમાં દૃઢ પ્રતિજ્ઞાવાળો, ચૈત્રમાસમાં બુદ્ધિશાળી, વૈશાખમાં પંડિત, જ્યેષ્ઠમાસમાં વ્યાવહારિક જ્ઞાનવાળો, તેમ આષાઢમાં યજ્ઞ કરનારો થાય છે, અને માર્ગશીર્ષમાં જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ થાય છે. બાકીના માસોમાં જનોઈ દેવાથી દુઃખ થાય છે. ૫૯–૬૦

चैत्रे मीने व्रतं शस्तं चैत्रे मेषे व्रतं नहि ॥
मेषस्थेऽर्के मधोः शुक्ले व्रतान्मद्यं पिबेद्वटुः ॥ ६१ ॥

ચૈત્ર માસમાં મીનાર્કમાં ઉપનયનસંસ્કાર કરવો શ્રેષ્ઠ છે, ચૈત્ર માસમાં મેષના સૂર્યમાં વ્રતબંધ શ્રેષ્ઠ નથી. ચૈત્રમાસના શુકલ પક્ષમાં મેષ સંક્રાંતિમાં જનોઈ દેવાથી બાળક મદિરાપાન કરનારો થાય છે. ૬૧

चैत्रे मासे भास्करे मीनसंस्थे
कुर्यान्मौञ्जीबंधनं ब्राह्मणानाम् ॥
शुक्रस्यास्तं वाक्पतेर्नावलोक्यं
नैव ग्राह्या चन्द्रगुर्वोश्च शुद्धिः ॥ ६२ ॥

ચૈત્ર માસમાં સૂર્ય જો મીન રાશિમાં હોય તો બ્રાહ્મણોને વ્રતબંધ કરવું શ્રેષ્ઠ છે. તે સમયે શુક્રના અસ્તનો કે ગુરૂના અસ્તનો દોષ તથા ચંદ્રમા કે ગુરૂની શુદ્ધિ જોવી નહિ. ૬૨

## अथोपनयने नक्षत्रादिमुहूर्तविचारः ।

पूर्वाषाढाश्विनीहस्तत्रये च श्रवणत्रये ॥
ऐन्द्रे भगे मृगे पुष्ये रेवत्यां चोत्तरात्रये ॥ ६३ ॥
द्वितीयायां तृतीयायां पंचम्यां दशमीत्रये ॥
सूर्ये शुक्रे गुरौ चन्द्रे वारे शुक्लदले तथा ॥ ६४ ॥
सिंहे चापे वृषे लग्ने कन्यामिथुनयोरपि ॥
व्रतबन्धो द्विजातीनां शुभः स्यादुत्तरायणे ॥ ६५ ॥

પૂર્વાષાઢા, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, જ્યેષ્ઠા, પૂર્વાફાલ્ગુની, પુષ્ય, મૃગશિર્ષ, રેવતિ, ત્રણ ઉત્તરા આ નક્ષત્રોમાં, ૨, ૩, ૫, ૧૦, ૧૧, ૧૨ આ તિથિઓમાં, રવિ, શુક્ર, ગુરૂ, સોમવાર, આ વારોમાં, શુકલ પક્ષમાં, સિંહ, ધન, વૃષભ, કન્યા, મિથુન આ લગ્નોમાં તથા ઉત્તરાયણના સૂર્યમાં ઉપનયનસંસ્કાર કરવાનું શુભ છે. ૬૩–૬૫

## वर्ज्यनक्षत्राणि ॥

मघा च भरणी ज्येष्ठा विशाखा चैत्र कृत्तिका ॥
नक्षत्रपंचकं प्राज्ञैर्न ग्राह्यं व्रतबन्धने ॥ ६६

મઘા, ભરણી, જ્યેષ્ઠા, વિશાખા અને કૃત્તિકા આ નક્ષત્રો પંડિતોએ ત્યાગ કરીને બાકી રહેલાં ૨૨ નક્ષત્રોમાં ઉપનયનસંસ્કાર કરવાનું શુભ છે. ૬૬

## अनध्यायादिवर्ज्यतिथयः ।

अष्टम्यां गुरुहत्या स्याच्छिष्यहंत्री चतुर्दशी
अमायामुभयोर्हत्या प्रतिपत्पाठनाशिनी ॥ ६७ ॥

અષ્ટમીને દિવસે વિદ્યાર્થી વેદશાસ્ત્ર શીખે તો ગુરૂહત્યા લાગે છે, ચૌદશે શિષ્યહત્યા લાગે છે, અમાવાસ્યા અને પૂર્ણિમાએ શિષ્ય તથા ગુરૂ બન્નેની હત્યા લાગે છે અને પડવાને રોજ શીખે તો વિદ્યા શીખેલી હોય તો તેનો નાશ થાય છે. ૬૭

कृष्णे प्रदोषेऽनध्याये शनौ निश्यपराह्णके ॥
प्राक्संध्यागर्जिते नेष्टो व्रतबन्धो गलग्रहे ॥ ६८ ॥

કૃષ્ણપક્ષમાં (પંચમી પછી), સંધ્યાસમયે, પ્રદોષ હોય તે દિવસે, અનધ્યાયતિથિમાં; શનિવારે, રાત્રિમાં, મધ્યાહ્ન પછી, પ્રાતઃસંધ્યા સમયે, મેઘની ગર્જના આકાશમાં થાય તે વખતે, તથા ગલગ્રહ તિથિઓમાં ઉપનયનસંસ્કાર કરવાનું શુભ નથી. જનોઇમાં શનિવાર મંગળવારનો નિષેધ કરેલો છે. ૬૮

## गलग्रहतिथयः ।

त्रयोदश्यादिचत्वारि सप्तम्यादिदिनत्रयम् ॥
चतुर्थी चैकतः प्रोक्ता अष्टावेते गलग्रहाः ॥ ६९ ॥

ચતુર્થી, નવમી, ચતુર્દશી, સપ્તમી, અષ્ટમી, ત્રયોદશી, પૂર્ણિમા, અમાવાસ્યા એ આઠ તિથિઓ ગલગ્રહ તિથિઓ છે, એમાં ઉપનયન સંસ્કાર કરવો નહીં. પ્રતિપદા પણ ગલગ્રહ તિથિમાં ગણેલી છે માટે તેનો ત્યાગ કરવો. ૬૯

## गुरुशुद्धिः ।

वटुकन्याजन्मराशेस्त्रिकोणायद्विसप्तगः ।
श्रेष्ठो गुरुः खपट्त्र्याद्ये पूजयाऽन्यत्र निन्दितः ॥७०॥

બ્રહ્મચારીની અને કન્યાની જન્મરાશિથી ગણતાં ૫-૯-૧૧-૨-૭ એ સ્થાનોમાં ગુરૂ હોય તો શ્રેષ્ઠ જાણવો. ૧૦-૬-૩-૧ એ સ્થાનોમાં ગુરૂ હોય તો પૂજન (જપ) કરીને લેવો અને ૪-૮-૧૨ એ સ્થાનોમાં ગુરૂ હોય તો તે નિંદિત છે માટે કદિ પણ લેવો નહિ. ૭૦

## केशान्तसमावर्तनमुहूर्तः ।

केशान्तं षोडशे वर्षे चौलोक्तदिवसे शुभम् ।
व्रतोक्तदिवसादौ हि समावर्तनमिष्यते ॥ ७१ ॥

સોળમા વર્ષમાં ચૂડાકર્મના મુહૂર્તમાં કેશાંત કર્મ કરવું શુભ છે અને વ્રતબંધના મુહૂર્તમાં સમાવર્તન કરવું શુભ છે. ૭૧

## कन्याविवाहकालः ।

षडब्दमध्ये नोद्वाह्या कन्या वर्षद्वयं ततः ।
सोमो भुंक्तेऽथ गन्धर्वस्ततः पश्चाद्धुताशनः ॥ ७२ ॥
युग्मेऽब्दे जन्मतः स्त्रीणां शुभदं पाणिपीडनम् ।
एतत्पुंसामयुग्मेऽब्दे व्यत्यये नाशनं तयोः ॥ ७३ ॥

જન્મથી ગણતાં ૭ વર્ષની અંદર કન્યાનો વિવાહ કરવો નહિ- કારણ કે—પ્રથમ બે વર્ષ સુધી તે કન્યાને ચંદ્રમા ભોગવે છે, ત્યાર બાદ બે વર્ષ સુધી ગંધર્વ અને ત્યાર બાદ બે વર્ષ સુધી અગ્નિદેવ ભોગવે છે, માટે છ વર્ષ ઉપરાંત સમ વર્ષોમાં કન્યાનો વિવાહ અને વિષમ વર્ષોમાં પુત્રનો વિવાહ કરવો શુભ છે, પરંતુ વિષમ વર્ષોમાં કન્યાનો અને સમ વર્ષોમાં પુત્રનો વિવાહ કદાપિ કરવો નહિ. જો કરે તો બંનેનો નાશ થાય છે. ૭૨–૭૩

अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी ।
दशवर्षा भवेत्कन्या द्वादशे वृषली भवेत् ॥ ७४ ॥
गौरीं ददद्ब्रह्मलोकं सावित्रं रोहिणीं ददत् ।
कन्यां ददत्स्वर्गलोकमतः परमसद्गतिम् ॥ ७५ ॥

આઠ વર્ષવાળી કન્યા હોય તો તેની ગૌરી સંજ્ઞા, નવ વર્ષની હોય તો રોહિણી સંજ્ઞા, દશ વર્ષની હોય તો કન્યા સંજ્ઞા અને બાર વર્ષની હોય તો તે વૃષલી કહેવાય છે. ગૌરીનું દાન દેનાર બ્રહ્મલોકમાં,

રોહિણીનું દાન દેનાર સૂર્યલોકમાં, કન્યાનું દાન દેનાર સ્વર્ગ લોકમાં અને વૃષલીનું દાન દેનાર નરકમાં જાય છે. ૭૪-૭૫

## कन्यारजोदोषः ।

माता चैव पिता चैव ज्येष्ठो भ्राता तथैव च ।
त्रयस्ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥ ७६ ॥

માતા, પિતા અને જ્યેષ્ઠ ભાઈ એ ત્રણ રજસ્વલા કન્યાને જોઈ નરકમાં જાય છે. અર્થાત્ રજસ્વલા થયા પહેલાં લગ્ન કરવું. ૭૬

## वाग्दानमुहूर्तः ।

विवाहोदितभे पूर्वाधनिष्ठाकृत्तिकाश्रवे ॥
कुमारीवरयोः कार्यं वरणं च शुभेऽहनि ॥ ७७ ॥

વિવાહમાં કહેલાં નક્ષત્રો, કૃત્તિકા, પૂર્વાત્રણ, શ્રવણ, ધનિષ્ઠા એ નક્ષત્રો અને શુભ દિવસે વરકન્યાના વિવાહનો ચાંદલો કરવો (વાગ્દાન કરવું) તે શુભ છે. ૭૭

## विवाहमुहूर्तविचारः ।

उत्तरायणगे सूर्ये मीनं चैत्रं च वर्जयेत् ।
अजगोद्वंद्वकुंभालिमृगराशिगते रवौ ॥ ७८ ॥
मुख्यं करग्रहं त्वन्यराशिगे न कदाचन ।
कन्यातुलामिथुनगे लग्ने च शुभवासरे ॥ ७९ ॥
रिक्ताकुहूवर्जितासु तिथिषूद्वाह उत्तमः ।
रोहिण्युत्तररेवत्यो मूलं स्वाती मृगो मघा ॥ ८० ॥
अनुराधा च हस्तश्च विवाहे मंगलप्रदाः ।

ઉત્તરાયણમાં મીનના સૂર્યવાળો ચૈત્ર માસ છોડીને વૈશાખ, જ્યેષ્ઠ, આષાઢ, ફાલ્ગુન, માર્ગશીર્ષ અને માઘ એ માસ, મેષ, વૃષભ, મિથુન, કુંભ, વૃશ્ચિક અને મકર એ રાશિના સૂર્યવાળા માસો હોય તો વિવાહ કાર્યમાં શુભ છે. તે શિવાયની રાશિવાળા માસોમાં કદિ વિવાહ કરવો નહિ. કન્યા, તુલા અને મિથુન અને વૃષભ એ લગ્નોમાં, રિક્તા (૪, ૯, ૧૪) અને અમાવાસ્યા (૩૦) શિવાયની તિથિઓમાં, શુભ વારોમાં અને રોહિણી, ત્રણે ઉત્તરા, રેવતી, મૂલ, સ્વાતી, મૃગશીર્ષ, મઘા, અનુરાધા અને હસ્ત એ નક્ષત્રોમાં વિવાહ કરવો તે શુભ છે. ૭૮–૮૦

## विवाहशुद्धिविचारः ।

दशवर्षव्यतिक्रान्ता कन्या शुद्धिविवर्जिता ॥
तस्यास्तारेन्दुलग्नानां शुद्धो पाणिग्रहो मतः ॥ ८१
द्वादशाब्दपरे कन्या षोडशाब्दपरे वरे ॥
व्ययवेदाष्टमे सूर्ये जीवे चैव न दोषभाक् ॥ ८२ ॥

દશ વર્ષ પછી કન્યા શુદ્ધિરહિત થાય છે. માટે કન્યાના વિવાહમાં તારાશુદ્ધિ, ચન્દ્રશુદ્ધિ અને લગ્નશુદ્ધિ જોઇને કન્યાદાન કરવું યોગ્ય છે.

બાર વરસ ઉપરાન્તની કન્યા અને સોળ વરસ ઉપરાન્તના વરને બારમો, ચોથો, આઠમો, સૂર્ય અને કન્યાને ચોથો, આઠમો બારમો ગુરૂ હોય તો તેનો દોષ નથી. ૮૧–૮૨

## विवाहे दशमाहदोषविचारः ।

लत्ता पातो युतिर्वेधो यामित्रं बुधपञ्चकम् ।
एकार्गलोपग्रहौ च क्रान्तिसाम्यं ततः परम् ॥ ८३ ॥

दग्धातिथिश्च विज्ञेया दश दोषा महाबलाः ।
एतान्दोषान्परित्यज्य लग्नं संशोधयेद्बुधः ॥ ८४ ॥

લત્તા, પાત, ચુતિ, વેધ, યામિત્ર, બુધપંચક, એકાર્ગલ, ઉપગ્રહ, ક્રાન્તિસામ્ય અને દગ્ધાતિથિ એ દશ દોષ બહુ બલિષ્ઠ છે. માટે આ દશ દોષોનો ત્યાગ કરી વિદ્વાનોએ લગ્ન જોવું. ૮૩-૮૪

## पञ्चशलाकाचक्रम् ।

पञ्चोर्ध्वाः स्थापयेद्रेखाः पञ्च तिर्यङ्मुखास्तथा ।
द्वयोश्च कोणयोर्द्वे द्वे चक्रं पञ्चशलाककम् ॥ ८५ ॥
ईशाने कृत्तिका देया क्रमादन्यानि भानि च ।
ग्रहास्तेषु प्रदातव्या ये च यत्र प्रतिष्ठिताः ॥ ८६ ॥
लग्नस्य निकटे या च गता भवति पूर्णिमा ।
तन्नक्षत्रे स्थितश्चन्द्रो दातव्यो गणकोत्तमैः ॥ ८७ ॥

कृ. रो. मृ. आ. पु. पु. आ.

म. पू. उ. ह. चि. स्वा.

પાંચ રેખાઓ ઉભી અને પાંચ આડી કાઢવી, તથા ખુણાઓમાં બે બે રેખાઓ કાઢવાથી પંચશલાકા ચક્ર થાય છે. આ ચક્રના ઇશાન ખુણાના અગ્ર ભાગમાં કૃત્તિકાથી નક્ષત્રો લખવાં. જન્મ લગ્નની નજીક જે પૂર્ણિમા હોય તે દિવસના નક્ષત્ર ઉપરનો ચંદ્રમા વિદ્વાનોએ ધારણ કરવો એમ કહ્યું છે. ૮૫-૮૭

## लत्तादोषविचारः।

नक्षत्रं द्वादशं भानुस्तृतीयं लत्तया कुजः।
षष्ठं जीवोऽष्टमं मंदो हन्ति दक्षिणतः सदा ॥ ८८ ॥
वामेन सप्तमं चान्द्रिर्नवमं सिंहिकासुतः।
हन्ति भं पञ्चमं शुक्रो द्वाविंशं पूर्णचन्द्रमाः ॥ ८९ ॥

વિવાહના નક્ષત્રથી નિરંતર જમણી બાજુના બારમા નક્ષત્ર ઉપર સૂર્ય હોય તો સૂર્યનો, ત્રીજા નક્ષત્ર ઉપર મંગળ હોય તો મંગળનો, છઠ્ઠા નક્ષત્ર ઉપર ગુરૂ હોય તો ગુરૂનો, આઠમા નક્ષત્ર ઉપર શનિ હોય તો શનિનો, બુધ ડાબી બાજુના સાતમા નક્ષત્ર ઉપર હોય તો બુધનો, નવમા નક્ષત્ર ઉપર રાહુ હોય તો રાહુનો, પાંચમા નક્ષત્ર ઉપર શુક્ર હોયતો શુક્રનો અને પૂર્ણ ચંદ્રમા બાવીસમા નક્ષત્ર ઉપર હોય તો ચંદ્રમાનો લત્તાદોષ એટલે વેધ જાણવો. ૮૮–૮૯

## लत्तादोषफलम्।

रवेर्लत्ता हरेद्वित्तं कुजस्य कुरुते मृतिम्।
बृहस्पतेर्बन्धुनाशं शनेः कुर्यात्कुलक्षयम् ॥ ९० ॥
बुधस्य कुरुते त्रासं लत्ता राहोर्विनाशयेत्।
शुक्रस्य दुःखदा नित्यं त्रासदा च कलानिधेः ॥ ९१ ॥

સૂર્યની લત્તા હોય તો સંપત્તિનો નાશ કરે છે, મંગળની હોય તો મૃત્યુ કરે છે, ગુરૂની હોય તો બંધુનો નાશ કરે છે, શનિની હોય તો કુળનો નાશ કરે છે, બુધની હોય તો ત્રાસ કરે છે, રાહુની હોય તો વિનાશ કરે છે, શુક્રની હોય તો હંમેશાં દુઃખ આપે છે અને ચંદ્રમાની લત્તા હોય તો ત્રાસ આપે છે. ૯૦–૯૧

## पातदोषविचारः ।

सूर्ययुक्ताच्च नक्षत्राद्दोषः पातो विधीयते ।
मघाऽऽश्लेषा च चित्रा च सानुराधा च रेवती ॥ ९२ ॥
श्रवणोऽपि च पट्कोऽयं पातदोषो निगद्यते ।
अश्विनीमवधिं कृत्वा गणयेल्लग्नभावधि ॥ ९३ ॥

સૂર્ય જે નક્ષત્ર ઉપર હોય તે નક્ષત્રથી પાત દોષ જાણવો. મઘા, આશ્લેષા, ચિત્રા, અનુરાધા, રેવતી અને શ્રવણ આ છ પાત કહેલા છે. આ નક્ષત્ર અને સૂર્યના સંયોગથી છ પ્રકારના પાત કહેલા છે. અશ્વિની નક્ષત્રથી લગ્નના નક્ષત્ર સુધી ગણવાથી જે પાતદોષવાળા નક્ષત્ર ઉપર લગ્નનું નક્ષત્ર આવે તે નક્ષત્રનો પાતદોષ જાણવો. ૯૨-૯૩

## पातदोषफलम् ।

पावकः पवमानश्च विकारः कलहोऽपरः ।
मृत्युः क्षयश्च विज्ञेयं पातपट्कस्य लक्षणम् ॥ ९४ ॥
पातेन पतितो ब्रह्मा पातेन पतितो हरिः ।
पातेन पतितः शंभुस्तस्मात्पातं विवर्जयेत् ॥ ९५ ॥

આ છ પ્રકારના પાત અનુક્રમે ૧ પાવક, ૨ પવમાન, ૩ વિકાર, ૪ કલહ, ૫ મૃત્યુ અને ૬ ક્ષય એ પ્રમાણે ફળ આપે છે. આ પાતદોષથી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ પણ પડ્યા છે માટે પાતદોષ ત્યાગ કરવો. ૯૪-૯૫

## युतिदोषविचारः ।

यत्र गृहे भवेच्चन्द्रो ग्रहस्तत्र यदा भवेत् ।
युतिदोषस्तदा ज्ञेयो विना शुक्रं शुभाशुभाः ॥९६॥

જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિ ઉપર બીજા કોઇ ગ્રહ રહેલા હોય તો યુતિદોષ થાય છે, પરંતુ શુક્ર વિના બીજા કોઇ પણ પાપ-ગ્રહ કે શુભગ્રહ હોય તોજ યુતિદોષ કહેવાય છે. ૯૬

## युतिदोषफलम् ।

रविणा संयुतो हानिं भौमेन निधनं शशी ।
करोति मूलनाशं च राहुकेतुशनैश्चरैः ॥ ९७ ॥

ચંદ્રમા જો સૂર્યની સાથે હોય તો હાનિ કરે છે, મંગળની સાથે હોય તો મૃત્યુ કરે છે અને રાહુ, કેતુ કે શનિની સાથે હોય તો મૂળનો નાશ કરે છે. ૯૭

## वेधविचारः ।

एकरेखास्थितिर्वेधो दिननाथादिभिर्ग्रहैः ।
विवाहे तत्र मासं तु न जीवति कदाचन ॥ ९८ ॥

જે નક્ષત્રનું લગ્ન હોય અને તે નક્ષત્રની રેખામાં સૂર્ય વિગેરે જે કોઇ ગ્રહ હોય તે ગ્રહનો વેધ જાણવો. આ વેધમાં વિવાહ કરવાથી એક માસમાં મૃત્યુ થાય. ૯૮

## वेधफलम्

रविवेधे च वैधव्यं कुजवेधे कुलक्षयम् ।
बुधवेधे भवेद्वंध्या प्रव्रज्या गुरुवेधतः ॥ ९९ ॥
अपुत्रा शुक्रवेधे च सौरे चंद्रे च दुःखिता ।
परपुंसि रता नारी केतोः स्वच्छंदचारिणी ॥ १०० ॥

સૂર્યનો વેધ હોય તો કન્યા વિધવા થાય, મંગળનો વેધ હોય

## पातदोषविचारः ।

सूर्ययुक्ताच्च नक्षत्राद्दोषः पातो विधीयते ।
मघाऽऽश्लेषा च चित्रा च सानुराधा च रेवती ॥ ९२ ॥
श्रवणोऽपि च षट्कोऽयं पातदोषो निगद्यते ।
अश्विनीमवधिं कृत्वा गणयेज्जन्मभावधि ॥ ९३ ॥

સૂર્ય જે નક્ષત્ર ઉપર હોય તે નક્ષત્રથી પાત દોષ જાણવો. મઘા, આશ્લેષા, ચિત્રા, અનુરાધા, રેવતી અને શ્રવણ આ છ પાત કહેલ છે. આ નક્ષત્ર અને સૂર્યના સંયોગથી છ પ્રકારના પાત કહેલા છે. અશ્વિની નક્ષત્રથી જન્મના નક્ષત્ર સુધી ગણવાથી જે પાતદોષ, નક્ષત્ર ઉપર જન્મનું નક્ષત્ર આવે તે નક્ષત્રનો પાતદોષ જાણવો. ૯૨-૯૩

## પાતદોષફલમ્ ।

पावकः पवमानश्च विकारः कलहोऽपरः ।
मृत्युः क्षयश्च विज्ञेयं पातषट्कस्य लक्षणम् ॥ ९४ ॥
पातेन पतितो ब्रह्मा पातेन पतितो हरिः ।
पातेन पतितः शंभुस्तस्मात्पातं विवर्जयेत् ॥ ९५ ॥

આ છ પ્રકારના પાત અનુક્રમે ૧ પાવક, ૨ પવમાન, ૩ વિકાર, ૪ કલહ, ૫ મૃત્યુ અને ૬ ક્ષય એ પ્રમાણે કહેલા છે. [illegible] દોષથી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ પણ પતિત થયા છે માટે [illegible] ત્યાગ કરવો. ૯૪-૯૫

## युतिदोषविचारः ।

यत्र गृहे भवेच्चन्द्रो ग्रहस्तत्र यदा भवेत् ।
युतिदोषस्तदा ज्ञेयो विना शुक्रं शुभाशुभाः ॥ ९६ ॥

લગ્નના નક્ષત્રથી ચૌદમા નક્ષત્ર ઉપર રાહુ, સૂર્ય, શનિ અને મંગળ એમાંનો કોઈ અશુભ ગ્રહ હોય તો યામિત્રદોષ અશુભ જાણવો. ચંદ્રમાથી અથવા લગ્નથી ગણતાં સાતમી રાશિ ઉપર કોઈ ગ્રહ હોય તો તે દોષ ખરેખર વ્યાધિ અને વૈધવ્ય કરનાર છે માટે તેનો ત્યાગ કરવો. ૧૦૨–૧૦૪

## बाणदोष( पञ्चक )विचारः ।

संक्रान्तितो यातदिनास्तिथ्यर्काशाष्टवेदयुक् ।
नंदाप्तपंचशेषे रुग्वह्निराज्चौरमृत्युकृत् ॥ १०५ ॥
याने चौरं व्रते रोगं गृहगोपेऽग्निपञ्चकम्
सेवायां राट् परित्याज्यं विवाहे मृतिपञ्चकम् ॥१०६॥

સૂર્ય સંક્રાંતિના જેટલા દિવસ ગયા હોય તેટલા અંકમાં પંદર જોડીને નવે ભાગતાં પાંચ શેષ રહે તો રોગપંચક, સંક્રાંતિના ગયેલા દિવસોમાં બાર જોડીને નવે ભાગતાં પાંચ શેષ રહે તો અગ્નિપંચક, સંક્રાંતિના ગયેલા દિવસોમાં દશ જોડીને નવે ભાગતાં પાંચ શેષ રહે તો રાજપંચક, સંક્રાંતિના ગયેલા દિવસોમાં આઠ જોડીને નવે ભાગતાં પાંચ શેષ રહે તો ચોરપંચક અને સંક્રાંતિના ગયેલા દિવસોમાં ચાર જોડીને નવે ભાગતાં પાંચ શેષ રહે તો મૃત્યુપંચક જાણવું. ચોરપંચક યાત્રામાં, રોગપંચક વ્રતબંધમાં, અગ્નિપંચક ઘર બનાવવામાં, રાજપંચક સેવાકર્મમાં અને મૃત્યુપંચક વિવાહમાં ત્યાગ કરવું. ૧૦૫–૧૦૬

## एकार्गलदोषविचारः ।

योगांके विषमे चैको देयोऽष्टाविंशतिः समे ।
अर्द्धं कृत्वाऽश्विनीपूर्वमंकभं मूर्ध्नि दीयते ॥ १०७ ॥

તો કુળનો ક્ષય થાય, બુધનો હોય તો વંધ્યા થાય, ગુરૂનો હોય તો સંન્યાસિની થાય, શુક્રનો હોય તો પુત્ર વિનાની થાય, શનિ અને ચંદ્રનો હોય તો દુઃખી થાય, રાહુનો હોય તો પરપુરૂષગામિની-વ્યભિચારિણી થાય અને જો કેતુનો વેધ હોય તો તે પોતાની મરજી મુજબ ચાલનારી થાય. ૧૦૦

## देशभेदेन लत्तादिदोषपरिहारः ।

लत्ता मालववङ्गे देशे पातश्च कुरुजांगले ।
एकार्गलं च काश्मीरे वेधं च परिवर्जयेत ॥ १०१ ॥

માળવ દેશમાં લત્તાદોષ, કુરૂક્ષેત્ર અને જાંગલ દેશમાં પાતદોષ, કાશ્મીર દેશમાં એકાર્ગલદોષ તથા સર્વે દેશોમાં વેધદોષ વર્જિત છે. ૧૦૧

## यामित्रदोषविचारः ।

चतुर्दशं च नक्षत्रं यामित्रं लग्नभात्स्मृतम् ।
शुभयुक्तं तदिच्छन्ति पापयुक्तं च वर्जयेत ॥ १०२ ॥
चन्द्रश्चान्द्रिर्भृगुर्जीवो यामित्रे शुभकारकाः ।
स्वर्भानुर्भानुर्मन्दारा यामित्रे न शुभप्रदाः ॥ १०३ ॥
चन्द्राद्वा लग्नतो वापि ग्रहा वर्गांश सप्तमे ।
तत्र स्थिता ग्रहा नूनं व्याधिवैधव्यकारकाः ॥ १०४ ॥

લગ્નના નક્ષત્રથી ચૌદમા નક્ષત્રને 'યામિત્ર' [illegible] આવે છે અને તે શુભગ્રહયુક્ત હોય તો તેનો સ્વીકાર કરવો. [illegible] પાપગ્રહયુક્ત હોય તો તેનો ત્યાગ કરવો. [illegible] નક્ષત્રથી ગણતાં ચૌદમા નક્ષત્ર ઉપર ચંદ્ર, બુધ, [illegible] એમાંનો કોઈ શુભ ગ્રહ હોય તો યામિત્ર [illegible]

## क्रान्तिसाम्यदोषविचारः ।

ऊर्ध्वास्तिस्रस्तिरस्तिस्रो मध्ये मीनं लिखेद्बुधः ।
सूर्यचन्द्रमसौ दृष्टौ क्रान्तिसाम्यं निगद्यते ॥ ११० ॥

कुं. मी. मे.
म. — वृ.
ध. — मि.
वृ. — क.
तु. क. सिं.

પંડિતે ત્રણ રેખા ઉભી અને ત્રણ આડી ખેંચી મધ્યની રેખા ઉપર મીનથી લખી આ પ્રમાણે ચક્ર બનાવવું અને તેમાં સૂર્ય અને ચંદ્રમા જો એકજ રેખા ઉપર જોવામાં આવે તો ક્રાંતિ-સામ્ય દોષ જાણવો. ૧૧૦

## दग्धतिथिविचारः ।

मीने चापे द्वितीया च चतुर्थी वृषकुंभयोः ।
मेषकर्कटयोः षष्ठी ह्यष्टमी युग्मकन्ययोः ॥ १११ ॥
दशमी वृश्चिके सिंहे द्वादशी मकरे तुले ।
एतास्तु दग्धा तिथयः शुभकर्मणि वर्जिताः ॥११२ ॥

મીન અને ધનના સૂર્ય હોય તો દ્વિતીયા, વૃષભ અને કુંભના હોય તો ચતુર્થી, મેષ અને કર્કના હોય તો ષષ્ઠી, મિથુન અને કન્યાના હોય તો અષ્ટમી, વૃશ્ચિક અને સિંહના હોય તો દશમી તથા મકર અને તુલાના સૂર્ય હોય તો દ્વાદશી દગ્ધા તિથિ જાણવી. તે શુભ કર્મમાં લેવી નહિ. ૧૧૧-૧૧૨

त्रयोदश तिर्यग्रेखा एकोर्ध्वा मूर्ध्नि विस्तृता ।
योगांके भासनक्षत्रे ज्ञेयमेकार्गलं बुधैः ॥ १०८ ॥
सूर्यचंद्रमसोर्योगे भवेदेकार्गलस्तदा ।

વિવાહને દિવસે જે યોગ હોય અને તે યોગનો અંક જે વિષમ હોય તો એક અને સમ અંક હોય તો અઠ્ઠાવીસ જોડીને તેનું અર્ધ કરતાં જે અંક આવે તે પ્રમાણે અશ્વિનીથી આરંભીને એકાર્ગલ ચક્રની તેર રેખા આડી અને એક રેખા ઉભી મેળીને યોગના અંક અને નક્ષત્ર કહેલાં છે તે સૂર્ય અને ચંદ્રનો યોગ એક રેખા ઉપર હોય તો એકાર્ગલ દોષ થયો કહેવાય છે. ૧૦૭-૧૦૮

## एकार्गलचक्रम् ।

भ. कृ. रो. मृ. आ. पु. पु. आ. म. पू. उ. ह. चि.

अ.

रे. उ. पू. श. ध. श्र. उ. पू. मू. ज्ये. अ. वि. स्वा.

## उपग्रहदोषविचारः ।

शराष्टदिक्शक्रनगातिधृत्यग्निभिधृतिश्च प्रकृतेश्च पञ्च ।
उपग्रहाः सूर्यभतोऽब्जनागाः शुभा न देशे कुरुबा[illegible]नाम् ।

સૂર્યના મહાનક્ષત્રથી ગણતાં જે ચંદ્રમાનું નક્ષત્ર ૫-૮ [illegible] ૭-૧૯-૧૫-૧૮-૨૧-૨૨-૨૩-૨૪-૨૫ [illegible] દોષ થાય છે તે કુરૂ અને બાહ્લિક [illegible]

अष्टमे द्वादशे वापि चतुर्थे वा बृहस्पतौ ।
पूजा तत्र न कर्तव्या विवाहे प्राणनाशकः ॥ ११८ ॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૪–૮–૧૨ મે ગુરૂ હોય તો પ્રાણનો નાશ કરનાર છે માટે પૂજા કરવાથી પણ નેષ્ટ છે, માટે વિવાહ કરવો નહિ. ૧૧૮

स्त्रीणां गुरुबलं श्रेष्ठं पुरुषाणां रवेर्बलम् ।
तयोश्चन्द्रबलं श्रेष्ठमिति गर्गेण भाषितम् ॥ ११९ ॥

સ્ત્રીઓને ગુરૂનું બલ, પુરૂષોને સૂર્યનું બલ, અને સ્ત્રીઓને તથા પુરૂષોને બંનેને ચંદ્રનું બલ શ્રેષ્ઠ હોવું જોઈએ એમ ગર્ગ મુનિએ કહેલું છે. ૧૧૯

विवाहे रविचन्द्रगुरुशुद्धिचक्रम् ॥

| रवि. वरः | चन्द्रः वरकन्या | गुरु कन्या | ग्रहाः |
|---|---|---|---|
| ३।६ १०।११ | ३।६।७ १०।११ | २।५।७ ९।११ | शुभ-स्थानानि |
| १।२।५।७ ।।९।। | १।२ ५।९ | १।३ ६।१० | पूज्य-स्थानानि |
| ४।८ १२ | ४ ८।१२ | ४ ८।१२ | निंदित-स्थानानि |

## सूर्यबलविचारः ।

एकादशे तृतीये वा षष्ठे वा दशमेऽपि वा ।
वरस्य शुभदो नित्यं विवाहे दिननायकः ॥ ११३ ॥

વિવાહમાં વરને પોતાની રાશિથી ગણતાં ૧૧-૩-૬-૧૦ મે
સૂર્ય હોય તો તે હમેશાં શુભ ફળ આપે છે. ૧૧૩

जन्मन्यथ द्वितीये वा पञ्चमे सप्तमेऽपि वा ।
नवमे च दिवानाथे पूजया पाणिपीडनम् ॥ ११४ ॥

વિવાહમાં વરને પોતાની રાશિથી ગણતાં ૧-૨-૫-૭-૯ મે
સૂર્ય હોય તો પૂજા કર્યાથી શુભ ગણાય છે. ૧૧૪

अष्टमे च चतुर्थे च द्वादशे च दिवाकरे ।
विवाहितो वरो मृत्युं प्राप्नोत्यत्र न संशयः ॥ ११५ ॥

વિવાહમાં વરને પોતાની રાશિથી ગણતાં ૪-૮-૧૨ મે સૂર્ય
હોય તો નિઃસંશય વરનું મૃત્યુ થાય છે. ૧૧૫

## गुरुबलविचारः ।

एकादशे द्वितीये वा पञ्चमे सप्तमेऽपि वा ।
नवमे च सुराचार्ये कन्यायाः शुभकारकः ॥ ११६ ॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૧૧-૨-૫-૭-૯
મે ગુરૂ હોય તો તે શુભ ફળ આપે છે. ૧૧૬

षष्ठे जन्मनि देवेज्ये तृतीये दशमेऽपि वा ।
भूरिपूजापूजितः स्यात्कन्यायाः शुभकारकः ॥११७॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૬-૧-૩-૧૦ મે
ગુરૂ હોય તો પૂજા, દાન, જપ વિગેરે કરવાથી શુભ છે. ૧૧૭

अष्टमे द्वादशे वापि चतुर्थे वा बृहस्पतौ ।
पूजा तत्र न कर्तव्या विवाहे प्राणनाशकः ॥ ११८ ॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૪-૮-૧૨ મે ગુરૂ હોય તો પ્રાણનો નાશ કરનાર છે માટે પૂજા કરવાથી પણ નેષ્ટ છે, માટે વિવાહ કરવો નહિ. ૧૧૮

स्त्रीणां गुरुबलं श्रेष्ठं पुरुषाणां रवेर्बलम् ।
तयोश्चन्द्रबलं श्रेष्ठमिति गर्गेण भाषितम् ॥ ११९ ॥

સ્ત્રીઓને ગુરૂનું બલ, પુરૂષોને સૂર્યનું બલ, અને સ્ત્રીઓને તથા પુરૂષોને બંનેને ચંદ્રનું બલ શ્રેષ્ઠ હોવું જોઈએ એમ ગર્ગ મુનિએ કહેલું છે. ૧૧૯

विवाहे रविचन्द्रगुरुशुद्धिचक्रम् ॥

| रवि. वरः | चन्द्रः वरकन्या | गुरु कन्या | ग्रहाः |
|---|---|---|---|
| ३।६ १०।११ | ३।६।७ १०।११ | २।५।७ ९।११ | शुभ-स्थानानि |
| १।२।५।७ ॥९॥ | १।२ ५।९ | १।३ ६।१० | पूज्य-स्थानानि |
| ४।८ १२ | ४ ८।१२ | ४ ८।१२ | निंदित-स्थानानि |

## सूर्यबलविचारः ।

एकादशे तृतीये वा षष्ठे वा दशमेऽपि वा ।
वरस्य शुभदो नित्यं विवाहे दिननायकः ॥ ११३ ॥

વિવાહમાં વરને પોતાની રાશિથી ગણતાં ૧૧-૩-૬-૧૦ મે સૂર્ય હોય તો તે હમેશાં શુભ ફળ આપે છે. ૧૧૩

जन्मन्यथ द्वितीये वा पञ्चमे सप्तमेऽपि वा ।
नवमे च दिवानाथे पूजया पाणिपीडनम् ॥ ११४ ॥

વિવાહમાં વરને પોતાની રાશિથી ગણતાં ૧-૨-૫-૭-૯ મે સૂર્ય હોય તો પૂજા કર્યાથી શુભ ગણાય છે. ૧૧૪

अष्टमे च चतुर्थे च द्वादशे च दिवाकरे ।
विवाहितो वरो मृत्युं प्राप्नोत्यत्र न संशयः ॥ ११५ ॥

વિવાહમાં વરને પોતાની રાશિથી ગણતાં ૪-૮-૧૨ મે સૂર્ય હોય તો નિઃસંશય વરનું મૃત્યુ થાય છે. ૧૧૫

## गुरुबलविचारः ।

एकादशे द्वितीये वा पञ्चमे सप्तमेऽपि वा ।
नवमे च सुराचार्ये कन्यायाः शुभकारकः ॥ ११६ ॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૧૧-૨-૫-૭-૯ મે ગુરૂ હોય તો તે શુભ ફળ આપે છે. ૧૧૬

षष्ठे जन्मनि देवेज्ये तृतीये दशमेऽपि वा ।
भूरिपूजापूजितः स्यात्कन्यायाः शुभकारकः ॥ ११७ ॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૬-૧-[illegible] મે ગુરૂ હોય તો પૂજા, દાન, જપ વિગેરે કરવાથી શુભ છે. ૧૧૭

अष्टमे द्वादशे वापि चतुर्थे वा बृहस्पतौ ।
पूजा तत्र न कर्तव्या विवाहे प्राणनाशकः ॥ ११८ ॥

વિવાહમાં કન્યાને પોતાની રાશિથી ગણતાં ૪–૮–૧૨ મે ગુરૂ હોય તો પ્રાણુનો નાશ કરનાર છે માટે પૂજા કરવાથી પણ નેષ્ટ છે, માટે વિવાહ કરવો નહિ. ૧૧૮

स्त्रीणां गुरुबलं श्रेष्ठं पुरुषाणां रवेर्बलम् ।
तयोश्चन्द्रबलं श्रेष्ठमिति गर्गेण भाषितम् ॥ ११९ ॥

સ્રીઓને ગુરૂનું બલ, પુરૂષોને સૂર્યનું બલ, અને સ્રીઓને તથા પુરૂષોને બંનેને ચંદ્રનું બલ શ્રેષ્ઠ હોવું જોઈએ એમ ગર્ગ મુનિએ કહેલુ છે. ૧૧૯

विवाहे रविचन्द्रगुरुशुद्धिचक्रम् ॥

| रवि. वरः | चन्द्रः वरकन्या | गुरु कन्या | ग्रहाः |
|---|---|---|---|
| ३।६ १०।११ | ३।६।७ १०।११ | २।५।७ ९।११ | शुभ-स्थानानि |
| १।२।५।७ ।।९।। | १।२ ५।९ | १।३ ६।१० | पूज्य-स्थानानि |
| ४।८ १२ | ४ ८।१२ | ४ ८।१२ | निंदित-स्थानानि |

## सिंहस्थगुरुविचारः ।

गुरौ सिंहगते कार्यो न विवाहः कदाचन ।
मेषस्थिते दिवानाथे सिंहस्थोऽपि शुभप्रदः ॥ १२० ॥

સિંહરાશિ ઉપર ગુરૂ હોય તો કદાપિ વિવાહ કરવો નહિ, પરંતુ જો મેષ રાશિ ઉપર સૂર્ય હોય તો તે સિંહસ્થ ગુરૂ પણ શુભ ફલ આપે છે. ૧૨૦

## मकरस्थगुरुविचारः ।

मागधे गौडदेशे च सिंधुदेशे च कोंकणे ।
व्रतं चूडां विवाहं च वर्जयेन्मकरे गुरौ ॥ १२१ ॥

મકર રાશિ ઉપર ગુરૂ હોય તો મગધ, ગૌડ, સિંધુ અને કોકણ એ દેશોમાં વ્રતબંધ, ચૌલ અને વિવાહ એ કાર્યો કરવાં નહિ.૧૨૧

## गुर्वादित्यविचारः ।

एकराशिगतौ सूर्यजीवौ स्यातां यदा पुनः ।
व्रतबंधविवाहादि शुभकर्माखिलं त्यजेत् ॥ १२२ ॥

જે માસમાં સૂર્ય અને ગુરૂ બંને ગ્રહ એક રાશિ ઉપર આવે તે માસમાં વ્રતબંધ વિવાહ વિગેરે સર્વે શુભ કાર્યો ત્યાગ કરવાં. ૧૨૨

## घस्रपक्षविचारः ।

त्रयोदशदिने पक्षे विवाहादि न कारयेत् ।
गर्गादिमुनयः प्राहुः कृते मृत्युस्तदा भवेत् ॥ १२३ ॥

તેર દિવસનું પક્ષ ( પખવાડીયું ) હોય ત્યારે તે પક્ષમાં વિવાહ વિગેરે શુભ કાર્યો કરવાં નહિ, એમ ગર્ગાદિ મુનિઓ કહે છે. માટે જો વિવાહાદિ કરે તો તેનું મૃત્યુ થાય. ૧૨૩

## विवाहे भौमदोषः ।

लग्ने व्यये च पाताले यामित्रे चाष्टमे कुजे ।
कन्या भर्तुर्विनाशाय भर्ता कन्याविनाशकः ॥ १२४ ॥

જો કન્યાને ૧-૧૨-૪-૭-૮ એ સ્થાનોમાં મંગળ રહ્યો હોય તો તે કન્યા સ્વામીનો નાશ કરે છે અને જો પુરૂષને ૧-૧૨-૪-૭-૮ એ સ્થાનોમાં મંગળ હોય તો તે પુરુષ કન્યાનો નાશ કરે છે. ૧૨૪

## भौमदोषपरिहारः ।

यामित्रे चेद्यदा सौरिर्लग्ने वा हिबुके तथा ।
नवमे द्वादशे चैव भौमदोषो न विद्यते ॥ १२५ ॥

જેના જન્મલગ્નથી ૭-૧-૪-૯-૧૨ એ સ્થાનોમાં શનિ રહ્યો હોય તે કન્યા અથવા વરને મંગળનો દોષ રહેતો નથી. ૧૨૫

अजे लग्ने व्यये चापे पाताले वृश्चिके तथा ।
द्युने माने घटे रन्ध्रे भौमदोषो न विद्यते ॥ १२६ ॥

મંગલ મેષનો લગ્ને હોય, બારમે ધનનો હોય, ચોથે વૃશ્ચિકનો હોય, સાતમે મીનનો હોય, ને આઠમે કુંભનો મંગલ હોય તો તે મંગલનો દોષ જાણવો નહિ. ૧૨૬

## वरकन्ययोर्मेलकसंबंधिविचारः ।

वर्णो वश्यं तथा तारा योनिश्च ग्रहमैत्रकम् ।
गणमैत्रं भकूटं च नाडी चैते गुणाधिकाः ॥ १२७ ॥

વરકન્યાનો મેલાપ વર્ણ ૧, વશ્ય ૨, તારા ૩, યોનિ ૪, ગ્રહ-મૈત્રી ૫, ગણમૈત્રી ૬, ભકૂટ ૭, નાડી ૮, એ આઠ બાબતો ઉપરથી જોવાય છે, તેઓના ગુણ એક એકથી અધિક જાણવા. વર્ણનો ગુણ ૧, વૈશ્યના ગુણ ૨, તારાના ગુણ ૩, યોનિના ગુણ ૪, ગ્રહ-મૈત્રીના ગુણ ૫, ગણમૈત્રીના ગુણ ૬, ભકૂટના ગુણ ૭, નાડીનો ગુણ ૮ આ ક્રમ પ્રમાણે એકેક અધિક ગુણ જાણવો. ૧૨૭

## वर्णविचारः ।

मीनालिकर्कटा विप्राः क्षत्री मेषो हरिर्धनुः ।
शूद्रो युग्मं तुलाकुंभौ वैश्यः कन्या वृषो मृगः ॥१२८॥
वर्णज्येष्ठा तु या नारी वर्णहीनस्तु यः पुमान् ।
विवाहं यदि कुर्वीत तस्या भर्ता विनश्यति ॥ १२९ ॥

મીન, વૃશ્ચિક અને કર્ક રાશિનો બ્રાહ્મણ વર્ણ, મેષ, સિંહઅને ધન રાશિનો ક્ષત્રિય વર્ણ, કન્યા, વૃષભ અને મકર રાશિનો વૈશ્ય વર્ણ તથા મિથુન, તુલા અને કુંભ રાશિનો શૂદ્ર વર્ણ છે. સ્ત્રીનો વર્ણ ઉત્તમ હોય અને વર હીનવર્ણનો હોય તો વિવાહ કરવો નહિ. જો કરે તો તે સ્ત્રીનો સ્વામી નાશ પામે છે. ૧૨૮–૧૨૯

## ॥ अथ वर्णचक्रम् ॥

| वर्ण | ब्राह्मण | क्षत्रिय | वैश्य | शूद्र |
|---|---|---|---|---|
| राशि | १२।८।४ | १।५।९ | ६।२।१० | ३।७।११ |

## वरकन्यागुणचक्रम् ।

**वश्यगुणाः ।** वरः — स्त्री

| | च. | मा. | ज. | व. | की. |
|---|---|---|---|---|---|
| चतुष्पद | २ | ॥ | १ | ० | २ |
| मानव | ॥ | २ | ० | ० | ० |
| जलचर | १ | ० | २ | २ | = |
| वनचर | ० | ० | २ | २ | ० |
| कीट | १ | ० | १ | ० | २ |

શત્રુ ભક્ષક હોય તો ગુણ-૦, એની સમાન જાતિ હોય તો ગુણ ૨, વશ્ય શત્રુ હોય તો ગુણ-૦॥.

**विवाहे वर्णगुणाः ।** वरः — कन्या

| | ब्रा. | क्ष. | वै. | शू. |
|---|---|---|---|---|
| ब्राह्मण | १ | ० | ० | ० |
| क्षत्री | १ | १ | ० | ० |
| वैश्य | १ | १ | १ | ० |
| शूद्र | १ | १ | १ | १ |

સ્ત્રી પુરૂષનો એક વર્ણ હોય તો ગુણ-૧, પુરૂષ ઉંચ વર્ણનો હોય તો ગુણ-૧, આથી વિપરીત વર્ણ હોય તો ગુણ-૦.

### वश्यविचारः ।

मेपश्चैव चतुष्पदास्तु धनुपोऽन्तो वै मृगादिर्वृषः ।
सिंहः सर्पसमोऽलिरेव सततं कर्कस्तु कीटाभिधः ॥
पूर्वार्धं धनुपश्च यच्च मिथुनं कन्या तुला द्वैपदं ।
ज्ञेयं कुंभझपौ जलाश्रितमिदं चार्द्धं मृगस्यापरम् । १३० ।

મેષ, ધનનો પાછલો અર્ધો ભાગ, મકરનો પૂર્વાર્ધ, વૃષભ અને સિંહરાશિ એ ચતુષ્પદ છે, વૃશ્ચિકરાશિ એ સર્પ છે, કર્કરાશિ એ કીટ છે, ધનનો પૂર્વાર્ધ, મિથુન, કન્યા અને તુલા એ દ્વિપદ છે તેમ કુંભ, મીન અને મકરનો ઉત્તરાર્ધ એ જલચર છે એમ સમજવું.

રાશિ વશ્ય નથી અને જલચર રાશિયો દ્વિપદ રાશિયોને ભક્ષ્ય છે તેમ સર્પ રાશિને દ્વિપદ રાશિઓનો ભય રહે છે, એ પ્રમાણે બુદ્ધિથી વિચાર કરી લેવો.

## ताराविचारः ।

कन्यर्क्षाद्वरभं यावत्कन्याभं वरभादपि ।
गणयेन्नवभिः शेषे त्रीष्वद्रिभमसत्स्मृतम् ॥ १२२ ॥

કન્યાના જન્મનક્ષત્રથી વરના જન્મનક્ષત્ર સુધી અને વરના જન્મનક્ષત્રથી કન્યાના જન્મનક્ષત્ર સુધી ગણતાં જેટલા થાય તેને નવથી જુદા જુદા ભાગ લેતાં જે શેષ રહે તે તારા જાણવી. જો શેષ અંક ૩-૫-૭ વધે તો તે તારા અશુભ જાણવી, બાકીની શુભ છે. ૧૩૨

**तारागुणचक्रम्**

| | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | ३ | ३ | १॥ | ३ | १॥ | ३ | १॥ | ३ | ३ |
| २ | ३ | ३ | १॥ | ३ | १॥ | ३ | १॥ | ३ | ३ |
| ३ | १॥ | १॥ | ० | १॥ | ० | १॥ | ० | १॥ | १॥ |
| ४ | १ | ३ | १॥ | ३ | १॥ | ३ | १॥ | ३ | ३ |
| ५ | १॥ | १॥ | ० | १॥ | ० | १॥ | ० | १॥ | १॥ |
| ६ | ३ | ३ | १॥ | ३ | १॥ | ३ | १॥ | ३ | ३ |
| ७ | १॥ | १॥ | ० | १॥ | ० | १॥ | ० | १॥ | १॥ |
| ८ | ३ | ३ | १॥ | ३ | १॥ | ३ | १॥ | ३ | ३ |
| ९ | ३ | ३ | १॥ | [illegible] | १॥ | ३ | १॥ | ३ | ३ |

સ્ત્રીપુરૂષની શુભ અશુભ તારા હોય તો તેનો ગુણ ૧॥, બન્નેની તારા શુભ હોય તો તેના ગુણ ૩ સમજવા, બન્નેની તારા અશુભ હોય તો તેનો ગુણ ૦ શૂન્ય સમજવો.

## योनिविचारः ।

अश्विनी वारुणश्चाश्वो रेवती भरणी गजः ।
पुष्यश्च कृत्तिका छागो नागश्च रोहिणी मृगः ॥ १३३ ॥
आर्द्रा मूलमपि श्वा च मूषकः फाल्गुनी मघा ।
मार्जारो दितिराश्लेषा गोजातिरुत्तराद्वयम् ॥ १३४ ॥
महिषः स्वातिहस्तौ च मृगो ज्येष्ठाऽनुराधिका ।
व्याघ्रश्चित्रा विशाखा च श्रुत्याषाढौ च मर्कटौ॥१३५॥
स्याद्वैश्वाभिजितौ बभ्रुः सिंहो पूभावसू मतः ।
योनयः कथिता भानां वैरं मैत्र्यं विचारयेत् ॥१३६॥

અશ્વિની અને શતભિષાની અશ્વયોનિ, રેવતી અને ભરણીની ગજયોનિ, પુષ્ય અને કૃત્તિકાની મેષયોનિ, રોહિણી અને મૃગશીર્ષની સર્પયોનિ, આર્દ્રા અને મૂલની શ્વાનયોનિ, પૂર્વાફાલ્ગુની અને મઘાની મૂષકયોનિ, પુનર્વસુ અને આશ્લેષાની માર્જારયોનિ, ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાભાદ્રપદાની ગોયોનિ, સ્વાતિ અને હસ્તની મહિષયોનિ, જ્યેષ્ઠા અને અનુરાધાની મૃગયોનિ, ચિત્રા અને વિશાખાની વ્યાઘ્રયોનિ, શ્રવણ અને પૂર્વાષાઢાની વાનરયોનિ, ઉત્તરાષાઢા અને અભિજિતની નકુલયોનિ, ધનિષ્ઠા અને પૂર્વાભાદ્રપદાની સિંહયોનિ જાણવી. આવી રીતે નક્ષત્રની યોનિઓ કહી તે ઉપરથી વૈર અને મિત્રતાનો વિચાર નીચે પ્રમાણે કરવો. ૧૩૩-૧૩૬

# योनिगुणचक्रम्

| योनिगुणाः । वरः | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | अश्व | गज | मेष | सर्प | श्वान | मार्जार | मूषक | गो | महिष | व्याघ्र | मृग | वानर | नकुल | सिंह |
| कन्या | अश्व | ४ | २ | ३ | २ | २ | ३ | ३ | ३ | ० | १ | ३ | २ | २ | १ |
| | गज | २ | ४ | ३ | २ | २ | ३ | ३ | ३ | ३ | १ | ३ | २ | २ | ० |
| | मेष | ३ | ३ | ४ | २ | २ | ३ | ३ | ३ | २ | १ | ३ | ० | २ | १ |
| | सर्प | २ | २ | २ | ४ | २ | १ | १ | २ | २ | २ | २ | १ | ० | २ |
| | श्वान | २ | २ | २ | २ | ४ | १ | २ | २ | २ | २ | ० | २ | २ | २ |
| | मार्जार | ३ | ३ | ३ | १ | १ | ४ | ० | ३ | ३ | २ | ३ | २ | २ | २ |
| | मूषक | ३ | ३ | ३ | १ | २ | ० | ४ | ३ | ३ | २ | ३ | २ | १ | १ |
| | गो | ३ | ३ | ३ | २ | २ | ३ | ३ | ४ | ३ | ० | ३ | २ | २ | १ |
| | महिष | ० | ३ | ३ | २ | २ | ३ | ३ | ३ | ४ | १ | ३ | २ | २ | २ |
| | व्याघ्र | १ | १ | १ | २ | २ | २ | २ | ० | १ | ४ | १ | २ | २ | १ |
| | मृग | ३ | ३ | ३ | २ | ० | ३ | २ | ३ | ३ | १ | ४ | २ | २ | १ |
| | वानर | २ | २ | ० | १ | २ | २ | २ | २ | २ | २ | २ | ४ | २ | २ |
| | नकुल | २ | २ | २ | ० | २ | २ | १ | २ | २ | २ | २ | २ | ४ | २ |
| | सिंह | १ | ० | १ | २ | २ | २ | २ | १ | १ | ३ | १ | २ | २ | ४ |

સ્રીપુરૂપ બન્નેને મહાવૈર હોય તો ગુણ—૦
બન્નેને પરસ્પર શત્રુતા હોય તો ગુણ—૧
બન્નેનો સ્વભાવ એક હોય તો ગુણ—૨

બન્નેજણ સામાન્ય મિત્ર હોય તો ગુણ—૩
બન્નેજણને બહુ મિત્રતા હોય તો ગુણ—૪
બન્નેની જાતિ એક હોય તો ગુણ—૪
એ પ્રમાણે વિચાર કરવો.

## योनिवैरम् ॥

गोव्याघ्रं गजसिंहमश्वमहिषं श्वैणं च बभ्रूरगं
वैरं वानरमेषकं च सुमहत्तद्वद्बिडालोन्दुरम् ॥
लोकानां व्यवहारतोऽन्यदपि च ज्ञात्वा प्रयत्नादिदं
दम्पत्योर्नृपभृत्ययोरपि सदा वर्ज्यं शुभस्यार्थिभिः १३६

વૈરયોનિનો અવશ્ય વિચાર કરીને વરકન્યાના વિવાહનો નિશ્ચય કરવો તે શુભ છે. જેવોકે-ગાય અને વાઘને વૈર, હાથી અને સિંહને વૈર, ઘોડો અને ભેંસને વૈર, શ્વાન અને હરણને વૈર, સર્પ અને નોળીયાને વૈર, વાંદર અને ઘેટાને વૈર, બિલાડી અને ઉંદરને વૈર, મનુષ્યના વ્યવહારથી પણ દંપતી (સ્રીપુરૂષ) અને સ્વામી તથા સેવક વચ્ચે વૈર જાણીને મહાવૈરનો યત્નપૂર્વક વિચાર કરીને સંસ્કારિ પુરૂષોએ વૈરયોનિનો પરિત્યાગ કરવો. ૧૩૬

## ग्रहमैत्रीविचारः ।

रवेः समो ज्ञो मित्राणि चन्द्रारेज्याः परावरी ।
इन्दोर्न शत्रवो मित्रे रविज्ञावितरे समाः ॥ १३७ ॥
समौ कुजस्य शुक्रार्की बुधोऽरिः सुहृदः परे ।
ज्ञस्य चन्द्रो रिपुर्मित्रे शुक्रार्कावितरे समाः ॥ १३८ ॥
गुरोरारार्केन्दुमित्राण्यार्की मध्यः परावरी ।

भृगोः समावीज्यकुजौ मित्रे ज्ञार्की परौ रिपू ॥ १३९ ॥
शनेर्गुरुः समो मित्रे शुक्रज्ञौ शत्रवः परे ।

અર્થ નીચેના ચક્ર પ્રમાણે સમજવો.

## ग्रहमैत्रीचक्रम् ।

| ग्रहाः | सू. | चं. | मं. | बु. | गु. | शु. | श. |
|---|---|---|---|---|---|---|---|
| मित्राणि | चं. गु. मं. | सू. बु. | सू. चं. गु. | सू. शु. | सू. चं. मं. | बु. श. | बु. शु. |
| समाः | बु. | मं. गु. शु. श. | शु. श. | मं. गु. श. | श. | मं. गु. | गु. |
| शत्रवः | शु. श. | ० | बु. | चं. | बु. शु. | सू. चं. | सू. चं. मं. |

### ग्रहमैत्रीगुणचक्रम् ॥

वर •

| कन्या | सू. | चं. | मं. | बु. | गु. | शु. | श |
|---|---|---|---|---|---|---|---|
| सू. | ५ | ५ | ५ | ३ | ५ | ० | ० |
| चं. | ५ | ५ | ४ | १ | ४ | ॥ | ॥ |
| मं. | ५ | ४ | ५ | ॥ | ५ | ३ | ॥ |
| बु. | ३ | १ | ॥ | ५ | ॥ | ५ | ४ |
| गु. | ३ | ४ | ५ | ॥ | ५ | ॥ | ३ |
| शु. | ५ | ॥ | ३ | ५ | ॥ | ५ | ५ |
| श. | ५ | ॥ | ॥ | ४ | ३ | ५ | ५ |

વરકન્યા બન્નેનો સ્વામી એક હોય તો મૈત્રીગુણ ૫ જાણવા. સમ શત્રુનો ગુણ ॥ અડધો જાણવો, શત્રુ મિત્રતાનો ગુણ ૧, સમમિત્રતાના ગુણ ૪, સમ સમત્વના ગુણ ૨, શત્રુ શત્રુતાનો ગુણ ૦ શૂન્ય સમજવો. આ પ્રમાણે ગ્રહમૈત્રીનો વિચાર કરવો.

## ग्रहमैत्रीफलम् ।

अन्योन्यमित्रं शस्तं स्यात्सममित्रं तु मध्यमम् ।
उदासीनं कनिष्ठं स्यान्मृतिदं शात्रवं स्मृतम् ॥ १४० ॥
शत्रुमित्रं च विज्ञेयं दम्पत्योः कलहप्रदम् ।
अन्योन्यसमशत्रुत्वं दम्पत्योर्विरहप्रदम् ॥ १४१

જો વર અને કન્યા બંનેની રાશિઓના સ્વામી અન્યોન્ય મિત્ર હોય તો શુભ, એકનો રાશિસ્વામી સમ અને એકનો રાશિસ્વામી મિત્ર હોય તો મધ્યમ, બંનેના રાશિસ્વામી સમ હોય તો ઉદાસીન, બંનેના રાશિસ્વામી શત્રુ હોય તો એકનું મૃત્યુ, એકનો રાશિસ્વામી શત્રુ અને એકનો રાશિસ્વામી મિત્ર હોય તો કલહ તથા એકનો રાશિસ્વામી શત્રુ અને એકનો રાશિસ્વામી સમ હોય તો વિયોગ કરાવે છે. ૧૪૦–૧૪૧

## गणविचारः ।

अश्विनीमृगरेवत्यो हस्तः पुष्यः पुनर्वसुः ।
अनुराधा श्रुतिः स्वाती कथ्यते देवतागणः ॥ १४२ ॥
तिस्रः पूर्वाश्चोत्तराश्च तिस्रोऽप्यार्द्रा च रोहिणी ।
भरणी च मनुष्याख्यो गणश्च कथितो बुधैः ॥ १४३ ॥
कृत्तिका च मघाऽऽश्लेषा विशाखा शततारका ।
चित्रा ज्येष्ठा धनिष्ठा च मूलं रक्षोगणः स्मृतः ॥१४४॥

અશ્વિની, મૃગશીર્ષ, રેવતી, હસ્ત, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, શ્રવણ અને સ્વાતી એ નવ નક્ષત્રો દેવગણ કહેવાય છે. પૂર્વા ૩, ઉત્તરા ૩, આર્દ્રા, રોહિણી અને ભરણી એ નવ નક્ષત્રો મનુષ્યગણ

કહેવાય છે. કૃત્તિકા, મઘા, આશ્લેષા, વિશાખા, શતભિષા, ચિત્રા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા અને મૂલ એ નવ નક્ષત્રો રાક્ષસગણ કહેવાય છે. ૧૪૨–૧૪૪

| कन्या | गणगुणाः । वरः | | | |
|---|---|---|---|---|
| | | दे. | म. | रा. |
| | देव | ६ | ५ | १ |
| | मनुष्य | ६ | ६ | ० |
| | राक्षस | १ | ० | ६ |

| कन्या | नाडीगुणाः । वरः | | | |
|---|---|---|---|---|
| | | आ. | म. | अं. |
| | आदि | ० | ८ | ८ |
| | मध्य | ८ | ० | ८ |
| | अंत | ८ | ८ | ० |

સ્ત્રીપુરૂષનો ગણ એક હોય તો ૬ ગુણ, પુરૂષનો દેવ ગણ હોય અને કન્યાનો મનુષ્ય ગણ હોય તો ગુણ ૬, બન્ને મનુષ્ય–રાક્ષસ ગણ હોય તો વૈર એટલે ગુણ ૦ પૂરણ સમજવો. બન્ને રાક્ષસ હોય તો ગુણ ૧, બન્ને દેવ–મનુષ્ય હોય તો ગુણ ૬, આથી વિપરીત હોય તો ગણગુણ ૧ અથવા ૦ પૂરણ સમજવો.

સ્ત્રીપુરૂષની જુદી નાડી હોય તો તેના ગુણ ૮ અને બન્નેની એક નાડી હોય તો નાડીનો ગુણ ૦ પૂરણ સમજવો.

નાડી માટે જુઓ પેજ ૧૫૪–૧૫૫

## गणफलम् ।

स्वगणे चोत्तमा प्रीतिर्मध्यमाऽमरमृत्ययोः ।
मर्त्यराक्षसयोर्मृत्युः कलहो देवरक्षसोः ॥ १४५ ॥
राक्षसी यदि वा नारी नरो भवति मानुषः ।
मृत्युस्तत्र न संदेहो विपरीतः शुभावहः ॥ १४६ ॥

જો સ્ત્રીપુરૂષનો એક ગણુ હોય તો અત્યંત પ્રીતિ, દેવ અને મનુષ્ય ગણુ હોય તો મધ્યમ પ્રીતિ, મનુષ્ય અને રાક્ષસ ગણુ હોય તો મૃત્યુ, તથા દેવ અને રાક્ષસગણુ હોય તો અન્યોન્ય કલેશ થાય છે. જો કન્યાનો રાક્ષસગણુ હોય અને વરનો મનુષ્યગણુ હોય તો નિઃસંદેહ વરનું મૃત્યુ થાય છે. જો વરનો રાક્ષસગણુ અને કન્યાનો મનુષ્યગણુ હોય તો શુભ ફળ આપે છે. ૧૪૫–૧૪૬

## ॥ अथ गणचक्रम् ॥

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| म. | आश्ले. | ध. | ज्ये. | मू. | श. | कृ. | चि. | वि. | राक्षस |
| पू. भा. | पू. षा. | पू. फा. | उ. भा. | उ. षा. | उ. फा. | रो. | भ. | आ. | मनुष्य |
| अनु. | पुन. | मृ. | श्र. | रे. | स्वा. | ह. | अ. | पुष्य | देवता |

## भकूटविचारः ।

चतुर्थो दशमश्चैव तृतीयैकादशः शुभः ।
उभयोः सप्तमः साम्यमेकर्क्षे शुभमुच्यते ॥ १४७ ॥

કન્યાની તથા વરની રાશિ પરસ્પર ચોથી અને દશમી હોય અથવા પરસ્પર ત્રીજી અને અગીયારમી હોય તો શુભ જાણવી. બંનેની સાતમી રાશિ હોય તો સમ જાણવી અને એક નક્ષત્ર હોય તો પણુ શુભ કહેવાય છે. ૧૪૭

मृत्युः षडष्टके ज्ञेयोऽपत्यहानिर्नवात्मजे ।
द्विर्द्वादशे निर्धनत्वं द्वयोरन्यत्र सौख्यकृत् ॥ १४८ ॥

છઠ્ઠી અને આઠમી રાશિ હોય તો મૃત્યુકારક, નવમી અને પાંચમી રાશિ હોય તો સંતાનની હાનિ, બીજી અને બારમી રાશિ હોય તો નિર્ધનતા તથા શેષ રાશિ હોય તો સુખકારક જાણવી. ૧૪૮

## राशिकूटगुणचक्रम् ॥

### वरस्य

कन्यायाः

| | मे. | वृ. | मि. | क. | सिं. | क. | तु. | वृ. | ध. | म. | कुं. | मी. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| मे. | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ |
| वृ. | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ |
| मि. | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ |
| क. | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ |
| सिं. | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ |
| क. | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ |
| तु. | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ |
| वृ. | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ |
| ध. | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ |
| म. | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ |
| कुं. | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ |
| मी. | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ |

સ્રીપુરૂષની એક રાશિ હોય, નક્ષત્ર જુદુ હોય અથવા એક નક્ષત્ર હોય, ચરણુ જુદુ હોય તો તેના ગુણ ૭, બન્ને સમસમ હોય તો ગુણ ૭, ત્રણુ અગીયાર હોય તો ગુણ ૭, ચાર દશ હોય ગુણ ૭, જુદી રાશિ એક નક્ષત્ર હોય તો ગુણ ૫, પ્રીતિષડષ્ટક, દ્વિર્દ્વાદશ, નવપંચક, એમાં પરસ્પર યોનિ શત્રુતા હોય તો ભકૂટ ગુણુ ૬, બન્નેનું પરસ્પરનું નક્ષત્ર એક અને નક્ષત્ર ચરણુ એક હોય તો તેનો ગુણ ૦ પૂરણુ સમજવો.

### नवपञ्चमविचारः ।

मीनालीभ्यां युते कीटे कुंभे मिथुनसंयुते ।
मकरे कन्यकायुक्ते न कुर्यान्नवपञ्चमे ॥ १४९ ॥

મીન અને કર્કનું, વૃશ્ચિક અને કર્કનું, કુંભ અને મિથુનનું તથા મકર અને કન્યાનું નવપંચમ હોય તો વિવાહ કરવો નહિ. ૧૪૯

वरस्य पञ्चमे कन्या कन्याया नवमे वरः ।
एतत्रिकोणकं ग्राह्यं पुत्रपौत्रप्रवर्द्धनम् ॥ १५० ॥

વરની રાશિથી પાંચમી રાશિ કન્યાની હોય અને કન્યાની રાશિથી નવમી રાશિ વરની હોય તો તે નવપંચક-ત્રિકોણ ગ્રહણ કરવું, કારણ કે તે પુત્ર પૌત્રની વૃદ્ધિ કરે છે. ૧૫૦

### मृत्युषडष्टकम् ।

मेषकन्यकयोरेव तुलामीनकयोस्तथा ।
युग्मालयोस्तु बुधैर्ज्ञेयो मृत्युर्वै नक्रसिंहयोः ॥
कुंभकर्कटयोश्चैव वृषकोदंडयोस्तथा ॥ १५१ ॥

મેષ અને કન્યાનું, તુલા અને મીનનું, મિથુન અને વૃશ્ચિકનું, મકર અને સિંહનું, કર્ક અને કુંભનું તથા વૃષભ અને ધનનું એ રાશિઓનું મૃત્યુષડષ્ટક થાય છે, માટે વિવાહ કરવો નહિ. ૧૫૧

### प्रीतिषडष्टकम् ।

सिंहो मीनयुतश्चैव तुला वृषयुता तथा ।
धनुः कर्कयुतं चैव कुंभकन्यकयोस्तथा ॥
नक्रस्य मिथुने प्रीतिरजालयोः प्रीतिरुत्तमा ॥ १५२ ॥

સિંહ અને મીન, વૃષભ અને તુલા, કર્ક અને ધન, કન્યા અને કુંભ તથા મિથુન અને મકર તથા મેષ અને વૃશ્ચિક એ રાશિઓનું પ્રીતિષડષ્ટક થાય છે તે શુભ છે. માટે વિવાહ કરવો. ૧૫૨

## द्विर्द्वादशकम् ।

द्विर्द्वादशं शुभं प्रोक्तं मीनादौ युग्मराशिषु ।
मेषादौ युग्मराशौ तु निर्धनत्वं न संशयः ॥ १५३ ॥

### सदसत्कूटकोष्टकानि

| नेष्टनवपंचमम् | | | | अथ शुभनवपंचमम् | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| क. | क. | कुं. | मी. | मे. | वृ. | मि. | सिं. | तु. | वृ. | ध. | म. |
| ४ | ६ | ११ | १२ | १ | २ | ३ | ५ | ७ | ८ | ९ | १० |
| वृ. | म. | मि. | क. | सिं. | कं. | तु. | ध. | कुं. | मी. | मे. | वृ. |
| ८ | १० | ३ | ४ | ५ | ६ | ७ | ९ | ११ | १२ | १ | २ |

| अथ प्रीतिषडष्टकम् | | | | | | अथ मृत्युषडष्टकम् | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| सिं. | तु. | कुं. | मि. | मे. | ध. | मे. | तु. | मि. | म. | कुं. | ध. |
| ५ | ७ | ११ | ३ | १ | ९ | १ | ७ | ३ | १० | ११ | ९ |
| मी. | वृ. | कं. | म. | वृ. | क. | क. | मी. | वृ. | सिं. | क. | वृ. |
| १२ | २ | ६ | १० | ८ | ४ | ६ | १२ | ८ | ५ | ४ | २ |

| अथ शुभद्विर्द्वादशकम् | | | | | | अशुभद्विर्द्वादशकम् | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| मी. | क. | म. | क. | वृ. | वृ. | कुं. | मे. | मि. | सिं. | तु. | ध. |
| १२ | ४ | १० | ६ | ८ | २ | ११ | १ | ३ | ५ | ७ | ९ |
| मे. | सिं. | कु. | तु. | ध. | मि. | मी. | वृ. | क. | क. | वृ. | म. |
| १ | ५ | ११ | ७ | ९ | ३ | १२ | २ | ४ | ६ | ८ | १० |

મીન અને મેષ, વૃષભ અને મિથુન, કર્ક અને સિંહ, કન્યા અને તુલા, વૃશ્ચિક અને ધન તથા મકર અને કુંભ એ રાશિઓનું દ્વિર્દ્વાદશક ( બીયાબારૂ ) હોય તો શુભ છે. મેષ અને વૃષભ, મિથુન અને કર્ક, સિંહ અને કન્યા, તુલા અને વૃશ્ચિક, ધન અને મકર તથા કુંભ અને મીન એ રાશિઓનું દ્વિર્દ્વાદશક ( બીયાબારૂ ) હોય તો નિઃસંશય નિર્ધનપણું કરે છે અર્થાત્ અશુભ છે; માટે વિવાહ કરવો નહિ. ૧૫૩

## दोषपरिहारः ।

द्विर्द्वादशे वा नवपञ्चमे वा षडष्टके राक्षसमानुषे वा ।
एकाधिपत्ये भवनेशमैत्रे शुभाय पाणिग्रहणं विधेयम् १५४

દ્વિર્દ્વાદશ ( બીયાબારૂ ) હોય, નવપંચમ હોય, ષડષ્ટક હોય. અથવા રાક્ષસ મનુષ્ય ગણ હોય પરંતુ જો વર-કન્યા બંનેના રાશિસ્વામી એક હોય અથવા બંનેના રાશિસ્વામીઓની મૈત્રી હોય તો એટલા યોગોનો દોષ થતો નથી; માટે વિવાહ કરી લેવો શુભ છે. ૧૫૪

## नाडीविचारः ।

### ( आद्यनाडीनक्षत्राणि )

अश्विन्यार्द्रा शतभिषक् ज्येष्ठा हस्तः पुनर्वसुः ।
पूर्वाभाद्रपदा मूलं चोत्तरा त्वाद्यनाडिका ॥ १५५ ॥

અશ્વિની, આર્દ્રા, શતભિષા, જયેષ્ઠા, હસ્ત, પુનર્વસુ, અને પૂર્વાભાદ્રપદા, મૂલ, ઉત્તરાફાલ્ગુની એ નવ નક્ષત્રો આદ્ય નાડીનાં છે. ૧૫૫

( मध्यनाडीनक्षत्राणि )

पूर्वाफाल्गुनिका चित्रा धनिष्ठा भरणी मृगः ।
पूर्वाषाढाऽनुराधाऽहिर्बुध्न्यं पुष्यश्च मध्यमा ॥ १५६ ॥

પૂર્વાફાલ્ગુની, ચિત્રા, ધનિષ્ઠા, ભરણી, મૃગશીર્ષ, પૂર્વાષાઢા, અનુરાધા, ઉત્તરાભાદ્રપદા અને પુષ્ય એ નવ નક્ષત્રો મધ્ય નાડીનાં છે. ૧૫૬

( अन्त्यनाडीनक्षत्राणि )

कृत्तिका रोहिणी स्वाती मघाऽऽश्लेषा च रेवती ।
श्रवणश्चोत्तराषाढा विशाखा त्वन्त्यनाडिका ॥ १५७ ॥

કૃત્તિકા, રોહિણી, સ્વાતી, મઘા, આશ્લેષા, રેવતી, શ્રવણ, ઉત્તરાષાઢા અને વિશાખા એ નવ નક્ષત્રો અંત્ય નાડીનાં છે. ૧૫૭

नाडीफलम् ।

अग्रनाडी व्यधेद्भर्ता मध्यनाडी व्यधेद्द्वयम् ।
पृष्ठनाडी व्यधेत्कन्या म्रियते नात्र संशयः ॥ १५८ ॥

જો વર અને કન્યા બંનેની આદ્ય નાડી હોય તો પતિનો નાશ થાય, મધ્ય નાડી હોય તો બંનેનો નાશ થાય અને અંત્યનાડી હોય તો કન્યાનું મરણ થાય એમાં સંદેહ નથી. ૧૫૮

॥ नाडीचक्रम् ॥

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| अ. | आ. | पुन. | उ. फा. | ह. | ज्ये. | मू. | श. | पू. भा. | आद्यनाडी |
| भ. | मृ. | पुष्य. | पू. फा. | चि. | अनु. | पू. षा. | ध. | उ. भा. | मध्यनाडी |
| कृ. | रो. | आश्ले. | म. | स्वा. | वि. | उ. षा. | श्र. | रे. | अन्त्यनाडी |

## वर्णादीनां दोषाः ।

नाडीदोषस्तु विप्राणां वर्णदोषस्तु क्षत्रियः ॥
गणदोषस्तु वैश्यानां योनिदोषस्तु पादजः ॥१५९॥

બ્રાહ્મણોને નાડી દોષ, ક્ષત્રિયોને વર્ણ દોષ, વૈશ્યોને ગણદોષ અને શુદ્રાદિને યોનિદોષ જોવો મુખ્ય છે, માટે તે લેવો નહિ. ૧૫૯

## आवश्यके शान्तिः ।

षडष्टके गोमिथुनं प्रदद्यात्कांस्यं सरूप्यं नवपञ्चमे च ।
नाड्यां सुधेन्वन्नसुवर्णवस्त्रं द्विर्द्वादशे ब्राह्मणतर्पणं च १६०

ષડષ્ટકની શાન્તિમાં બે ગોદાન, નવપંચકમાં ચાંદી સહિત કાંસ્ય પાત્રનું દાન, નાડીની શાંતિમાં ગાય, અન્ન, સોનું અને વસ્ત્ર તેમજ દ્વિર્દ્વાદશકમાં ભોજન, વસ્ત્ર અને દક્ષિણા આપી બ્રાહ્મણોને સંતોષ કરવા. ૧૬૦

## वर्गविचारः ।

अवर्गो गरुडो ज्ञेयो विडालः स्यात्कवर्गकः ।
चवर्गः सिंहनामा स्याट्टवर्गः कुक्कुरः स्मृतः ॥ १६१ ॥
सर्पाख्यः स्यात्तवर्गोऽपि पवर्गो मूषकः स्मृतः ।
यवर्गो मृगनामा स्यात्तथा मेषः शवर्गकः ॥ १६२ ॥
स्ववर्गात्पञ्चमे शत्रुश्चतुर्थे मित्रसंज्ञकः ।
उदासीनस्तृतीयश्च वर्गभेदास्त्रिधोच्यते ॥ १६३ ॥

(અ વિગેરે સ્વરોનો ) ગરૂડ વર્ગ, ( ક ખ ગ ઘ ઙ ) નો માર્જાર, ( ચ છ જ ઝ ઞ ) નો સિંહ, ( ટ ઠ ડ ઢ ણ ) નો શ્વાન, ( ત થ દ ધ ન ) નો સર્પ, ( પ ફ બ ભ મ ) નો મૂષક, ( ય ર લ વ ) નો મૃગ અને ( શ ષ સ હ ) નો મેષ વર્ગ જાણવો. પોતાના વર્ગથી પાંચમો વર્ગ શત્રુ, ચોથો વર્ગ મિત્ર અને ત્રીજો વર્ગ ઉદાસીન એ પ્રમાણે વર્ગના ત્રણ ભેદ છે. ૧૬૧-૧૬૩

## वर्गचक्रम् ।

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગરૂડ | અ | ઇ | ઉ | એ | ઓ | સર્પ | ત | થ | દ | ધ | ન |
| માર્જાર | ક | ખ | ગ | ઘ | ઙ | મૂષક | પ | ફ | બ | ભ | મ |
| સિંહ | ચ | છ | જ | ઝ | ઞ | મૃગ | ય | ર | લ | વ | — |
| શ્વાન | ટ | ઠ | ડ | ઢ | ણ | મેષ | શ | ષ | સ | હ | |

## जन्मनामराशिप्रधानता ।

देशे ग्रामे गृहे युद्धे सेवायां व्यवहारके ।
नामराशेः प्रधानत्वं जन्मराशिं न चिन्तयेत् ॥ १६४ ॥
विवाहे सर्वमाङ्गल्ये यात्रादौ ग्रहगोचरे ।
जन्मराशेः प्रधानत्वं नामराशिं न चिन्तयेत् ॥ १६५ ॥

દેશમાં, ગ્રામવાસમાં, ગૃહપ્રવેશમાં, યુદ્ધમાં, સેવામાં અને વ્યવહાર કાર્યોમાં નામરાશિથી વિચાર કરવો, જન્મરાશિથી નહિ; તથા વિવાહમાં, સર્વ શુભ કાર્યોમાં, યાત્રામાં અને ગ્રહગોચર વિગેરે કાર્યોમાં જન્મરાશિથી વિચાર કરવો, નામ રાશિથી નહિ. ૧૬૪-૧૬૫

## विवाहे लग्नविचारः ।

त्याज्या लग्ने व्यये मंदः षष्ठे शुक्रेन्दुलग्नपाः ।
रन्ध्रे चन्द्रादयः पञ्च सर्वे तेऽब्जगुरू समौ ॥ १६६

વિવાહના લગ્નથી પહેલા અને બારમા સ્થાનમાં શનિ હોય છઠ્ઠા સ્થાનમાં શુક્ર, ચંદ્ર અને લગ્નનો સ્વામી હોય તેમ ચ વિગેરે પાંચે જો સાતમા સ્થાનમાં રહ્યા હોય તો તે સર્વ ગ્રહ ત્ય કરવા; પરંતુ જો ચંદ્ર અને ગુરૂ સાતમે હોય તો મધ્યમ છે. ૧

केंद्रे सप्तमहीने च द्वित्रिकोणे शुभाः शुभाः ।
तृतीयैकादशे सर्वे पापाः षष्ठे च शोभनाः ॥१६७ ॥

વિવાહના લગ્નથી ૧-૪-૧૦-૨-૯-૫ એ સ્થાનોમાં જો શુભ ગ્રહ હોય તો શુભ છે. ત્રીજા અને અગીઆરમા સ્થાનમાં સર્વ ગ્રહો શુભ છે તથા છઠ્ઠા સ્થાનમાં જો પાપગ્રહ હોય તો શુભ છે. ૧૬૭

किं कुर्वन्ति ग्रहाः सर्वे यस्य केन्द्रे बृहस्पतिः ।
मत्तमातंगयूथानां शतं हन्ति च केसरी ॥ १६८ ॥

વિવાહના લગ્નથી ૧-૪-૭-૧૦ એ સ્થાનોમાં જો ગુરૂ હોય તો તેને બીજા ગ્રહો કંઇ પણ કરી શકતા નથી. જેમકે મદોન્મત્ત હાથીઓનાં સેંકડો ટોળાંઓનો સિંહ નાશ કરે તેમ તે દરેક ગ્રહના અશુભ ફળનો નાશ કરી શુભ ફળ આપે છે. ૧૬૮

शनैश्चरदिने चैव यदि रिक्ता तिथिर्भवेत् ।
तस्मिन्विवाहिता कन्या पतिसंतानवर्धिनी ॥ १६९ ॥

શનિવારે જો રિક્તા (૪-૯-૧૪) તિથિ હોય અને તેમાં કન્યાનો વિવાહ કર્યો હોય તો તે કન્યા પતિને સંતાનની વૃદ્ધિ કરનારી જાણવી. ૧૬૯

## वधूप्रवेशमुहूर्तः ।

हस्तत्रये ब्रह्मयुगे मघायां पुष्ये धनिष्ठाश्रवणोत्तरेषु ॥
मूलानुराधाद्दयरेवतीषु स्थिरेषु लग्नेषु वधूप्रवेशः ॥ १७४ ॥

હસ્ત, ચિત્રા, સ્વાતિ, રોહિણી, મૃગશીર્ષ, મઘા, પુષ્ય, ધનિષ્ઠા, શ્રવણ, ત્રણ ઉતરા, મૂળ, અનુરાધા, અશ્વિની અને રેવતી, આ નક્ષત્રોને વિષે સ્થિરલગ્ન–વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ આ લગ્નોને વિષે વિવાહિતા કન્યાને સાસરે પ્રથમ પ્રવેશ કરવો શુભ છે. ૧૭૪

आदित्यवारे प्रभवन्ति रोगा भौमे च मृत्युर्विधवा बुधे च ॥
गुरुभृगुसोमशनिश्चरेण सिध्यन्ति कार्याणि वधूप्रवेशे ॥ १७५ ॥

વિવાહ થયા પછી પ્રથમ રવિવારને દિવસે વધૂ (કન્યા) પ્રવેશ કરે તો રોગ ઉત્પન્ન થાય, મંગળવારે મૃત્યુ થાય, બુધવારે વિધવા થાય અને ગુરૂ, શુક્ર, ચંદ્ર, શનિવારને દિવસે વધૂ પ્રવેશ કરે તો સર્વકામ સિદ્ધ થાય છે. ૧૭૫

## द्विरागमनमुहूर्तः ।

चरेद्‌थोजहायने घटालिमेषगे रवौ
रवीज्यशुद्धियोगतः शुभग्रहस्य वासरे ।
नृयुग्ममीनकन्यकातुलावृषे विलग्नके
द्विरागमं लघुध्रुवे चरेऽस्त्रपे मृदूडुभिः ॥ १७६ ॥

વિષમ વર્ષમાં, વૈશાખ, માગશીર્ષ અને ફાલ્ગુન એ માસોમાં, સૂર્ય તથા ગુરૂની શુદ્ધિ હોય ત્યારે, સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ વારોમાં, ૩–૧૨–૬–૭–૨ એ લગ્નોમાં, અને લઘુ, ધ્રુવ, ચર, મૃદુ, મૂલ એ નક્ષત્રોમાં દ્વિરાગમન કરવું તે શુભ છે. ૧૭૬

## अथ सेवा ( नोकरी ) मुहूर्तविचारः ॥ मु. चिं. ॥

हस्तद्वयेऽनुराधायां रेवतीयुगले मृगे ॥
पुष्ये बुधे गुरौ शुक्रे सत्तिथौ रविवासरे ॥
योनिराशिपयोर्मैत्र्यां स्वामी सेव्योऽनुजीविभिः १०४

નોકરીને માટે હસ્ત, ચિત્રા, અનુરાધા, રેવતી, અશ્વિની, મૃગશીર્ષ, પુષ્ય એ નક્ષત્રોમાં તથા બુધ, ગુરૂ, શુક્ર, રવિવાર એ વારોમાં સેવા કરવાનું શુભ છે, બન્નેની યોનિ અને રાશિના સ્વામિની મિત્રતા હોય તેવા નોકરે નોકરી કરવી શુભ છે. ૧૦૪

## अथ शिल्पविद्यामुहूर्तविचारः ॥

मृदुध्रुवक्षिप्रचरे ज्ञे गुरौ वा खलग्नगे ॥
विधौ ज्ञजीववर्गस्थे शीलपविद्या प्रशस्यते ॥ १०५ ॥

મૃદુ, ધ્રુવ, ક્ષિપ્ર, ચર આ સંજ્ઞાવાળાં નક્ષત્રોમાં, લગ્નમાં વા દશમા સ્થાનમાં બુધ અથવા ગુરૂ રહેલા હોય અને બુધ ગુરૂના ષડ્ વર્ગમાં ચંદ્રમા રહેલો હોય ત્યારે શિલ્પવિદ્યા, લાકડા ઉપર કારીગરી કરવાનું, પત્થરનું કામ કરવાનું, તથા ચિત્રકળા શિખવાનું શુભદાયક છે. ૧૦૫

## इष्टिकानिर्माणमुहूर्तः ॥

उत्तराश्रवणे पुष्ये ज्येष्ठान्त्ये रोहिणीकरे ॥
स्थिरेऽगेऽर्के गुरौ मंद इष्टिकारंभमाचरेत् ॥ १०६ ॥

ત્રણ ઉત્તરા, શ્રવણ, પુષ્ય, જ્યેષ્ઠા, રેવતી, રોહિણી, હસ્ત એ નક્ષત્રોમાં, રવિ, ગુરૂ, શનિ એ વારોમાં, અને સ્થિર રાશિનું લગ્ન હોય ત્યારે ઇંટો બનાવવાનું શુભ છે. ૧૦૬

## सूर्यभाद् इष्टिकानिर्माणचक्रम्

पञ्च त्रीणि त्रिकं पञ्च सप्त पञ्चावनेयभात् ॥
शुभाशुभं क्रमेणैव निर्माणे चेष्टिकाफलम् ॥ १०७ ॥

| ५ | ३ | ३ | ५ | ७ | ५ | नक्षत्र |
|---|---|---|---|---|---|---|
| सौख्य | मृत्यु | सौख्य | मृत्यु | सौख्य | मृत्यु | फल |

## सूर्यभाद् इष्टिकाग्निदाहचक्रम् ॥

सप्तपञ्चाद्रिवेदैश्च पञ्चभिश्च क्रमात्फलम्
शोकं लाभं रुजं भीतिं सौख्यं कुर्यात् क्रमेण वै ॥१०८॥

| ७ | ५ | ७ | ४ | ५ | नक्षत्र |
|---|---|---|---|---|---|
| शोक | लाभ | रोग | भय | सुख | फल |

## इष्टिकानिःसारणचक्रम् ॥

त्रिकं पञ्च त्रिकं चैव सप्त पञ्च च वेदकम् ॥
शुभाशुभफलं चैवमिष्टिनिःसारणे बुधैत् ॥ १०९ ॥

श्लोकार्थः स्पष्टः ।

| ३ | ५ | ३ | ७ | ५ | ४ |
|---|---|---|---|---|---|
| सौ० | मृ० | सौ० | मृ० | सौ० | मृ० |

## रविवारकर्म ।

राज्याभिषेकोत्सवयानसेवागोवह्निमंत्रौषधिशस्त्रकर्म ।
सुवर्णताम्रौर्णिकचर्मकाष्ठसंग्रामपण्यादि रवौ विदध्यात् ॥११०॥

રાજ્યાભિષેક, ઉત્સવ, યાત્રા, રાજસેવા, ગાય સંબંધી, યજ્ઞયાગાદિ, મંત્રોપદેશ, ઔષધ, શસ્ત્ર, સુવર્ણ, ત્રાંબુ, ઉન, ચામડું, કાષ્ઠ, યુદ્ધ અને વ્યાપારકર્મ એ રવિવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૦

## सोमवारकर्म ।

शंखाब्जमुक्तारजतेक्षुभोज्यस्त्रीवृक्षकृष्यंभविभूषणाद्याः ।
गानं ऋतुक्षीरविकारशृंगीपुष्पाम्बरारंभणमिन्दुवारे ॥ १११ ॥

શંખ, કમળ, મોતી, રૂપું, મિષ્ટભોજન, સ્ત્રીસંગ, વૃક્ષ, કૃષિકર્મ, જળકર્મ, આભૂષણ, ગાયન, યજ્ઞ, ગોરસ, ગોમહિષ્યાદિ, પુષ્પ અને વસ્ત્ર એ કર્મ સોમવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૧

## भौमवारकर्म ।

भेदानृतस्तेयविषाग्निशस्त्रवधाभिघाताहवशाठ्यदंभान् ।
सेनानिवेशाकरधातुहेमप्रवालरत्नानि कुजे विदध्यात् ॥ ११२ ॥

ભેદ, અસત્ય, ચોરી, વિષ, અગ્નિ, વધ, નાશ, સંગ્રામ કપટ, દંભ, સૈન્ય, રચના, ખાણ ખોદવી, તથા ધાતુ, સુવર્ણ, પ્રવાલ, રત્ન ઈત્યાદિ કર્મ મંગળવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૨

## बुधवारकर्म ।

नैपुण्यपुण्याध्ययनं कलाश्च शिल्पादिसेवालिपिलेखनानि ।
धातुक्रियाकाञ्चनयुक्तिसंधिव्यायामवादाश्च बुधे विधेयाः॥११३

ચાતુર્ય, પુણ્ય, અધ્યયન, કલા, શિલ્પવિદ્યા, સેવા, કોઈપણ લિપિ લખવી, ધાતુક્રિયા, સોનાનું સંયોજન, મૈત્રી, કસરત અને વાદવિવાદ એ કર્મ બુધવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૩

## गुरुवारकर्म ।

धर्मक्रियापौष्टिकयज्ञविद्यामांगल्यहेमांबरवेश्मयात्राः ।
रथाश्वभैषज्यविभूषणादिकार्यं विदध्यात्सुरमंत्रिवारे ॥ ११४ ॥

ધર્મક્રિયા, ગ્રહશાન્તિ, યજ્ઞ, વિદ્યાભ્યાસ, શુભ કર્મ, સુવર્ણ, વસ્ત્ર, ઘર, યાત્રા, રથ, અશ્વ, ઔષધ અને આભૂષણ ઈત્યાદિ કર્મ ગુરૂવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૪

## शुक्रवारकर्म ।

स्त्रीगीतशय्यामणिरत्नगन्धवस्त्रोत्सवालङ्करणादिकर्म ।
भूपण्यगोकोशकृपिक्रियाश्च सिद्धयन्ति शुक्रस्य दिने समस्ताः ११

સ્ત્રીસંગ, ગીતવિદ્યા, શય્યા, મણિ, રત્ન, ચંદન, વસ્ત્ર, ઉત્સવ અલંકાર, પૃથ્વી, વેપાર, દુકાન, ગાય, ભંડાર અને કૃષિકર્મ એ શુક્રવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૫

## शनिवारकर्म ।

लोहाश्मसीसत्रपुशस्त्रदासपापानृतस्तेयविषार्कविद्याम् ।
गृहप्रवेशद्विपबंधदीक्षा स्थिरं च कर्मार्कसुतेऽह्नि कुर्यात् ॥ ११६ ॥

લોહ, પથ્થર, સીસું, જસત, શસ્ત્ર, દાસ, પાપ, અસત્ય, ચોરી, વિષ, અર્કવિદ્યા, ગૃહપ્રવેશ, હસ્તિબંધન, મંત્રદીક્ષા અને સ્થિર કર્મ એ શનિવારે કરવાં શ્રેષ્ઠ છે. ૧૧૬

## पञ्चकविचारः ।

धनिष्ठापञ्चकं ग्रामे शद्भिपाकुलपंचकम्
पूर्वाभाद्रपदारथ्या श्चोत्तरागृहपञ्चकम् ॥
रेवती ग्रामवाह्यं च एतत् पञ्चकलक्षणम् ॥ ११७ ॥

પંચક જાણવાની રીત એવી છે કે, જ્યારે જન્મ મરણ કોઈ પણ કુટુંબમાં થાય ત્યારે ઉપર લખ્યા મુજબ પંચકનો વિચાર કરવો. ધનિષ્ઠા નક્ષત્ર એ ગામપંચક જાણવું તેમાં જન્મ મરણ થાય તો ગામને વિષે પાંચ બાલક જન્મે અથવા પાંચ માણસોનું મૃત્યુ થાય. એવીજ રીતે શતભિષા નક્ષત્ર કુલપંચક જાણવું. પૂર્વાભાદ્રપદા નક્ષત્ર શેરી (ફરીયુ) પંચક છે. ઉત્તરા એ ગ્રહપંચક છે. રેવતી નક્ષત્રમાં ગામની બાહેર. એ પ્રમાણે પંચકનો વિચાર કરવો. ૧૧૭

## अथ गोमय ( छाणां ) काष्ठादिस्थापनप्रकारः ।

सूर्यर्क्षाद्रसभैरधः स्थलगतैः पाको रसैः संयुतः
शीर्षे युग्ममितैः शवस्थदहनं मध्ये युगैः सर्पभीः ॥
प्रागाशादिषु वेदभैः स्वसुहृदां स्यात्सङ्गमो रोगभीः
क्वाथादेः करणं सुखं च गदितं काष्ठादिसंस्थापने॥११८

સૂર્યનક્ષત્રથી દિનનક્ષત્ર સુધી ગણતાં નીચે ૬ નક્ષત્રો શુભ, તેનું ફલ સ્વાદિષ્ટ રસોઈ. મસ્તકપર ૨ નક્ષત્ર અશુભ, તેનું ફલ મરણ-દાહમાં વાપરવામાં આવે. મધ્યમાં ૪ નક્ષત્ર, તેનું ફળ સર્પભય. પછી પૂર્વાદિ ચાર દિશાઓમાં ચાર ચાર નક્ષત્રો મુકવાં, તેમાં પૂર્વમાં મિત્રનો મેળાપ, દક્ષિણમાં રોગ, પશ્ચિમમાં ઔષધ બનાવવામાં ઉપયોગ-ક્લેશ, ઉત્તરમાં સુખ હોય. ૧૧૮

## पञ्चकरहितकाष्ठादिस्थापनचक्रम् ॥

| अधः | शीर्ष | मध्य | पूर्व | दक्षिण | पश्चिम | उत्तर | स्थान |
|---|---|---|---|---|---|---|---|
| ६ | २ | ४ | ४ | ४ | ४ | ४ | नक्षत्र |
| सरस पाक | शवदाह | सर्पभय | मित्रसमागम | रोगभय | दवा बनाववामां उपयोग | सुख | फल |
| शु. | अशु. | अशु. | शु. | अशु. | अशु. | शु. | शुभाभ. |

इति श्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लावटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणा लिखितया गुर्जरटीकया सहिते मुहूर्तविचारादि बालबोधज्योतिषसारसंग्रहे सप्तमं नानाविधमुहूर्तविचारप्रकरणं समाप्तम् ॥ ७ ॥

---

## अथ प्रश्नादिविचारमिश्रप्रकरणम् ॥ ८ ॥

### अथ प्रश्नास्तत्रादौ रामादिप्रश्नमाह ॥

स्थाननाशश्च रामे स्यात्सीतायां दुःखमेव च ॥
लक्ष्मणे कार्यसिद्धिः स्यात्सर्वलाभो विभीषणे ॥ १ ॥

मरणं कुम्भकर्णे च रावणे च धनक्षयः ॥
अङ्गदे च ध्रुवं राज्यं सुग्रीवे बन्धुदर्शनम् ॥ २ ॥

कैकेय्यां कार्यहानिश्च भरते त्वभिषेचनम् ॥
कल्याणमिन्द्रतनये कार्यनाशश्च शूलिनि ॥ ३ ॥

हनुमान्सर्वकार्यश्च दीर्घमायुश्च जाम्बवान् ॥
नारदः कलहश्चैव गुहश्च प्रियदर्शनम् ॥ ४ ॥

रामचक्रमिदं शस्तं देवर्षिकथितं पुरा ॥
प्रश्नार्थं सर्वलोकानां शुभं सर्वार्थदायकम् ॥ ५ ॥

પ્રશ્ન કરનારે નીચે લખેલા ચક્રના કોઠાઓના ગમે તે કોઠામાં આંગળી મુકી પછી શુભાશુભ ફળનો વિચાર જાણવો.

રામના કોઠામાં અંગુલી રાખી હોય તો સ્થાનહાનિ થાય, સીતાના કોઠામાં અંગુલી હોય તો દુઃખ હોય, લક્ષ્મણમાં કાર્યસિદ્ધિ થાય, વિભીષણમાં સર્વ લાભ થાય, કુંભકરણમાં મરણ થાય, રાવણમાં ધનનો નાશ, અંગદમાં જલદી રાજ્ય મળે, સુગ્રીવમાં ભાઈઓનો મેલાપ, કૈકેયીમાં કાર્યની હાનિ થાય, ભરતમાં રાજ્યગાદી મલે, અર્જુનમાં કલ્યાણ થાય, મહાદેવમાં કાર્યનો નાશ થાય, હનુમાનમાં સર્વકાર્યની સિદ્ધિ મળે, જાંબુવાનમાં દીર્ઘાયુષ્ય, નારદમાં કલેશ થાય અને કાર્તિકસ્વામીમાં પ્રિય દર્શનનો લાભ થાય છે. પ્રથમ સર્વઅર્થસિદ્ધિને આપવાવાળું શુભ રામચક્ર દેવર્ષિએ બધા લોકોના પ્રશ્નના હેતુને માટે સમજાવ્યું હતું. એ સર્વાર્થસિદ્ધિદાયક અને શુભ છે. ૧–૫

## अथ रामादिप्रश्नचक्रम् ॥

| | | | |
|---|---|---|---|
| राम | सीता | लक्ष्मण | विभीपण |
| कुंभकर्ण | रावण | अङ्गद | सुग्रीव |
| कैकेयी | भरत | अर्जुन | महादेव |
| हनुमान् | जाम्बवान् | नारद | कार्तिकस्वामी |

## ॥ अथपञ्चदशीयन्त्रप्रश्नः ॥

नवैकपञ्च त्वरितं वदन्ति अष्टौ द्वितीये न च कार्यसिद्धिः ॥
रसश्च वेदो घटिकात्रयं च सप्तत्रयं वै कथितं च वार्ता ॥ ६ ॥

પ્રશ્ન કરનાર હાથની આંગળીથી નવ, એક, અને પાંચ અંકોને સ્પર્શ કરે તો કાર્યની સિદ્ધિ જલદી મળે; આઠ, બેને સ્પર્શ કરે તો કાર્યસિદ્ધિ થાય નહિ; છ, ચારને સ્પર્શ કરે તો જલદી ત્રણ ઘડી સુધીમાં કાર્ય થાય અને સાત, ત્રણને સ્પર્શ કરે તો વાત થાય, પરંતુ કાર્યસિદ્ધિ થાય નહિ. ૬

## पञ्चदशीयन्त्रचक्रम्

| | | |
|---|---|---|
| ८ | १ | ६ |
| ३ | ५ | ७ |
| ४ | ९ | २ |

## अथ गर्भिणीप्रश्नः ।

सूर्यभौमगुरुस्पर्शे पुत्रो भवति निश्चितम् ॥
चन्द्रशुक्रबुधस्पर्शे कन्या तत्र प्रजायते ॥ ७ ॥
शनिस्पर्शे गर्भपातो राहुस्पर्शे सुतासुतौ ॥
केतुस्पर्शे भवेत्क्लीबो विचार्येत्थं वदेत्सुधीः ॥ ८ ॥

પ્રશ્ન કરનારે ગર્ભપ્રશ્નના ચક્ર ઉપર અંગુલીથી સ્પર્શ કરીને તેના શુભાશુભ ફળનો વિચાર કરવો. સૂર્ય, મંગળ અને ગુરૂને સ્પર્શ કરે તો નિશ્ચય પુત્ર થાય તથા ચંદ્ર, બુધ અને શુક્ર પર સ્પર્શ કરે તો કન્યા થાય, શનૈશ્ચરને સ્પર્શ કરે તો ગર્ભપાત થાય, રાહુને સ્પર્શ કરે તો પુત્ર તથા કન્યાનો લાભ થાય અને કેતુ પર સ્પર્શ કરે તો નપુંસક પ્રજા થાય. ७–८

## अथ गर्भप्रश्नचक्रम् ॥

| | | |
|---|---|---|
| बुध | शुक्र | चंद्र |
| गुरु | सूर्य | मंगळ |
| राहु | शनि | केतु |

## अथ प्रकारान्तरेण गर्भिणीप्रश्नः ॥

नखद्वयं गर्भिणीनामधेयं तिथिप्रयुक्तं रससंयुतं च ।
एकेन हीनं नवभिर्विभक्तं समे कुमारी विषमे कुमारः ॥९॥

નખ (૨૦) ના બમણા (૪૦) માં જે ગર્ભિણી સ્ત્રી હોય તેના નામના જેટલા અક્ષરો હોય તેટલા અંક જોડી તેમાં તે દિવસે જે તિથિ હોય તેટલા અંક ઉમેરી જે કુલ સરવાળો થાય તેમાં છ (૬) જોડી એક ઓછો કરી નવે (૯) ભાગ લેતાં જો શેષ સમ (બેકી) રહે તો છોકરી અને વિષમ ( એકી ) શેષ રહે તો છોકરો થશે એમ કહેવું. ૯

## कार्यसिद्धिप्रश्नः ।

दिशा प्रहरसंयुक्ता तारका वारमिश्रिता ।
अष्टभिस्तु हरेद्भागं शेषं प्रश्नस्य लक्षणम् ॥ १० ॥
पञ्चैके त्वरिता सिद्धिः षट्तुर्ये च दिनत्रयम् ।
त्रिसप्तके विलंबश्च द्वौ चाष्टौ न च सिद्धिदौ ॥ ११ ॥

પ્રશ્ન પૂછનારનું મુખ જે દિશામાં હોય તે દિશા, પ્રહર, નક્ષત્ર અને વારની સંખ્યાનો સરવાળો કરી આઠે ભાગ લેતાં પાંચ અને એક શેષ રહે તો તત્કાલ કાર્યસિદ્ધિ, છ અને ચાર શેષ રહે તો ત્રણ દિવસમાં કાર્યસિદ્ધિ, ત્રણ અને સાત શેષ રહે તો વિલંબથી કાર્યસિદ્ધિ તથા બે અને આઠ શેષ રહે તો કાર્યસિદ્ધિ થાય નહિ એમ જાણવું. ૧૦-૧૧

## कार्याकार्यप्रश्नः ।

तिथिः प्रहरसंयुक्ता तारका वारमिश्रिता ।
अग्निभिस्तु हरेद्भागं शेषं सत्त्वं रजस्तमः ॥ १२ ॥
सिद्धिस्तात्कालिके सत्त्वे रजसा तु विलंबिता ।
तमसा निष्फलं कार्यं ज्ञातव्यं प्रश्नकोविदैः ॥ १३ ॥

તિથિ, પ્રહર, નક્ષત્ર અને વારની સંખ્યા જોડી ત્રણે ભાગ લેતાં એક શેષ રહે તો સત્વ, બે શેષ રહે તો રજ અને ત્રણ શેષ રહે તો તમ જાણવું. સત્વ આવે તો તત્કાલ કાર્યસિદ્ધિ, રજ આવે તો વિલંબ તથા તમ આવે તો નિષ્ફલ એમ પંડિતોએ પ્રશ્ન પરથી જાણી લેવું. ૧૨-૧૩

## पशुप्रश्नः ।

द्युमणिभान्नवभेषु वने पशुं तदनु पट्सु च कर्णपथे स्थितम् ।
अचलभेषु गतं गृहमागतं द्वयगतं गतमेव मृतं त्रिषु ॥ १४ ॥

સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં પ્રથમ નવ નક્ષત્ર સુધીમાં પશુ ખોવાય તો વનમાં, બીજા છ નક્ષત્રમાં ખોવાય તો માર્ગમાં, ત્રીજા સાત નક્ષત્રમાં ખોવાય તો ઘરમાં આવેલું, ચોથાં બે નક્ષત્રમાં ખોવાય તો આવશે નહિ અને પાંચમા ત્રણ નક્ષત્રમાં ખોવાય તો મરણ પામેલું છે એમ જાણવું. ૧૪

## पन्थाप्रश्नः ।

तिथिः प्रहरसंयुक्ता तारका वारमिश्रिता ।
वर्तमानं च नक्षत्रं गणयेत्कृत्तिकादितः ॥ १५ ॥
सप्तभिस्तु हरेद्भागं शेषं तु फलमादिशेत् ।
एकशेषे भवेत्स्थाने द्वितीये पथि वर्तते ॥ १६ ॥
तृतीये चार्धमार्गे तु चतुर्थे ग्रामसन्निधौ ।
पञ्चमे पुनरावृत्तिः षष्ठे व्याधियुतं वदेत् ॥
ज्ञेयं शून्यं सप्तमे वै चैतत्प्रश्नस्य लक्षणम् ॥ १७ ॥

તિથિ, પ્રહર, નક્ષત્ર અને વારની સંખ્યાનો સરવાળો કરી કૃત્તિકા નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં જે અંક થાય તે તેમાં જોડી સાતે ભાગ લેતાં એક શેષ રહે તો સ્થાન ઉપર, બે શેષ રહે તો માર્ગમાં, ત્રણ રહે તો અર્ધ માર્ગમાં, ચાર રહે તો ગામની સમીપમાં, પાંચ રહે તો આવીને પાછો ગયેલો, છ રહે તો રોગવાળો અને સાત શેષ રહે તો શૂન્ય ફળ સમજવું. ૧૫-૧૭

## नेत्रस्फुरणफलम् ।

नेत्रस्योर्ध्वं हरति सकलं मानसं दुःखजालं
नेत्रोपान्ते दिशति च धनं नासिकान्ते च मृत्युः ॥
नेत्रस्याधः स्फुरणमसकृत्संगरे भंगहेतु-
र्वामे चैतत्फलमिव फलं दक्षिणे वैपरीत्यम् ॥ १८ ॥

નેત્રના ઉપર ભાગમાં ફરકે તો મનના સર્વ દુઃખનો નાશ, નેત્રના ખૂણામાં ફરકે તો ધનની પ્રાપ્તિ, નાકના અંતર્ભાગ આગળ નેત્ર ફરકે તો મૃત્યુ અને નેત્રના નીચા ભાગમાં ફરકે તો સંગ્રામમાં વારંવાર પરાજય થાય. (સ્ત્રીઓના નેત્રનું ફળ આથી ઉલટું) એટલે પુરૂષનું જમણું નેત્ર અને સ્ત્રીનું ડાબું નેત્ર ફરકે તો ઉપર પ્રમાણે ફળ સમજવું. પરંતુ એથી ઉલટું નેત્ર ફરકે તો ઉલટું ફળ જાણવું. ૧૮

## नष्टवस्तुप्रश्नविचारः ॥

अन्धाक्षं चैव मन्दाक्षं काणाक्षं दिव्यलोचनम् ॥
गणयेद् रोहिणीपूर्वं सप्तवारमनुक्रमात् ॥ १९ ॥
अन्धे च लभते शीघ्रं मन्दे चैव दिनत्रयम्
काणाक्षे मासमेकं तु सुनेत्रे नैव लभ्यते ॥ २० ॥

જે દિવસે કોઇ પણ વસ્તુ ખોવાય અથવા ચોરાય તે દિવસનું નક્ષત્ર નીચેના ચક્રમાં જોતાં અંધમાં જાય તો જલદી હાથ આવે, ચિપિટાક્ષ (મંદ) માં જાય તો ત્રણ દિવસની અંદર મળે, કાણુમાં જાય તો એક મહિનામાં મળે અને સુલોચનમાં જાય તો કોઈ દિવસ પણ મળે નહિ. ૧૯—૨૦

## अन्धादिनक्षत्रचक्रम् ।

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| अन्ध. | रो. | पु. | उ. | वि. | पू. | ध. | रे. |
| मन्द. | मृ. | आ. | ह. | अ. | उ. | श. | अ. |
| काण. | आ. | म. | चि. | ज्ये. | अ. | पू. | भ. |
| सुलोचन. | पु. | पू. | स्वा. | मू. | श्र | उ. | कृ. |

## अन्धादिदिशाफलविचारः ॥

अन्धके पूर्वतो वस्तु मन्दके दक्षिणे तथा ॥
पश्चिमे मध्यनेत्रे च उत्तरे तु सुलोचने ॥ २१ ॥

અંધ નક્ષત્રમાં ગયેલી વસ્તુ પૂર્વ દિશામાં ગયેલી છે એમ જાણવું. મન્દ નક્ષત્રોમાં દક્ષિણ દિશામાં, કાણ (મધ્ય) નક્ષત્રોમાં ગયેલી વસ્તુ પશ્ચિમ દિશામાં તથા સુલોચન નક્ષત્રોમાં ગયેલી વસ્તુ ઉત્તર દિશામાં ગયેલી છે એમ જાણવું. ૨૧

## नष्टवस्तुदिशाज्ञानविचारः ॥

मघादि चार्यमान्तं च समीपे वस्तु दृश्यते ।
हस्तादिवसुपर्यन्तमन्यहस्ते च दृश्यते ॥ २२ ॥

शततारादिभमान्तं तु स्वगृहे वस्तु दृश्यते ।
अग्न्यादिसार्पपर्यन्तमदृष्टं दूरगं तथा ॥ २३ ॥

મઘા નક્ષત્રથી ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સુધીમાં ચીજ ખોવાઈ હોય તો સમીપમાંજ દેખાય, હસ્ત નક્ષત્રથી ધનિષ્ઠા નક્ષત્ર સુધીમાં ખોવાઈ હોય તો બીજાના હાથમાં દેખાય, શતભિષા નક્ષત્રથી ભરણી નક્ષત્ર સુધીમાં ખોવાઈ હોય તો પોતાનાજ ઘરમાં દેખાય અને કૃત્તિકા નક્ષત્રથી આશ્લેષા નક્ષત્ર સુધીમાં ખોવાઈ હોય તો દૂર ગયેલી હોવાથી દેખાયજ નહિ તેમજ જડે પણ નહિ. ૨૨-૨૩

तिथिं वारं च नक्षत्रं प्रहरेण समन्वितम् ।
दिक्संख्यया हतं चैव सप्तभिर्विभजेत्पुनः ॥ २४ ॥
एकेन भूतले द्रव्यं द्वयं चेद्भाण्डसंस्थितम् ।
तृतीये जलमध्यस्थमन्तरिक्षे चतुर्थके ॥ २५ ॥
पञ्चमे तु तुषस्थं स्यात्षष्ठे गोमयमध्यगम् ।
सप्तमे भस्ममध्यस्थमित्येतत्प्रश्नलक्षणम् ॥ २६ ॥

તિથિ, વાર, નક્ષત્ર અને પ્રહરની સંખ્યાનો સરવાળો કરી દશથી ગુણી સાતે ભાગ લેતાં એક શેષ રહે તો પૃથ્વીમાં, બે રહે તો પાત્રમાં, ત્રણ રહે તો જળમાં, ચાર રહે તો અંતરિક્ષમાં, પાંચ રહે તો છાલાંમાં, છ રહે તો છાણમાં અને સાત રહે તો રાખમાં તે વસ્તુ છે એમ જાણવું. ૨૪-૨૬

## अनर्घसमर्घमहर्घविचारः॥

संक्रान्तिऋक्षं तिथिवारमिश्रं सप्ताहतं पावकभक्तशेषम् ।
समे समर्घं विषमेऽत्यनर्घं शून्ये महर्घं मुनयो वदन्ति ॥ २७॥

સંક્રાંતિ, નક્ષત્ર, તિથિ અને વારની સંખ્યાનો સરવાળો કરી સાતથી ગુણી ત્રણે ભાગ લેતાં જો સમ શેષ રહે તો સોંઘું, વિષમ શેષ રહે તો ઘણુંજ મોઘું અને શૂન્ય શેષ રહે તો મોઘું થાય એમ મુનિઓ કહે છે. ૨૭

## तैलाभ्यङ्गफलम् ।

रविस्तापं कान्तिं वितरति शशिर्भूमितनयो
मृतिं लक्ष्मीं सौम्यः सुरपतिगुरुर्वित्तहरणम् ॥
विपत्तिं दैत्यानां गुरुरखिलभोगानुगमनो
नृणां तैलाभ्यङ्गात्सपदि कुरुते सूर्यतनयः ॥ २८ ॥

રવિવારે તૈલાભ્યંગ સ્નાન તાપપ્રદ, સોમવારે કાન્તિપ્રદ, મંગળવારે મૃત્યુપ્રદ, બુધવારે લક્ષ્મીપ્રદ, ગુરૂવારે વિત્તવિનાશક, શુક્રવારે વિપત્તિપ્રદ અને શનિવારે સંપત્તિદાયક છે. ૨૮

## अङ्गस्फुरणफलम् ।

अङ्गस्य दक्षिणे भागे प्रशस्तं स्फुरणं भवेत् ।
अप्रशस्तं तथा वामे पृष्ठस्य हृदयस्य च ॥ २९ ॥

પુરૂષના અંગનો જમણો ભાગ ફરકે તો શ્રેષ્ઠ અને ડાબો ભાગ, પીઠ તથા હૃદય ફરકે તો નષ્ટ જાણવું. આથી ઉલટું ફળ સ્ત્રીઓનું જાણી લેવું. ૨૯

## अथाङ्गस्फुरणफलानि ।

| स्थानानि | फलानि | स्थानानि | फलानि | स्थानानि | फलानि |
|---|---|---|---|---|---|
| मस्तकस्फुरणे | पृथ्वीलाभः | वक्षःस्फुरणे | विजयध्रुवम् | कण्ठस्फुरणे | ऐश्वर्यलाभः |
| ललाटस्फुरणे | स्थानलाभः | हृदयस्फुरणे | वांछितसिद्धिः | ग्रीवायांस्फुर. | रिपुभयम् |
| स्कन्धस्फुरणे | भोगसमृद्धिः | कट्यांस्फुरणे | प्रमोदोवलक्ष | पृष्ठस्फुरणे | युद्धेपराजयः |
| भ्रुवोर्मध्ये | सुखप्राप्तिः | कट्यांपार्श्वे | प्रीतिरनुत्तमा | कपोलस्फुरणे | वराङ्गनाप्राप्ति |
| भ्रुवोर्युग्मे | महत्सौख्यम् | नाभिस्फुरणे | स्त्रीनाशः | मुखस्फुरणे | मित्रप्राप्तिः |
| कपालस्फुरणे | शुभावाप्तिः | आंत्रकस्फुरणे | कोशवृद्धिः | बाहुस्फुरणे | मधुरभोजनम् |
| नेत्र २ स्फुरणे | धनाप्तिः | भगस्फुरणे | पतिप्राप्तिः | बाहुमध्ये | धनागमः |
| नेत्रकोणयोः | लक्ष्मीलाभः | कुक्षिस्फुरणे | सुप्रीतिलाभः | बस्तिदेशस्फुर. | अभ्युदयः |
| नेत्रसमीपे | प्रियसमागमः | उदरस्फुरणे | कोशप्राप्तिः | उरोस्फुरणे | वस्त्रलाभः |
| नेत्रपक्षस्फुरणे | राजलाभः | लिङ्गस्फुरणे | स्त्रीलाभः | जानुस्फुरणे | शत्रुवृद्धिः |
| नेत्रपक्ष २ स्फुर. | संग्रामेजयः | गुदस्फुरणे | वाहनप्राप्तिः | जंघस्फुरणे | स्त्रीप्रीतिः |
| नेत्रकोपांगदेशे २ | कलत्रलाभः | वृषणस्फुरणे | पुत्रलाभः | पादोपरि | स्थानलाभः |
| नासिका २ यां | प्रीतिः सुखम् | ओष्ठस्फुरणे | प्रियवस्तुलाभः | पादतले | नृपत्वम् |
| हस्तस्फुरणे | सद्द्रव्यलाभः | हनुदेशेस्फुर. | भयंमहत | पदभ्यांस्फुर. | अलाभः |

## अथाङ्गस्य विभागेन पल्लीपतने फलविचारः

| स्थानानि | फलानि | स्थानानि | फलानि | स्थानानि | फलानि | स्थानानि | फलानि | स्थानानि | फलानि |
|---|---|---|---|---|---|---|---|---|---|
| शिरसि | राज्यलाभः | ललाटे | बंधुदर्शनं | भ्रुवोर्मध्ये | राज्यसंबंधः | उत्तरोष्ठे | धननाशः | अधरोष्ठे | ऐश्वर्यप्राप्तिः |
| नासाग्रे | व्याधिपीडा | दक्षिणकर्णे | आयुर्वृद्धिः | वामकर्णे | बहुलाभः | नेत्रयोः २ | धनाप्तिः | द. भुजे | नृपतुल्यता |
| वामभुजे | राजभीतिः | कण्ठे | शत्रुनाशः | स्तनद्वये | दौर्भाग्यं | उदरे | भू. लाभः | पृष्ठदेशे | बुद्धिनाशः |
| जानुद्वये | शुभागमः | जंघयोः २ | शुभावहं | हस्तद्वये | वस्त्रलाभः | स्कन्धयोः | विजयः | नासिकयो | बहुधनानि |
| कटिभागे | अश्वलाभः | दक्षिणमणिबन्धे | मनस्तापं धननाशः | वाममणिबन्धे | कीर्तिः विनाशः | हृदये | धनलाभः | मुखे पादमध्ये | मिष्टान्नभो. स्त्रीनाशः |
| गुल्फयोः | बंधनलाभः | केशान्ते | मरणं ध्रुवं | दक्षिणपादे | गमनम् | वामपादे | नाशः | पादान्ते | मरणंभवेत् |

**अथविशेषपल्लीपतनफलम्।** पादयोर्जघनेजान्वोर्गुदेगुल्येच मृत्युदा। अन्यत्रशुभदाप्रोक्तासतैलं स्नानमाचरेत्॥ पल्यास्तुपतनेचैवसरटस्याधिरोहणे। यत्रोक्तंहिमनुष्यस्यशुभंवाप्यशुभंफलम्। स्त्रीणां तद्वैपरीत्येनबोध्यम्बुद्धिमतासदा॥

### पल्लीपतनस्यानिष्टफलवारणायात्र-दानजपः।

तिलमाषादिदानानि स्नात्वादेयाद्विजन्मने। पिनाकिनं नमस्कृत्यजपेन्मंत्रं षडक्षरम्॥ १॥ शतंसहस्रमथवा सर्वदोषनिबर्हणम्॥ शिवालयेप्रदद्याद्वै दीपंदोषोपशान्तये॥ २॥ अशुभध्वस्तये मृत्युञ्जयजपः स्वर्णगोदानम् कार्यमितिशुभम्॥

### पल्लीपतनेप्रशस्तवारतिथ्यक्षर्णि।

| सद्वाराः | चं | | बु | | गु | | शु | |
|---|---|---|---|---|---|---|---|---|
| तिथयः | १ | २ | ३ | ५ | ६ | १० | ११ | १२ |
| शुभ भानि | पुष्य. अश्वि. रो. मृ. उ. फा. पुन. ह. स्वा. ऽनु. ध. रे. श. एषु शुभम् | | | | | | | |

दक्षिणांगेऽखिलेपुंसांवामांगेतुमृगीदृशाम्— शुभम्॥ जन्मर्क्षेमृत्युयोगेऽह्रिदग्धधिष्ण्यादिदूषिते॥ लग्नेपापयुते चन्द्रेऽष्टमे रिष्टं प्रजायते॥ इति॥

## अवतारजयन्तितिथयः

| અવતાર | તિથિ | કાળ | માસક્રમ |
|---|---|---|---|
| ૧ મત્સ્ય | ચૈત્ર સુદ ૩ | અપરાહ્ન | ૧ |
| ૨ કૂર્મ | વૈ. સુદ ૧૫ | સાયંકાળ | ૫ |
| ૩ વરાહ | ભા. સુદ ૩ | અપરાહ્ન | ૮ |
| ૪ નૃસિંહ | વૈ. સુદ ૧૪ | સાયંકાળ | ૪ |
| ૫ વામન | ભા. સુદ ૧૨ | મધ્યાહ્ન | ૯ |
| ૬ પરશુરામ | વૈ. સુદ ૩ | ,, | ૩ |
| ૭ રામચંદ્ર | ચૈત્ર સુદ ૯ | ,, | ૨ |
| ૮ શ્રીકૃષ્ણચંદ્ર | શ્રા. વદ ૮ | મધરાત | ૭ |
| ૯ બુદ્ધ | આ. સુદ ૧૦ | સાયંકાળ | ૧૦ |
| ૧૦ કલ્કિ | શ્રા. સુદ ૬ | ,, | ૬. |

### युगादितिथयः

| | | |
|---|---|---|
| ૧ કૃતયુગ | કાર્તિક સુદ | ૯ |
| ૨ ત્રેતાયુગ | વૈશાખ સુદ | ૩ |
| ૩ દ્વાપરયુગ | માઘ વદ | ૩૦ |
| ૪ કલિયુગ | ભાદરવા વદિ | ૧૩. |

### मन्वादितिथयः

| | | |
|---|---|---|
| ૧ ચૈત્ર સુદ ૩ | ૨ ચૈત્ર સુદ ૧૫ | ૩ જ્યેષ્ઠ સુદ ૧૫. |
| ૪ ભાદરવા સુદ ૧૦ | ૫ ભાદરવા સુદ ૧૫ | ૬ શ્રાવણ વદ ૮ |
| ૭ ભાદરવા સુદ ૩ | ૮ આસો સુદ ૯ | ૯ કાર્તિક સુદ ૧૨ |
| ૧૦ કાર્તિક સુદ ૧૫ | ૧૧ પોષ સુદ ૧૧ | ૧૨ માઘ સુદ ૭ |
| ૧૩ ફાગણ સુદ ૧૫ | | ૧૪ ફાગણ વદ ૩૦ |

### कल्पादितिथयः

| | | |
|---|---|---|
| ૧ ચૈત્ર સુદ ૧ | ૨ વૈશાખ સુદ ૩ | ૩ ફાગણ વદ ૩ |
| ૪ ચૈત્ર સુદ ૫ | ૫ માઘ સુદ ૧૩ | ૬ કાર્તિક સુદ ૭ |
| | ૭ માર્ગશીર્ષ સુદ ૯ | |

## अथ सर्वघातचक्रम् ॥

| राशि | मास | तिथि | | वार | नक्षत्र. | योग. | करण. | प्र. | लग्न | चंद्र | मं. | बु. | गु. | शु. | श. | रा. | सू. | स्त्री. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| मेष | कार्तिक | नंदा | १। ६।११ | रवि. | मघा | विष्टि. | बव | १ | १ | १ | ५ | २ | ६ | ७ | ३ | ८ | ४ | १ |
| वृषभ | मार्ग. | पूर्णा | ५।१०।१५ | शनि. | हस्त | शुक्र. | शकुनी | ४ | २ | ५ | ९ | ६ | १० | १० | ७ | १२ | ८ | ८ |
| मिथुन | आषाढ | भद्रा | २। ७।१२ | चंद्र. | स्वाती | परिघ | कौलव | ३ | ४ | ९ | १ | १० | २ | ३ | ११ | ४ | १२ | ७ |
| कर्क | पौष | भद्रा. | २। ७।१२ | बुध. | अनुरा. | व्या. | नाग | १ | ७ | २ | ६ | ३ | ७ | ८ | ४ | ९ | ७ | ९ |
| सिंह | ज्येष्ठ | जया. | ३। ८।१३ | शुक्र. | मूल | धृति. | बव. | १ | १० | ६ | १० | ७ | ११ | १२ | ८ | १ | ९ | ४ |
| कन्या | भाद्रपद | पूर्णा | ५।१०।१५ | शनि. | श्रवण | शुक्र. | कौलव | १ | १२ | १० | २ | ११ | ३ | ४ | १२ | ५ | १ | ३ |
| तुला | माघ | रिक्ता | ४। ९।१४ | गुरु. | शतता. | शुक्र | तैतिल | ४ | ६ | [illegible] | ७ | ४ | ८ | ९ | ५ | १० | ६ | ६ |
| वृश्चिक | आश्विन | नंदा | १। ६।११ | शुक्र. | रेवती | व्यति | गर | १ | ८ | ७ | ११ | ८ | १२ | १ | ९ | २ | १० | २ |
| धन | श्रावण | जया. | ३। ८।१३ | शुक्र. | भरणी | वज्र. | तैतिल | १ | ९ | ४ | ८ | ५ | ९ | ११ | ६ | ११ | ७ | १० |
| मकर | वैशाख | रिक्ता | ४। ९।१४ | मंगळ. | रोहिणी | वैधृ. | शकुनी | ४ | ११ | ८ | १२ | ९ | १ | २ | १० | ३ | ११ | ११ |
| कुंभ | चैत्र | जया. | ३। ८।१३ | गुरु. | आर्द्रा. | गंड. | किंस्तुघ्न | ३ | ३ | ११ | ३ | १२ | ४ | ५ | १ | ६ | २ | ५ |
| मीन | फाल्गुन | पूर्णा. | ५।१०।१५ | शुक्र. | अश्वि. | वज्र. | चतु. | ४ | ५ | १२ | ४ | १ | ५ | ६ | २ | ७ | ३ | १२ |

अथ अकडमचक्रम् ॥




सिद्धिसाध्यस्तु कालेन साध्यस्तु जपहोमतः ॥
सुसिद्धिस्तत्क्षणादेव अरिर्मूलनिकंदनम् ॥ ३० ॥

સાધકે વર્ણથી નક્ષત્રાક્ષર પર્યંત પોતાના નામાક્ષર સુધી જોવું, તેમાં પ્રથમ સિદ્ધિ, પછી સાધ્ય, તે પછી સુસિદ્ધિ અને અરિ, એવી રીતે શુભાશુભ ફળ જોઈ મંત્રની સાધના કે દેવનાં વ્રતાદિક કરવાનું શુભ ફળમાં શ્રેષ્ઠ છે. ૩૦

## अथ सामान्यतिथिनिर्णयविचारः ॥

एकादश्यष्टमी षष्ठी पूर्णमासी चतुर्दशी ॥
अमावास्या तृतीया च ता उपोष्याः परान्विताः ॥३१॥

जन्माष्टमी जयन्ती च शिवरात्रिश्चतुर्दशी ॥
पूर्वाविद्धा तु कर्तव्या तिथ्यन्ते चैव पारणम् ॥ ३२ ॥
तृतीया पञ्चमी दुर्गा एकादश्यष्टमी तथा ॥
कर्तव्या च परायुक्ता शेषा पूर्वे तु संयुता ॥ ३३ ॥

૧૧–૮–૬–૧૫–૧૪–૩૦–૩ આ તિથિઓનાં વ્રતો સૂર્યોદય વ્યાપિનાં કરવાં; જન્માષ્ટમી, જયન્તી તથા શિવરાત્રિ, એ અર્ધરાત્રિ સમયે જો હોય તો તે વ્રતો કરવાં અને તિથિના અંતમાં પારણા- કરવાં ૩–૫, દુર્ગાવ્રત, ૧૧–૮ પરયુતા. બીજા દિવસે સૂર્યોદય સમયે જે તિથિ હોય તે કરવી અને જે શેષ તિથિઓ રહી તે વ્રતોમાં પૂર્વયુક્તા ગ્રહણ કરવી તે શ્રેષ્ઠ છે. ૩૧–૩૩

## विशेषतिथिनिर्णयचक्रम्

| वटसावित्री | प्रदोषः | संकष्टी (गणेशव्रतम्) | यमद्वितीया | व्यासपूजा | व्रतम् |
|---|---|---|---|---|---|
| पूजनमात्र-परयुता | सायंका-लिकः | चन्द्रोदया | परयुता | परयुता | समय-निर्णयः |
| वसंतपंचमी | रामनवमी | श्राद्धतिथिः | हरितालिका | नागपंचमी | व्रतम् |
| परयुता | परयुता | मध्याह्न-व्यापिनी | परयुता | मध्याह्न व्यापिनी | समय-निर्णयः |
| कृष्णाष्टमी | ऋषिपंचमी | स्मार्त—११ | भागवत-११ | शिवरात्रि | व्रतम् |
| अर्धरात्र-व्यापिनी | मध्याह्न-व्यापिनी | पूर्वविद्धा | परयुता | अर्धरात्र-व्यापिनी | सम-यनि. |

## प्रश्नमार्गसूचकशकुनविचारः॥

## પૂછવાવાળાને મારગના શુકન કહેવા વિષે.

મેષ લગ્નમાં પૂછવા આવેલા હોય તો કહેવું જે પ્રથમ ક્ષત્રી વર્ણનો પુરૂષ મળ્યો, અને અજ જાતનું જાનવર મળ્યું, અને એક ઠેકાણે ઊભો છે એમ કહેવું. ॥ ૧ ॥ વૃષભ લગ્નમાં આવેલ હોય તો જાનવર બેલ અથવા ગાય સામી મળી, અને બે ઠેકાણે ઊભો, એમ કહેવું. ॥ ૨ ॥ મિથુન લગ્નમાં સારાં આભૂષણયુક્ત સ્ત્રી અને પુરૂષો મળ્યાં, પેહેલાં બાળકો મળ્યા અને ત્રણ ઠામે ઊભો રહીને આવેલો છે એમ કહેવું. ॥ ૩ ॥ કર્ક લગ્નમાં આવે તો એક ઠામે ઊભો અને પહેલાં સ્ત્રી મળી એમ કહેવું. ॥ ૪ ॥ સિંહ લગ્નમાં આવે તો બે વિશ્રામ, પહેલાં કુકડો, પુરૂષ અને મંજાર મળ્યાં છે એમ કહેવું.॥૫॥ કન્યા લગ્નમાં આવેલો હોય તો સ્ત્રી મળી છે અને બે ઠેકાણે ઊભો છે એમ કહેવું. ॥ ૬ ॥ તુલા લગ્ન હોય તો એક વિશ્રામ, ધોળાં વસ્ત્ર પહેરેલી સ્ત્રી અને પુરૂષ મળ્યો એમ કહેવું. ॥૭॥ વૃશ્ચિક લગ્ન હોય તો પહેલી કપિલા ગાય મળી છે અને પછી પુરૂષ મળ્યો અને બે વિશ્રામ કર્યા. ॥ ૮ ॥ ધન લગ્ન હોય તો ત્રણ વિશ્રામ અને ઘણો સુંદર પુરૂષ મળ્યો એમ કહેવું. ॥ ૯ ॥ મકર લગ્ન હોય તો પહેલા સ્ત્રી, પછી બાળક તે પછી વિધવા સ્ત્રી મળી અને એક વિશ્રામ. ॥૧૦॥ કુંભ લગ્ન હોય તો પાણીનું પાત્ર હાથમાં એવી સ્ત્રી અથવા પુરૂષ મળ્યો. ॥ ૧૧ ॥ મીન લગ્ન હોય તો બે પુરૂષ મળ્યા અને ત્રણ વિશ્રામ એ પ્રમાણે કહેવું. ॥ ૧૨ ॥ ઇતિ શકુનવિચારઃ ॥

## अङ्गस्पर्शशुभाशुभविचारः ।

## અંગસ્પર્શથી શુભાશુભ.

પ્રશ્નકર્તા મસ્તક, મુખ, નેત્ર અને કાન એમાંથી કોઇને સ્પર્શ કરી પૂછે તો ધાન્ય, વસ્ત્ર, સુવર્ણાદિનો લાભ થાય. કંઠ અને બે ખભાનો સ્પર્શ કરે તો કષ્ટથી કામ થાય. નાભિ અને કુખનો સ્પર્શ કરે તો દ્રવ્યલાભ થાય. પગ અને ગોઠણનો સ્પર્શ કરે તો દુઃખ થાય. કમ્મર, લિંગ, અને વૃષણનો સ્પર્શ કરે તો સ્ત્રી લાભ અથવા મેળાપ થાય. કેશનો સ્પર્શ કરે તો કાર્યનો નાશ થાય અને દુઃખ પેદા થાય. ફળ, પુષ્પાદિના સ્પર્શથી સુખ થાય. ઘાસ અને બળેલાં લાકડાંનો સ્પર્શ કરે તો કાર્ય સિદ્ધ ન થાય, તેમ ચિંતા અને દુઃખ વધારે થાય. ઇતિ ચિંતાભેદ.

## कार्यसिद्धिप्रश्नविचारः ।

## હવે કામ કયારે થશે તે વિષે ?

નીચેના અંકમાં રવિવાર આવે તો ૧ માસે, સોમવાર આવે તો ૨૦ દહાડામાં, ભોમવાર આવે તો ૩ અથવા ચાર દહાડામાં, બુધ આવે તો ૭ દહાડામાં, અને ગુરૂ, શુક્ર, શનિ અને રાહુ આવે તો વર્ષની અવધિએ સિદ્ધ થાય.

## कार्याकार्यविचारः ।

## કામ સિદ્ધ થવા ન થવા વિષે

પૂછનારના મોઢામાંથી નીકળેલા અક્ષરને છએ ગુણવા, તેમાં આઠ ઉમેરવા પછી નવે ભાગવા, તેમાંથી બાકી રહે તે ૧ રવિ, ૨ ચંદ્ર, ૩ ભોમ એમ કેતુ સુધી ગણવા. જે આવે તેનું ફળ-આદિત્ય

૧ આવે તો કામ ન થાય. ૨ બે આવે તો થાય. ૩ ત્રણ આવે તો મરણજેવું વિઘ્ન થાય. ૪ આવેથી સુખ અને આનંદથી કામ થાય. તેમ ગુરૂ, શુક્ર ૫ વા ૬ બચે તો પણ કામ થાય. ૭ સાત, ૮ વા ૯ નવ બચે તો કામ ન થાય એમ સમજવું.

## कार्यसिद्धि–असिद्धिचक्रम् ।

| सू. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा. | के. | ग्रहाः |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | शेषाङ्काः |
| १ मास | २० दिव. | ४ दिव. | ७ दिव. | १ वर्ष | १ व. | १ व. | १ व. | १ व. | अवधिः |
| असि. | सि. | असि. | सि. | सि. | सि. | असि. | असि. | असि. | कार्य सि.अ. |

## रोगिप्रश्नविचारः ।

## રોગી બચશે વા નહીં બચે તે વિષે.

તિથિ અને તિથિની ઘડીને બમણા કરી ચાર ઊમેરવા, પછી ત્રણે ભાગ લેવો. ૧ બચે તો તરતમાં સારૂં થશે અને શૂન્ય બચે તો તરત મરશે એમ સમજવું.

## सन्तानप्रश्नविचारः ।

## સંતાન થશે વા નહીં તે વિષે.

પૂછવા આવે તે દહાડાની તિથિની સંખ્યાને ચોગણી કરવી, પછી વાર અને યોગના અંક ઊમેરવા, તેના સરવાળાને બેથી ભાગ લેવો. જે બચે તેને ત્રણે ગુણવા, અને તેમાંથી ૪ બાદ કરવા, બાકી ૧ બચે તો વિલંબથી થશે ૨ રહે તો નહીં થાય, ૩ વા ૪ બચે તો તરત થશે.

## वारफलविचारः।

## એક માસમાં પાંચ વારનું ફળ

રવિ પાંચ હોય તો બહુ રોગ પેદા કરે, મંગળ ૫ હોય તો અગ્નિનો ભય અને ગરમી બહુ કરે, શનિ ૫ હોય તો રસાદિકો મોંઘાં કરે, બાકીના ૫ વાર સઘળા શુભ સમજવા. ઈતિ માસ પંચ વારફળ.

## कार्तिकादिवर्षागर्भलक्षणविचारः।

## બાર માસનાં કાર્તિકાદિ ગર્ભ લક્ષણ

કાર્ત્તિક સુદિ ૧ વા ૨ રવિવારે આવે તો આવતું વર્ષ ઠંડુ થાય. કાર્ત્તિક સુદ ૭ થી ૮ દહાડા સુધી સૂર્યને વાડ હોય તો પુંછડીઓ તારો ઉગે, તેથી ધાન્યાદિકોનો નાશ થાય. સુદ ૧ વા ૨ ને દહાડે ચંદ્રમા રાતારંગનો હોય તો અને રાતા રંગનાં વાદળાંથી યુક્ત હોય તો આવતે વર્ષે દુકાળ થાય. ચંદ્રને દહાડે સોમવાર હોય તો, અને આકાશ સ્વચ્છ હોય તો આવતું વર્ષ સુકાળ થાય. વદ ૧ થી ૭ દહાડા સુધી આકાશ સ્વચ્છ હોય, અને વદ ૮ થી વદ ૩૦ સુધી છાયા હોય તો આવતા આષાઢના પહેલા ૩ દહાડા વર્ષાદ વરસે. ઇતિ કાર્ત્તિક.

## માર્ગશીર્ષ

માર્ગશીર્ષ શુદ ૫ થી ૧૨ સુધી ઉત્તરનો વાયુ હોય તો આવતો આષાઢ વર્ષાદ વગરનો જાય. શુદ ૧૩ થી વદ ૬ સુધી પશ્ચિમનો વાયુ હોય તો ભાદરવામાં પહેલાં ૮ દહાડા વર્ષાદની ઝડી થાય. વદ ૭ થી ૧૦ સુધી પૂર્વનો વાયુ હોય તો આવતે વર્ષે દુકાળ થાય તેમાં સંશય નહીં. વદ ૧૧ થી તે વદ ૩૦ સુધી હિમ પડે તો આવતા જ્યેષ્ઠ શુદ ૧૪ થી વદ ૧૪ સુધી વર્ષાદ પડે. ઈતિ માર્ગશીર્ષ.

## પૌષ

પૌષ શુદ ૧ થી ૬ સુધી આકાશમાં ગર્જના થાય, વીજળીના ચમકારા થાય, વાદળાંનો ઘોળ હોય તો આવતા ભાદરવાના ૨૭ દિવસ લગી વર્ષાદ ન થાય. શુદ ૭ થી ૧૫ સુધી હિમ પડે, પશ્ચિમનો વાયુ હોય તો જ્યેષ્ઠ શુદી ૭ થી ૭ દહાડા સુધી વર્ષાદ વરસે. પોષ વદ ૧ વા ૭ વા ૧૨ એ દહાડામાં હિમ ન પડે અને વીજળી થાય, ગર્જના થાય તો વર્ષાઋતુમાં અતિશય વર્ષાદ થાય. ઇતિ પોષ.

## માઘ માસ

માઘ શુદ ૫ ને દહાડે રવિને વાડ હોય તથા વાદળાં વીજ ગગનમાં હોય તો આવતા જેઠ વદ ૧૧ થી ૧૧ દહાડા વર્ષાદની ઝડી થાય. શુદ ૭ થી ૧૨ સુધી દક્ષિણનો વાયુ હોય તો અષાઢ આખો વર્ષે નહીં. વદ ૫ ને દહાડે વાદળાં હોય અને છાંટા પડે તો અષાડ આખો વર્ષે. વદ ૭ થી ૩૦ સુધી ગાજવીજ થાય અને વાદળાં હોય અથવા હિમ પડે તો આવતું વર્ષ સુગાળ થાય. માઘ માસમાં હિમ બહુ પડે તો આવતું વર્ષ સારૂં થાય. ઇતિ માઘ.

## ફાલ્ગુન

ફાલ્ગુન શુદ ૧૫ ને દહાડે રાત્ર અને દિવસ વાદળાં ન હોય તો સારૂં. તે દહાડે ઝાકળ પડે તો બહુ સારો. હોળી પ્રગટયા સમે વાયુ જોવો. પૂર્વ અને ઇશાનનો વાયુ ભેળો અથવા જુદો હોય તો આવતું વર્ષ સારૂં થાય. વાયવ્ય કોણ અથવા પશ્ચિમનો વાયુ હોય તો આવતા વર્ષમાં વર્ષાદ બહુ થાય, પણ વર્ષ સાધારણ થાય. નૈૠત્ય અથવા દક્ષિણનો વાયુ હોય તો આવતા વર્ષમાં દુકાળ પડે. તે વખતે ચારે દિશાથી વાયુ હોય તો આવતા વર્ષમાં પ્રલય જેવા ઉપદ્રવ કરે તેવીજ રીતે અગ્નિકોણ પણ તેમજ કરે. ઇતિ ફાલ્ગુન.

## ચૈત્ર માસ

ચૈત્ર વદ ૩૦ રવિ, ભૌમ અને શનિવારે આવે તો આગળના સારા યોગ વણુસી ગયા અથવા બગડી ગયા એમ સમજવું. ચૈત્ર શુદ ૧૫ ને દહાડે ગ્રહણુ થાય તો સારૂં નહીં, તે દહાડે છાંટા પડે તો છત્રભંગ થાય. કચ્છ સૌરાષ્ટ્રમાં વર્ષાદ થોડો થાય. વદ ૮ વા ૧૪ નો દક્ષિણુ વાયુ જેટલો હોય તેટલોજ વર્ષાઋતુમાં વરસાદ થાય. ઇતિ ચૈત્ર.

## વૈશાખ

વૈશાખ શુદ ૧૫ વાદળાં વગરની સારી. તે દહાડે રવિ અને ચંદ્રને વાડ હોય અને ગ્રહણુ હોય તો ધાન્યાદિનો બમણો ભાવ કરે. વદ ૮ વા ૧૪ નો આકાશમાં વાદળાંનો ઘોળ હોય તે જોવો. ઘોળ વધારે હોય તો વર્ષાદ વધારે થાય. સ્વચ્છ હોય તો ન થાય. થોડાં વાદળાં હોય તો થોડો થાય. ઇતિ વૈશાખ.

## જયેષ્ઠ

જયેષ્ઠ વદ ૧ રવિવારે હોય તો આખું વર્ષ વાયુ લાગે. વદ ૩૦ રવિ, ભોમ અને શનિવારે હોય તો તે વર્ષમાં યુદ્ધાદિકો બહુ થાય. પ્રજામાં મૃત્યુ ફેલાય. જયેષ્ઠ શુદ ૧૫ નું મૂળ નક્ષત્ર હોય અને તે દહાડે થોડા છાંટા પડે તો બહુ સારૂં. એ બેઉ યોગમાંનો એક પણુ ન હોય તો વર્ષાદની તાણુ સમજવી. માઘ માસમાં ટાઢ ન હોય અને જયેષ્ઠમાં ઉષ્ણુતા ન હોય, આર્દ્રા નક્ષત્રમાં વર્ષાદ ન પડે તો અવશ્ય દુકાળ સમજવો. ઇતિ જયેષ્ઠ માસ.

## અષાઢ

અષાઢ શુદ ૧૫ ને દહાડે આકાશ ચોખ્ખું હોય તો સારૂં નહીં. વાયવ્ય કોણનો વાયુ સારો નહીં તેમ પશ્ચિમનો પણ નહીં. તે દહાડે ઇંદ્રધનુષ્ય દેખાય તો દુકાળ પડે. શુદ ૧૫ નો અથવા અંધારી ૩૦ નો પૂર્વનો વાયુ સારો. અગ્નિનો હોય તો તે વર્ષમાં ટીડ આવે. દક્ષિણ વાયુ હોય તો દુકાળ થાય. પશ્ચિમનો વાયુ મધ્યમ ફળ કરે. નૈઋત્યનો વાયુ હોય તો પાકના મૂળમાં કીટાદિકનો ઉપદ્રવ કરે. વાયવ્ય કોણ અથવા ઉત્તરનો વાયુ લાગે તો સારૂં. ચારે દિશાનો વાયુ હોય તો અતિ સારો. શુદ ૮ ને દહાડે ચંદ્ર વાદળામાં દેખાય અને રવિના અસ્ત સમયમાં છાંટા પડે તો વર્ષાદ ઘણો પડે. વર્ષ સારૂં થાય. શુદ ૯ ને દહાડે સૂર્ય ચોખ્ખો અને વાદળાંરહિત દેખાય તો શુદ ૧૧ થી વદ ૨ સુધી દરરોજ સાંજનો વર્ષાદ પડે. ઈતિ અષાઢ.

## શ્રાવણ

શ્રાવણ શુદ ૫ ને દહાડે ગાજવીજ થાય અને વરસાદ વરસે તો સારૂં નહીં. ઈતિ શ્રાવણ.

## ભાદ્રપદ

ભાદ્રપદની ૧૫ દહાડે વાદળાં હોય તો પાછળ ધાન્યાદિકની તેજીની આશા રાખવી નહીં. ઈતિ ભાદ્રપદ.

## આશ્વિનમાસ

આશ્વિન શુદ ૧૫ ચોખ્ખી હોય તો સારી. ધોળ અને વાદળાં હોય તો સારૂં નહીં. વદ ૩૦ રવિ, ભોમ અને શનિવારે હોય તો રોગાદિકનો ઉપદ્રવ કરે. ઇતિ આશ્વિન ઇતિ બારે માસનાં વર્ષા ગર્ભલક્ષણ.

## મેઘવિચારઃ

વર્ષાઋતુમાં જે દહાડે દિવસ ઉગતાં ગરમી કરે અને સાંજે વાયુ ખુલ્લો થાય તો વર્ષાદ પડે નહીં. આખો દહાડો વાયુ હોય અને સાંજે એક પોહોર વાયુ બંધ રહે તો તે વખતે વર્ષાદ થાય. વર્ષાદના દહાડામાં વર્ષાદ ખેંચી જાય તે વખતે કોઈપણ દહાડે ગુરૂવારે સાંજે ઝાડ ઉપર બેઠેલી કોયલ બોલતી દેખાય તો દિવસ ઉગ્યા પહેલાં વર્ષાદ થાય. રવિવારને દહાડે ગરમી લાગે અને પશ્ચિમમાં મંદમંદ વાયુ વાય તો બપોરના વખતે પશ્ચિમ દિશાથી તેતર પક્ષિના રંગ જેવી વાદળી નીકળે તે મધ્યાહ્નની અંદર માસ ૨ નું પાણી આપે. સોમવારે સવારે ઉત્તરનો વાયુ લાગે તો ઘડી બેમાં વર્ષાદ થાય. તે દહાડે સાંજે ઈશાનમાં વીજ થાય અને ઉત્તરનો વાયુ લાગે તો મનુષ્યો જોતાં હોય તેટલામાં પાણી વહી નીકળે. ભોમવારે બહુ તપે, બપોરે દક્ષિણ અને અગ્નિકોણનો વાયુ હોય તો દિવસ અસ્તસમયમાં વર્ષાદ પડે. બુધવારની સવારે પશ્ચિમનો વાયુ હોય અને ગઈ રાત્રે તારા દેખાયા હોય તો સાંજના વખતે ઉત્તર દિશામાં વાયુ નીકળી ધૂવાડાના જેવો ફેલાવ કરી એક નાની વાદળીથી ચાર માસનું પાણી પડે. ગુરૂવારે સાંજ સુધી એક દિશાનો વાયુ હોય તો મધ્યરાત્રે વર્ષે. શુક્રવારે સૂર્ય જોસથી પ્રકાશે અને પવન બંધ થાય, સવારે દક્ષિણમાં ધોળ હોય તો મધ્યાહ્નસમયે વર્ષે. શનિવારે ચારે દિશાનો વાયુ નીકળે, ધૂળ ઉડ્યા કરે અને સાંજનો ઉત્તરનો વાયુ નીકળે તો મધ્યરાત્રિ પેહેલાં વર્ષાદ થાય. ઇતિ મેઘવિચાર.

## તાંત્રોક્તશકુનવિચારઃ।

### હવે તાંત્રોક્ત શુકન કહેવામાં આવે છે.

રવિવારને દહાડે રાત્રિના પાછલા પહોરે દિવસ ઉદય થયા પહેલાં ચંડાળના ઘર પછવાડે જઈ ઉભા રહીને સાંસળવું. તે જે વાણી બોલે તે પ્રમાણે સત્ય થાય.

## ઉદાહરણ

એક પુરૂષે ધાર્યું કે મારી બે સ્ત્રી છે, તે બેઉ બીમાર છે, તે મરશે વા બચશે તેની ખાત્રી કરવા રાત્રિના પાછલે પોહોરે ચંડાલને ઘેર ગયો, પછવાડે ઉભો એટલામાં તેની છોકરી બોલી કે બાપા આપણી બકરીનાં બે બચ્ચાં છે તે કાલથી ધાવતાં નથી. તેમાં એક તો સાંજ અથવા સવારે મરી જશે એમ લાગે છે અને એક બચશે, એવું સાંભળી પેલો પુરૂષ ઘેર ચાલી આવ્યો. તેજ સાંજે એક સ્ત્રી મરી ગઈ. ઇતિ ઉદાહરણ.

સોમવારે પહેલી રાતે હજામને ઘેર જવું, ભોમવારે ધોબીને ઘેર, બુધવારે જૈન મંદિર પછવાડે, ગુરૂવારે બ્રાહ્મણને ઘેર, શુક્રવારે વેશ્યાને ઘેર, અને શનિવારના દહાડે દાસીના ઘેર જવું. ઇતિ તાંત્રોક્ત શકુન.

## सत्यरूपशकुनावलि
## ( સત્યરૂપ શુકનાવલિ )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ओं १ | श्रीं २ | ह्रीं ३ | अं ४ | आं ५ | इं ६ | ईं ७ |
| ङं २४ | चं २५ | छं २६ | जं २७ | झं २८ | ञं २९ | उं ८ |
| घं २३ | पं ४० | फं ४१ | ४२ बं ४३ भं | मं ४४ | टं ३० | ऊं ९ |
| गं २२ | नं ३९ | ५२ हं ५१ सं | ५३ ळं ५४ क्षं | ४५ यं ४६ रं | ठं ३१ | ऋं १० |
| खं २१ | धं ३८ | षं ५० | ४९ शं ४८ वं | लं ४७ | डं ३२ | ॠं ११ |
| कं २० | दं ३७ | थं ३६ | तं ३५ | णं ३४ | ढं ३३ | ऌं १२ |
| अः १९ | अं. १८ | औं १७ | ओं १६ | ऐं १५ | एं १४ | ॡं १३ |

આ શુકનાવલિ જોવાની રીત એ છે કે પવિત્ર થઈ દેવધર્મ સંભાળી કાર્ય ધારી લખેલા અક્ષરમાંથી એક અક્ષરનું ચિંતવન કરવું. તેનું ફળ શુભ વા અશુભ આવશે તે સત્ય સમજવું.

ओं શુભ ૧, श्रीं કાર્યસિદ્ધિ ૨, ह्रीं શુભ ૩, अं વિજય ૪, आं અશુભ ૫, इं ઐશ્વર્ય ૬, ईं શુભ ૭, उं અશુભ ૮, ऊं સ્થાનલાભ ૯, ऋं દ્રવ્યલાભ ૧૦, ॠं પીડા ૧૧, ऌं શુભ ૧૨, ॡं વ્યાધિ ૧૩, एं સિદ્ધિ ૧૪, ऐं અશુભ ૧૫, ओं અર્થલાભ ૧૬, औं અર્થહાનિ ૧૭, अं બહુ પીડા ૧૮, अः સુખ ૧૯, कं લાભ ૨૦, खं અશુભ ૨૧, गं શુભ ૨૨, घं સિદ્ધિ ૨૩, ङं સંતાપ ૨૪, चं વિજય ૨૫, छं અર્થલાભ ૨૬, जं હાનિ ૨૭, झं લાભ ૨૮, ञं અશુભ ૨૯, टं લાભ ૩૦, ठं સુખ ૩૧, डं લાભ ૩૨, ढं ચિંતા ૩૩, णं શુભ ૩૪, तं શુભ ૩૫, थं સિદ્ધિ ૩૬, दं અશુભ ૩૭, धं શુભ ૩૮, नं કલ્યાણ ૩૯, पं નાશ ૪૦, फं લાભ ૪૧, वं શોક ૪૨, भं લાભ ૪૩, मं શુભ ૪૪, यं યશ ૪૫, रं ભય ૪૬, लं શુભ ૪૭, वं નાશ ૪૮, शं સિદ્ધિ ૪૯, षं સંપત્તિ ૫૦, सं નિષ્ફળ ૫૧, हं શુભ ૫૨, ळं મધ્યમ ૫૩, क्षं આરોગ્યસુખ ૫૪. ઇતિ સત્યરૂપશુકનાવલિ.

---

इति श्री सिद्धक्षेत्रनिवासिना शुक्लाचटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणा लिखितया गुर्जरटीकया सहिते मुहूर्तविचारादिबालबोधज्योतिषसारसंग्रहे अष्टमं प्रश्नादिविचारप्रकरणं समाप्तम् ॥ ८ ॥

---

# अथ जातकताजकप्रकरणम् ॥ ९ ॥

## जन्मकालविचारः ॥

उत्तमं च जलस्रावे मध्यमं शीर्षदर्शने ।
पतने तु कनिष्ठं स्यात्त्रिविधं जन्मलक्षणम् ॥ १ ॥

સ્ત્રીઓને બાલક જન્મે ત્યારે પ્રથમ પાણીનું વહેવું થાય છે તે વખતે જન્મવખત માનવામાં આવે તો તે ઉત્તમ મત છે, કારણ કે પ્રથમ દ્વાર ખુલ્લું થઈ બાલકને હવા લાગે છે. ત્યાર બાદ માથું દેખાય છે તે વખતે જન્મવખત માનવામાં આવે તો તે મધ્યમ મત છે અને છેક બાલક બહાર પડયા પછી છોકરો છે કે છોકરી તે નક્કી કરીને જન્મવખત માનવામાં આવે તો તે કનિષ્ઠ મત છે એમ જાણવું. ૧

## अङ्गुलशङ्कोरुपरि इष्टघट्यानयनम् ।

रामाङ्गुलिकृता छाया छाया रामेण संयुता ।
चतुःषष्ठ्या हरेद्भागं लब्धं घट्यादिकं भवेत् ॥ २ ॥

ત્રણ આંગળ માપની સળીથી છાયા માપતાં છાયા જેટલા આંગળ થાય તેમાં ત્રણ જોડી ચોસઠથી ભાગ લેતાં જે ભાગમાં આવે તે ઘટી અને શેષ રહે તે પલ એમ જાણવું. અને તે ઘટી પલ સવારથી મધ્યાહ્ન સુધી હોય તો ગત અને તે ઉપરાંત હોય તો શેષ રહી એમ જાણવું. ૨

## कलाकोपरि इष्टघट्यानयनम् ।

दिनार्धात्प्राग्यदा जन्म तदाऽर्कात्तद्विशोधयेत् ।
सार्धद्विगुणिता घट्यस्ता दिनार्धोन्नितास्तथा ॥ ३ ॥

જો બાર વાગ્યાની અંદર જન્મ હોય તો બાર કલાકમાંથી જન્મના કલાક ને મિનીટ કાઢી નાખતાં જે કલાક મિનીટ રહે તેને અઢીએ ગુણાકાર કરીને દિનાર્ધમાંથી બાદ કરતાં જે આવે તે ઈષ્ટ ઘટી થાય. ૩

राञ्यर्धात्प्राग्यदा जन्म दिनार्धानन्तरं तथा
सार्धद्विगुणिता घट्यस्ता दिनार्धयुतास्तदा ॥ ४ ॥

બપોરના બાર વાગ્યા પછીથી તે રાત્રિના બાર વાગ્યાની અંદર જન્મ હોય તો જેટલા કલાક બાર વાગ્યા ઉપર વધારે હોય તેને અઢીએ ગુણીને તેને દિનાર્ધમાં ઉમેરવાથી જે આવે તે ઈષ્ટ ઘટી થાય. ૪

राञ्यर्धानन्तरं जन्म सार्धद्विगुणिताश्च ताः ।
त्रिंशद्युते दिनार्धे तु युताः स्युर्घटिकास्तदा ॥ ५ ॥

રાત્રિના બારથી સવાર સુધીમાં જન્મ હોય તો રાત્રિના બાર વાગ્યા ઉપર જેટલા કલાક વધારે હોય તેને અઢીએ ગુણીને તેને દિનાર્ધમાં ૩૦ ત્રીશ જોડીને તેમાં ઉમેરવાથી જે આવે તે ઈષ્ટ ઘટી થાય. ૫

## आत्मछायोपरि इष्टघट्यानयनम् ।

छायापादै रसोपेतैरेकविंशच्छतं भजेत् ।
लब्धांके घटिका ज्ञेयाः शेषांके च पलाः स्मृताः ६

પોતાના શરીરની છાયા પોતાનાં પગલાંથી માપવી જેટલાં પગલાં થાય તેમાં છ ( ૬ ) જોડી ૧૨૧ માં ભાગ લેવો. જે ભાગમાં આવે તે ઘટી અને શેષ રહે તે પળ જાણવી. ૬

## रात्रौ इष्टघट्यानयनम् ।

सूर्यभादभ्रमध्यस्थं सप्तोनं खाश्विभिर्हतम् ।
नवभिस्तु हरेद्भागं रात्रेः स्युर्गतनाडिकाः ॥ ७ ॥

રાત્રિએ જે વખતની ઈષ્ટઘટી કરવી હોય તે વખતે આકાશના મધ્યમાં માથા ઉપર જે નક્ષત્ર આવ્યું હોય તેની સૂર્યના મહાનક્ષત્રથી ગણુતાં જેટલામી સંખ્યા થાય તે સંખ્યામાંથી સાત નક્ષત્ર બાદ કરી જે રહે તેને ૨૦ થી ગુણી ૯ નવે ભાગતાં જે આવે તે સૂર્યાસ્તથી ઈષ્ટઘટી જાણવી. તેમાં દિનમાન ઉમેરવાથી સૂર્યોદયાત્ ઈષ્ટઘટી થાય છે. ૭

## लग्नघटीप्रमाणम् ।

मीने मेषे त्र्यष्टपञ्च लग्ननाड्यः पलानि च ।
वृषे कुंभेऽब्धिसप्ताद्रि पञ्चादिङ् मिथुने मृगे ॥ ८ ॥
धनुः कर्के शराः षट्त्रिः सिंहाल्योः शरभूत्रयम् ।
तुलकन्ययोर्बाणाष्टदश नाड्यः पलानि च ॥ ९ ॥

નીચેના ચક્ર પ્રમાણે સમજવું. ૮-૯

## लग्नघटीप्रमाणचक्रम् ।

| लग्न | मेष | वृषभ. | मिथुन | कर्क | सिंह | क. | तु. | वृ. | धन | म. | कुंभ | मीन |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| घटी | ३ | ४ | ५ | ५ | ५ | ५ | ५ | ५ | ५ | ५ | ४ | ३ |
| पल | ५८ | २७ | १० | ३६ | ३१ | १८ | १८ | ३१ | ३६ | १० | २७ | ५८ |

## लग्नानयनम् ।

यत्सूर्यराश्यंशसमानकोष्ठे घट्यादिकं स्वेष्टघटीयुतं च ।
तत्तुल्यघट्यादि भवेद्धि यत्र तत्तिर्यगूर्ध्वांकमितं हि लग्नम् १०

લગ્નપત્રમાં સૂર્યની રાશિ અને તેના અંશના સમાન કોઠાના અંકોમાં ઇષ્ટઘટી તથા પળ જોડતાં જે આવે તેને લગ્નપત્રમાં જોતાં જે રાશિ જે અંશના કોઠામાં આવે તે રાશિનું તેટલે અંશે લગ્ન જાણવું. ૧૦

॥ अथ जन्मपत्रलेखनप्रकारः ॥

स्वस्ति श्रीर्जयो मंगलमभ्युदयश्चास्तु ॥

श्रीगणेशाय नमः ॥ स जयति सिंधुरवदनो देवो यत्पादपंकजस्मरणम् ॥ वासरमणिरिव तमसां राशिं नाशयति विघ्नानाम्॥ ललाटपट्टे लिखितं विधात्रा षष्ठे दिने चाऽक्षरमालिकायाम् ॥ तज्जन्मपत्री प्रकटं विधत्ते दीपो यथा वस्तु गृहान्धकारे ॥ २॥ तारीख़ १३ फेब्रुवारी १९३३ स्वस्तिश्रीमन्नृपविक्रमार्कसमयातीतसंवत् १९८९ तथा च श्रीमद्भूपतिशालिवाहनराज्यकृते शके १८५४ प्रवर्तमाने अंगिरासंवत्सरे उत्तरायनगते श्रीसूर्ये शिशिरऋतौ सन्महामांगल्यप्रदे मासोत्तममासे श्रीशुभकारिणि माघमासे कृष्णे पक्षे ३ घट्यः २३ पलानि ४० परं चतुर्थी जन्मतिथौ चंद्रवासरे उत्त. फा. (१२) घट्यः ३४ पलानि ४० परं हस्तजन्मर्क्षे सुकर्मा घट्यः १ पलानि ० परं धृतिजन्मयोगे तात्कालिके ववकरणे कन्याराशिस्थिते चंद्रे महिषयोनौ देवगणे वैश्यवर्णे मूषकवर्गे मध्य–भागयुंजायां भूमिहंसके आद्यनाडीस्थिते फणिचक्रे एवमादिपंचांगशुद्धावत्रदिने कुंभसङ्क्रान्तेर्गतांशाः १ कलाः विकला समये श्रीसूर्योदयात् गतघट्यः ४१

पलीन २८ समये वृश्चिकलग्नवहमानायामस्यां शुभग्रहावलोकितपुण्योदयवेलायां स्वधर्मपरायणश्रेष्ठिनः धर्मगुरुरविशंकरात्मजजदुरामस्य गृहे अ. सौभाग्यवतीतारागौरीकुक्षौ पुत्रपूर्णानंदरत्नं प्रासूत ॥ अस्याभिधानमवकहडाचक्रानुसारेण पुकाराक्षरोपरि राश्या च कन्यया पुरुषोत्तमभाई, प्रभाशंकर, प्रह्लाद इति जन्मनामानि परं च मातापित्रोर्यथारुचिकरं पूर्णानंदनाम प्रतिष्ठितम् ॥

| अथ जन्मकुण्डलिका ॥ | अथ राशिकुण्डलिका ॥ |
|---|---|







वंशो विस्तरतां यातु कीर्तिर्यातु दिगंतरम् ॥ आयुर्विपुलतां यातु यस्यैषा जन्मपत्रिका ॥ श्रीशुभं भवतु ॥

## उच्चनीचग्रहाः ।

अजवृषभमृगाङ्गनाकुलीरा झषवणिजौ च दिवाकरादितुंगाः ।
दशशिखिमनुयुक्तिथीन्द्रियांशैस्त्रिनवकविंशतिभिश्च तेऽस्तनीचाः

નીચેના ચક્ર પ્રમાણે દરેક ગ્રહો તેટલા અંશે ઉચ્ચ નીચ જાણવા. ११

## उच्चनीचग्रहचक्रम् ।

| ग्रहाः | सू. | चं. | मं. | बु. | गु. | शु. | श. |
|---|---|---|---|---|---|---|---|
| उच्च | १ | २ | १० | ६ | ४ | १२ | ७ |
| अंश | १० | ३ | २८ | १५ | ५ | २७ | २० |
| नीच | ७ | ८ | ४ | १२ | १० | ६ | १ |
| अंश | १० | ३ | २८ | १५ | ५ | २७ | २० |

## द्वादशभावनामानि ।

तनुर्धनं सोदरमित्रपुत्रशत्रुप्रियामृत्युशुभाः क्रमेण ।
कर्मायसंज्ञौ व्ययनामधेयो लग्नादिभावा विबुधैरिहोक्ताः । १२ ।

તનુ (૧) ધન (૨) ભ્રાતૃ (૩) મિત્ર (૪) પુત્ર (૫) શત્રુ (૬) સ્રી (૭) મૃત્યુ (૮) ધર્મ (૯) કર્મ (૧૦) લાભ (૧૧) અને વ્યય (૧૨) આ પ્રમાણે પંડિતોએ બાર ભાવોનાં નામ કહ્યાં છે. ૧૨

## दृष्टिविचारः ।

पादैकदृष्टिर्दशमे तृतीये द्विपाददृष्टिर्नवपञ्चमे च ।
त्रिपाददृष्टिश्चतुरष्टके वा संपूर्णदृष्टिः किल सप्तमे च ॥ १३ ॥
तृतीये दशमे मन्दो नवमे पञ्चमे गुरुः ।
प्रविंशतिर्वीक्षते त्रिश्वांश्चतुर्थे चाष्टमे कुजः ॥ १४ ॥

સૂર્ય, ચંદ્ર, બુધ અને શુક્ર દશમા તથા ત્રીજા સ્થાનને એકપાદ દૃષ્ટિથી, નવમા તથા પાંચમા સ્થાનને દ્વિપાદ દૃષ્ટિથી, ચોથા તથા આઠમા સ્થાનને ત્રિપાદ દૃષ્ટિથી અને સાતમા સ્થાનને સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે. શનૈશ્ચર ત્રીજા તથા દશમા સ્થાનને, બૃહસ્પતિ

નવમા તથા પાંચમા સ્થાનને અને મંગળ ચોથા તથા આઠમા સ્થાનને સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે. એ સિવાયનાં સ્થાનોને એ ત્રણ ગ્રહો પૂર્વદૃષ્ટિથી જુએ છે. ૧૩–૧૪

## भावविचारः ।

यो या भावः स्वामिदृष्टो युतो वा
सौम्यैर्वा स्यात्तस्य तस्याभिवृद्धिः ।
पापैरेवं तस्य भावस्य हानिर्निर्दिष्टव्या प्रश्नतो जन्मतो वा ॥१५॥

પ્રશ્નમાં કે જન્મમાં જે જે ભાવ પોતાના સ્વામીથી યુક્ત હોય અથવા દૃષ્ટ હોય તથા શુભ ગ્રહોથી યુક્ત કે દૃષ્ટ હોય તે તે ભાવની વૃદ્ધિ જાણવી. તેમજ પાપગ્રહોથી યુક્ત કે દૃષ્ટ જે જે ભાવ હોય તે તે ભાવની હાનિ જાણવી. ૧૫

मूर्तौ शुक्रबुधौ यस्य यस्य केन्द्रे बृहस्पतिः ।
दशमेऽङ्गारको यस्य स ज्ञेयः कुलदीपकः ॥ १६ ॥

જેને પહેલા લગ્નભાવમાં શુક્ર અને બુધ હોય, કેંદ્ર (૧–૪–૭–૧૦) ભાવમાં ગુરૂ હોય અને દશમા ભાવમાં મંગળ હોય તો તે કુળમાં દીપકરૂપ પરાક્રમી થાય છે. ૧૬

लग्ने शुक्रबुधौ न स्तः केन्द्रे नास्ति बृहस्पतिः ।
दशमेऽङ्गारको नास्ति स जातः किं करिष्यति ॥१७॥

જેને પહેલા લગ્નભાવમાં શુક્ર અને બુધ ન હોય, કેંદ્ર (૧–૪–૭–૧૦) ભાવમાં ગુરૂ ન હોય તથા દશમા ભાવમાં મંગળ ન હોય તો તે જન્મ લઇને કંઈ પણ પરાક્રમ કરી શકશે નહિ. ૧૭

रिपुस्थाने यदा चन्द्रो लग्नस्थाने शनैश्चरः ।
कुजश्च सप्तमस्थाने पिता तस्य न जीवति ॥ १८ ॥

જેને છઠ્ઠા ભાવમાં ચંદ્ર, પહેલા લગ્નભાવમાં શનિ અને સાતમા ભાવમાં મંગળ હોય તો તે બાળકનો પિતા જીવે નહિ. ૧૮

लग्नस्थाने यदा जीवो धनस्थाने शनैश्चरः ।
राहुश्च सहजस्थाने माता तस्य न जीवति ॥ १९ ॥

જેને પહેલા લગ્નભાવમાં ગુરૂ, બીજા ધનભાવમાં શનિ અને ત્રીજા સહજભાવમાં રાહુ હોય તો તે બાળકની માતા જીવે નહિ. ૧૯

षष्ठे च भवने भौमो राहुः सप्तमसंभवः ।
अष्टमे च यदा सौरिस्तस्य भार्या न जीवति ॥ २० ॥

જેને છઠ્ઠા ભાવમાં મંગળ, સાતમા ભાવમાં રાહુ અને આઠમા ભાવમાં શનિ હોય તેની સ્ત્રી જીવે નહિ. ૨૦

चतुर्थे च यदा राहुः षष्ठे चन्द्रोऽष्टमेऽपि वा ।
सद्य एव भवेन्मृत्युः शङ्करो यदि रक्षति ॥ २१ ॥

જેને ચોથા ભાવમાં રાહુ તથા છઠ્ઠા અને આઠમા ભાવમાં ચંદ્ર હોય તો તે બાળકનું સાક્ષાત શંકર રક્ષણ કરે તો પણ તુરતજ મરણ થાય. ૨૧

अष्टमस्थो निशानाथः केन्द्रे पापेन संयुतः ।
चतुर्थे च यदा राहुर्वर्षमेकं स जीवति ॥ २२ ॥

જેને આઠમા ભાવમાં ચંદ્ર, કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦) ભાવમાં પાપગ્રહ સાથે હોય અને ચોથા ભાવમાં રાહુ હોય તો તે બાળકાં એકજ વર્ષ જીવે. ૨૨

षष्ठेऽष्टमे तथा मूर्तौ जन्मकाले यदा बुधः ।
तुर्ये वर्षे भवेन्मृत्युर्यदि रक्षति शङ्करः ॥ २३ ॥

જન્મવખતે છઠ્ઠા, આઠમા અને પહેલા ભાવમાં બુધ હોય તો તે બાલકનું સાક્ષાત શંકર રક્ષણ કરે તો પણ ચોથા વર્ષમાં મરણ થાય. ૨૩

शनिक्षेत्रे यदा सूर्यो भानुक्षेत्रे यदा शनिः ।
वर्षे हि द्वादशे मृत्युर्देवो वै रक्षिता यदि ॥ २४ ॥

જન્મવખતે શનિના ઘરમાં સૂર્ય અથવા સૂર્યના ઘરમાં શનિ હોય તો તે બાલકનું દેવ રક્ષણ કરે તો પણ બારમા વર્ષે મરણ થાય. ૨૪

दशमेऽपि यदा राहुर्जन्मकाले यदा भवेत् ।
वर्षे तु षोडशे ज्ञेयो बुधैर्मृत्युर्न संशयः ॥ २५ ॥

જન્મવખતે જેને દશમા ભાવમાં રાહુ હોય તો તે બાળકનું સોળમા વર્ષે નિઃસંશય મરણ થાય. ૨૫

भौमभास्करमन्दाश्च शत्रुक्षेत्रेऽष्टमे यदा ।
यमेन रक्षितोऽप्येवं वर्षमात्रं न जीवति ॥ २६ ॥

જન્મવખતે જેને છઠ્ઠા અથવા આઠમા ભાવમાં મંગળ, સૂર્ય તથા શનિ હોય તો તે બાલકનું યમરાજા રક્ષણ કરે તો પણ તે એક વર્ષમાત્ર પણ જીવે નહિ. ૨૬

चतुर्थे च यदा राहुः केन्द्रे भवति चन्द्रमाः ।
विंशेऽब्दे हि भवेन्मृत्युर्जातकस्य न संशयः ॥ २७ ॥

જન્મવખતે જેને ચોથા ભાવમાં રાહુ અને કેન્દ્ર (૧-૪-૭-૧૦)

ભાવમાં ચંદ્ર હોય તો તે બાળક વિશ વર્ષની ઉમર થાય ત્યારે નિ:સંશય મરણ પામે. ૨૭

भृगुपतिसुरपूज्यौ चन्द्रमा केन्द्रवर्ती
बहुसुखधनवृद्धिः कर्मसाम्यं नराणाम्।
रविसुतशशिलग्ने भानुजीवौ त्रिकोणे
क्षितिसुतदशमस्थे राजयोगं वदन्ति ॥ २८ ॥

જે માણસના જન્મવખતે કેંદ્ર (૧-૪-૭-૧૦) ભાવમાં શુક્ર, ગુરૂ અને ચંદ્ર હોય અથવા શનિ અને ચંદ્ર પહેલા લગ્નભાવમાં હોય અથવા સૂર્ય અને ગુરૂ ત્રિકોણ (૯-૫) ભાવમાં હોય અથવા મંગળ દશમા ભાવમાં હોય તો તે રાજયોગ કહેવાય છે. ૨૮

## १ तनुभावफलम्।

लग्नस्थितो दिनकरः कुरुतेऽङ्गपीडां
पृथ्वीसुतो वितनुते रुधिरप्रकोपम्।
छायासुतः प्रकुरुते बहुदुःखभाजं
जीवेन्दुभार्गवबुधाः सुखकान्तिदाः स्युः ॥ २९ ॥

જન્મલગ્નમાં (પહેલા ભાવમાં) જો સૂર્ય હોય તો અંગપીડા, મંગળ હોય તો રક્તવિકાર, શનિ હોય તો બહુ દુઃખ અને ગુરૂ, ચંદ્ર, શુક્ર તથા બુધ હોય તો સુખ તેમજ કાન્તિ આપે. ૨૯

## २ धनभावफलम्।

दुःखावहा धनविनाशकराः प्रदिष्टा
वित्ते स्थिता रविशनैश्चरभूमिपुत्राः।

चन्द्रो बुधः सुरगुरुर्भृगुनन्दनो वा
नानाविधं धनचयं कुरुते धनस्थः ॥ ३० ॥

બીજા ધનભાવમાં સૂર્ય, શનિ અને મંગળ હોય તો દુઃખનો વધારો તથા ધનનો નાશ થાય, પરંતુ ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર હોય તો નાના પ્રકારની ધનની વૃદ્ધિ કરે છે. ૩૦

## ३ सहजभावफलम् ।

भानुः करोति विरुजं रजनीकरोऽपि
कीर्त्या युतं क्षितिसुतः प्रचुरप्रकोपम् ।
ऋद्धिं बुधः सुधिषणं सुविनीतवेषं
स्त्रीणां प्रियं गुरुकवी रविजस्तृतीये ॥ ३१ ॥

ત્રીજા સહજભાવમાં સૂર્ય હોય તો નિરોગી કરે, ચંદ્રમા હોય તો કીર્તિમાન, મંગળ હોય તો અત્યંત ક્રોધી, બુધ હોય તો સવ કાર્યની સિદ્ધિ કરે તેમ ગુરૂ, શુક્ર અને શનિ હોય તો માણસ બુદ્ધિમાન, પરમ ચતુર અને સ્વરૂપવાન્ હોય તેમજ સ્ત્રીઓને પ્રિય થાય. ૩૧

## ४ सुहृद्भावफलम् ।

आदित्यभौमशनयः सुखवर्जिताङ्गं
कुर्वन्ति जन्मनि नरं सुचिरं चतुर्थे ।
सोमो बुधः सुरगुरुर्भृगुनन्दनो वा
सौख्यान्वितं च नृपकर्मरतप्रधानम् ॥ ३२ ॥

ચોથા સુહૃદ્‌ભાવમાં સૂર્ય, મંગળ અને શનિ હોય તો હમેશાં માણસ સુખવિનાનો હોય, પરંતુ ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર હોય તો તે સુખવાળો, રાજ્યકારભારમાં પ્રીતિવાળો અગર પ્રધાન થાય. ૩૨

५ सुतभावफलम् ।

पुत्रे रविः प्रचुरकोपयुतं बुधश्च
स्वल्पात्मजं शनिधरातनुजावपुत्रम् ।
शुक्रेन्दुदेवगुरवः सुतधामसंस्थाः
कुर्वन्ति पुत्रबहुलं सुखिनं सुरूपम् ॥ ३३ ॥

પાંચમા સુતભાવમાં સૂર્ય હોય તો માણસ બહુજ ક્રોધી, બુધ હોય તો થોડાં સંતાનવાળો, શનિ અને મંગળ હોય તો સંતાન વિનાનો અને શુક્ર, ચંદ્ર અને ગુરૂ હોય તો બહુજ સંતતિવાળો તથા સુખી તેમજ સ્વરૂપવાન્ થાય. ૩૩

६ रिपुभावफलम् ।

मार्तंडभूमितनयौ ह्यरिपक्षनाशं
मन्दः करोति पुरुषं बहुराज्यमानम् ।
शुक्रो बुधो हि कुमतिं सरुजं च जीव-
श्चन्द्रः करोति विकलं विफलप्रयत्नम् ॥ ३४ ॥

છઠ્ઠા રિપુભાવમાં સૂર્ય અને મંગળ હોય તો શત્રુપક્ષનો નાશ થાય, શનિ હોય તો રાજાઓ તરફથી મનુષ્યને સન્માન મળે, શુક્ર અને બુધ હોય તો કુમતિ કરે, ગુરૂ હોય તો રોગ કરે અને ચંદ્ર હોય તો વિકળતા તથા દરેક પ્રયત્નો તેમજ ઉપાયો નિષ્ફળ થાય. ૩૪

७ जायाभावफलम् ।

तिग्मांशुभौमरविजाः किल सप्तमस्था
जायां कुकर्मनिरतां तनुसंततिं च ।
जीवेन्दुभार्गवबुधा वहुपुत्रयुक्तां
रूपान्वितां जनमनोहररूपशीलाम् ॥ ३५ ॥

સાતમા જાયાભાવમાં સૂર્ય, મંગળ અને શનિ હોય તો એ માણસની સ્ત્રી કુકર્મી તથા થોડાં સંતાનવાળી હોય અને ગુરૂ, ચંદ્ર, શુક્ર અને બુધ હોય તો એ માણસની સ્ત્રી મનુષ્યોનાં મનને હરણ કરે તેવા રૂપવાળી તથા આચરણવાળી તેમજ બહુ પુત્રસંતાનવાળી હોય. ૩૫

८ मृत्युभावफलम् ।

सर्वे ग्रहा दिनकरप्रमुखा नितान्तं
मृत्युस्थिता विदधते किल दुष्टबुद्धिम् ।
शस्त्राभिघातपरिपीडितगात्रभागं
सौख्यैर्विहीनमतिरोगगणैरुपेतम् ॥ ३६ ॥

આઠમા મૃત્યુભાવમાં સૂર્ય વિગેરે ગ્રહોમાંથી કોઇ પણ ગ્રહ રહ્યો હોય તો તે માણસની બુદ્ધિ ભ્રષ્ટ થાય, કોઈ પણ શરીરના ભાગમાં શસ્ત્ર લાગવાથી તે પીડાવાળો થાય તથા સુખવિનાનો તેમજ બહુ રોગવાળો થાય છે. ૩૬

९ धर्मभावफलम् ।

धर्मस्थिता रविशनैश्चरभूमिपुत्राः
कुर्वन्ति धर्मरहितं विमतिं कुशीलम् ।

૨૧ ઉત્તરાષાઢા નક્ષત્ર કાણું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ દક્ષિણ દિશાએ ગઈ, દિવસ ૩ માં જડે, બંદિવાન દિવસ ૨૦ માં છટે અને રોગી દિન ૨૦ માં સાજો થાય.

૨૨ અભિજિત્ નક્ષત્ર ચીપડું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પશ્ચિમ દિશામાં ગઇ તે પાછી હાથ લાગે નહીં, બંદિવાન બંધનથી છૂટે નહીં, અને રોગી મહાકષ્ટથી જીવે.

૨૩ શ્રવણ નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી જણસ ઉત્તર દિશામાં ગઈ, તે તુરત જડે, બંદિવાન તુરત બંધનથી મુક્ત થાય અને રોગી ક્ષેમપૂર્વક સાજો થાય.

૨૪ ધનિષ્ઠા નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પૂર્વદિશામાં ગઇ, ફરી દિવસ ૧૧ માં હાથ લાગે, બંદિવાન દિવસ ૧૬ માં છૂટે અને રોગી દિન ૧૨ માં સાજો થાય.

૨૫ શતભિષક્ નક્ષત્ર કાણું છે, તેથી તે દિવસમાં ગએલી જણસ દક્ષિણ દિશાએ ગઈ, તે દિવસ ૧૫ માં પાછી હાથ લાગે, બંદિવાન થયો છૂટે નહીં, અને રોગી મરી જાય.

૨૬ પૂર્વાભાદ્રપદા નક્ષત્ર ચીપડું છે, તેથી તે દિવસે ગએલો પદાર્થ પશ્ચિમ દિશાએ ગયો, ત પાછો દિવસ ૨ માં હાથ લાગે, બંધાયો છટે નહીં અને રોગી ક્ષેમપૂર્વક સાજો થાય.

૨૭ ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી જણસ ઉત્તર દિશામાં ગઈ, તે પાછી દિવસ ૪ માં હાથ લાગે, બંદિવાન બંધનથી મુકત થાય અને રોગી સુખપૂર્વક સાજો થાય.

૨૮ રેવતી નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પૂર્વ દિશામાં ગઈ, તે પાછી દિવસ ૧૩ માં હાથ લાગે, તે નક્ષત્રને દિવસે કેદમાં પડયો કે રાજ્યના ગુન્હામાં પકડાયો હોય તો દિવસ ૨૮ માં છૂટી જાય અને તે નક્ષત્રના દિવસે માંદો પડયો હોય તો દિવસ ૧૨ માં સાજો થાય.

## ग्रहशान्त्यर्थविचारः ॥

देवब्राह्मणवंदनाद् गुरुवचःसंपादनात्प्रत्यहं
साधूनामभिभाषणात्कतिपयश्रेयःकथाकर्णनात् ॥
होमादध्वरदर्शनाच्छुचिमनोभावाज्जपाद्दानतो
नो कुर्वंति कदाचिदेव पुरुषस्यैवं ग्रहाः पीडनम् ॥६४॥

જ્યારે પોતાને ગ્રહદશા નબળી હોય અથવા દશા અન્તરદશા ારી ન હોય ત્યારે ગ્રહદોષશાન્ત્યર્થે આટલું કર્મ અવશ્ય કરવું ાઈએ. પોતાના ઇષ્ટ દેવતા અને બ્રાહ્મણને દંડવત્ વંદન (પ્રણામ) રવાથી, ગુરૂની આજ્ઞાનું પાલન કરવાથી, દરરોજ મહાત્મા ાધુ-સંન્યાસી પુરૂષોની સાથે વાર્તાલાપ કરવાથી, કેટલીએક પર-ાત્માના ગુણાનુવાદવાળી કથાઓ સાંભળવાથી, સૂર્યાદિ ગ્રહોની ાન્ત્યર્થે મંડપ બનાવી તે મધ્યે કુંડ કરી, ગ્રહવેદીની રચના કરી મધ્યે સૂર્યાદિ ગ્રહોનું પૂજન કરી ગ્રહોની જપસંખ્યા પ્રમાણે ૅપ કરી તેનો દશાંશ જવ-તિલ-સમિધ-ઘૃતયુકત હોમ કર-ાથી, યજ્ઞનારાયણના દર્શનથી, મન શુદ્ધ હોવાથી, અનુષ્ઠાન રવાથી તથા સૂર્યાદિ ગ્રહોનું દાન આપવાથી, પુરૂષોને કદીપણ ૂર્યાદિ ગ્રહો પીડા કરતા નથી. ૬૪



# भडलीवाक्यप्रारंभः ।

### સાખી

.નામ ગણાવે ગરભનું, જોયે એમ સહદેવ; ગરભ કહે તે જાણજો, માસ માસમાં એવ.

### ચોપાઈ.

વાદળ વાયુ વિજ વરસંત, કડકે ગાજે હપલ પડંત; ધનુષ અને પરીવિષે જાણ, હીમ પડે દશ ગરભ પ્રમાણ.

---

### ૧ કાર્તિક માસની સાખી

કાર્તિક સુદિ પડવા દિન, હોય જો બુધવાર; વરસ હોય તે કરવર, ન કરીશ વળી વિચાર. દિવા વિતી પંચમી, આવે આદિતવાર; ધન કણ રાખી સંગ્રહો, જગનાં સકળ નરનાર. માળવડે મરકી થશે દક્ષણમાં ઉત્પાત; પૂર્વે વિગ્રહ જાગશે, ખળભળશે ગુજરાત.

### ચોપાઈ

કાર્તિક સુદિ બારસે દેખ, માર્ગશીર્ષ સુદિ દશેમ પેખ; પોષ સુદિ પાંચમ રવિવાર, માઘ સુદિ સાતમ નિર્ધાર. તે દિન જો મેઘો ગાજંત, માસ બાર અંબર વરસંત.

### સાખી

કાર્તિક સુદિ એકાદશી, વાદળ વિજળી હોય; આષાડે ભડલી કહે, વરખા સાચે જોય. કાર્તિક સુદિ પૂર્ણિમા, જો કૃતિકા કદિ હોય; તેમાં વાદળ વિજળી. જોગ જોગશું જોય. કાર્તિક પૂનેમ કૃત્તિકા, અદકી હોયે જેમ; પળો વધે જે વરસમાં, ભારે વરખા તેમ.

### ચોપાઈ

જુઓ જોષી કાર્તિક અમાસ, રવિ શનિ ભોમે જો વાસ; સ્વાતિયોગ આયુષ તે પાસ. કાળ કરાવે નાસાનાસ સુદિ બારસ મેઘો જો હોય, આષાઢ માસે વરસે તોય; માસ અવર પણ વરસે જાણ, કહે ભડલી સાચુ પ્રમાણ.

---

### ૨ માગશર માસની સાખી

મેઘ માર્ગશીર્ષ વદિ આઠેમ, હોય મેઘ શ્રાવણમાં નેમ; વદી દશમી ને પોષ માસ શ્રાવણ વદી દશમીએ વાસ.

### સાખી

જેષ્ટા માર્ગશીર્ષમાં, વળી તપે જો મૂળ બોલે ભડલી એમ જે, નીપજે અન્ન અનુક્ષ માર્ગશીર્ષ આઠમ ઘટા, વિજ સમેની હોય તો શ્રાવણ વરસે ભલો, સાખ સવાઈ જોય.

---

### ૩ પોષ માસની સાખી

પોષ સુદ્રીની સપ્તમી, ને આઠમે ગાજ ગર્ભ હોય તે જાણજે. સરશે સઘળાં કાજ પોષ માસની સાતમે, નભે પાણી નવ હોય વરસે આર્દ્રા સહી. જગ સ્થળ એકજ જોય પોષ વદી જો સાતમે, આભ વિજળી છાય શ્રાવણ સુદિ પૂર્ણિમા, નિશ્ચય વરસા થાય પોષ વદી દશમી દિને, વાદળ ચમકે વીજ

પુનમ[1] અમાસે શ્રાવણે, જળ વરસે ધરી ખીજ. ( પોષ વદની તેરશે, ચોદશ વાદળ હોય; પુન્યમ અમાસ શ્રાવણી, જળધારા અતિ જોય. ) પોષ અમાસે મૂળથી, સારા ચારે માસ; નિશ્ચય બાંધો ઝુંપડાં, વસો સુખેથી વાસ. શનિ, આદિત્ય ને મંગળે, પોષ અમાસે હોય; બમણા ત્રમણા ચોગણાં, ધાન્ય મોંઘાં હોય. સોમ, શુક્ર ને સુરગુરૂ, પોષ અમાસે હોય; ઘર ઘર હોય વધામણાં, બુરા ન માને કોય. ધનનો સૂરજ હોય તવ, મૂળાદિક નવ રક્ષ; મેઘ સહિત જો જોઈએ, વરસા તો પ્રત્યક્ષ.

---

### ૪ મહા માસની સાખી

મહા જો પડવે ઉજળી, વાદળ વાયુ બેય; તલ અને સરસવ ખરે, અતિશે મોંઘાં કહેય. મહા અજવાળી બીજ દિન, વાદળ વિજળી જોય; તો ભાખે ભડલી ખરૂં, અનાજ મોંઘાં હોય. અજવાળી ત્રીજને દિને, વાદળ વિજળી પેખ; થઉં જવનો સંગ્રહ કરો, મોંઘું હરોજ દેખ. મહા ઉજળી ચોથનો, મેહ વાદળે હોય; પાન નાળીએર બેઉ એ, મોંઘાં સાચે જોય. પાંચમ અજવાળી દિને, વાયુ ઉત્તર વાય; તો જાણો કે ભાદરવો, જળ વીણ કોરો જાય.

### ચોપાઈ

મહા માસમાં ન પડે શીત, મોંઘું જાણો અન્ન ખચીત; પંચ હોય મહામાં રવિવાર, તો જોશી તું કાળ વિચાર.

### સાખી

અજવાળી છઠ મહાતણી, વાર હોય જો ચંદ્ર; તેલ ઘી સોંઘું નહી, ભાવે સાચો છંદ. ગાજે નહી મહા છઠ દિને, મોંઘા હોય કપાસ; સાતમ પેખો નિરમલી, તો નવ સારી આશ. મહા સુદિ જો સપ્તમી, સૂર્ય નિર્મળો હોય; ભડલી ભાખે એમ જે, જળ વીણ પૃથ્વી જોય. સપ્તમી મહાની ઉજળી, વાદળ મેઘ કરંત; અષાડમાં ભડલી કહે, ઘણો મેઘ વરસંત. મહા સુદિ જો સપ્તમી, હેમ વીજળી હોય; વરસે ચારે માસમાં, શોચ કરો નવ કોય. મહા સુદિ જો સપ્તમી- સોમવારી દીસંત; કાળ પડે રાજા લડે, નર સઘળાજ ભમંત. મહાની સાતમ ઉજળી, આઠમ વાદળ હોય; અષાડમાં તો ધુમીયા, વરસા જોશી જોય.

### ચોપાઈ

ચંદ્ર આઠમે નિર્મળ હોય, વાદળમાં સૂરજ જો જોય; તો નાસે રાજા ભય લે, એમ કહે જોશી સહદેવ.

### સાખી

મહાની નવમી નીરમળી, તો સુકો અસાડ; કણ વેચી પોનુ કરી, ભડલી કહે દુઃખ કહાડ. અથવા નવમી નીરમળી, વાદળ કરે વિશાળ; ભાદરવે જળ આવશે, સરોવર ફોડે પાળ. અથવા નવમી નીરમળી

[1] તો વરસે ભડ ભદ્રવો, સાચુ ખેલો ત્રીજ. પાઠાંતર.

વાદળ રેખ ન હોય; તો શ્રાવણ સુકો જશે, મેહ બુંદ નવ હોય. મહા નવમીનો ચંદ્રમા, મંડળ સહિતે વાસ; આષાઢમાં તો વરસશે, મુધીરા નહિ વિશ્વાસ. વાદળ મહા સુદ પૂનમે, ઝાઝા પોહોરજ હોય; ચોમાસાના ચારમાં, ક્રમથી મોંઘાં હોય. મહા સુદિ પૂનમ દિને, ચંદ્ર નિર્મળો હોય; પશુ વેચી કણ સંઘરો, કાળ હળાહળ સોય. મહા અંધારી સાતમે, મેઘ વીજ ચમકંત; માસ ચારે વરસશે, ન કરો કો પણ ચંત. અંધારી નવમી મહા, મૂળ અર્ક તે વાર; ભાદરવા નવમી વદી, વરસે જળ નિરધાર. અમાસ વાદળું હોય તો, કંઇ ભાતે વેચાય; ભાદરવાની પૂનમે, ચાર[1] પોહોર વરસાય.

---

### ૫ ફાલ્ગુન માસની સાખી

ફાગણને પડવે વળી, શતભિષા કંઈ હોય; તો તો કાળ પડે નક્કી, કહે સુકાળ ન કોય. ફાગણ સુદની સપ્તમી, આઠમ નોમ ગાજંત; અમાવાસીયા બાઢવી, વરસા તો વરસંત.

### હોળી વિષે ચોપાઈ

હોલી દિનનો કરો વિચાર, શુભ અને અશુભ ફળ સાર; પશ્ચિમનો વાયુ જો વાય, સમય એજ સારો કહેવાય. વાયુ જો પૂરવનો વાય, કોરો ને કંઈ ભીનો જાય; દક્ષિણ વાયુ ધનનો નાશ, એ સમય નવ ઉપને ઘાસ. ઉત્તરનો વાયુ બહુ હોય, પૃથ્વી પ પાણી બહુ હોય; જો વંટોળો ચારે વાય પ્રજા દુઃખમાં ઝુરે રાય. જો વાયુ આકાશે જાય, પૃથ્વી રણસંગ્રામ બનાય; ફાગણ પૂનમને દિન, હોળી સમયે પારખ કીન.

### સાખી

ફાગણ વદી જો બીજ દિન, વાદળ હો ન વિજ; વરસે શ્રાવણ ભાદરવો, સો ખોળો ત્રીજ. મંગળવારી અમાસને ફાગણ ચેતી હોય; પશુ વેચી કણ સંગ્રહે પોષ દુકાળો હોય. શુક્ર અસ્ત જો હોય વળ કદી પણ ફાગણ માસ; ભડલી તું કહું તને, કણબી ન પીયે છાસ. પાંચ મંગળ ફાગણે, પોષ પાંચ શનિવાર; કાળ પ ભડલી કહે, વિરલા ઉગરે ધાર.

---

### ૬ ચૈત્ર માસની સાખી

ચઇત્રે દશ નક્ષત્ર જો, વાદળ વિજ હોય; ભડલી તો એમજ ભણે, ગર્ભ ગળ સહુ કોય. તિથિ વધે તો તૃણ વધે, નક્ષ બહુ ધાન; યોગ વધે તો રોગ બહુ, પહેલે દિને એ માન. નેત્રે પાણી ખરનેડે, મૃગશિ વાયુ વાય; જેષ્ઠનું આને પુનર્વસુ, એટલુ અન્ન વેચાય.

### ચોપાઇ

અજવાળી પખ ચંદ્રજ ભાખ, આ દિવસ વરસના રાખ; નવમીને દિને વિજ

---

૧ લીલાલહેર વરતાય. પાઠાંતર

મેઘાસોર. ઘોરી અષાડી પંચમી, વાદળ હોય ન વીજ; વેચો હળ બળદને, નીપજે કાંઇ ન ચીજ. સુદી અષાડી સપ્તમી, શશી જો નિર્મળ દેખ; જા પીયુ તું તો માળવે, ભીખ માંગવી પેખ. નવે અષાડી વાદળે, જો ગરજે ધનઘોર; ભડલી ભાખે જોશશી, કાળતણું ઘણું જોર. અષાડ સુદી નવમી દિને, નિર્મળ ઉગે સૂર; ભરે બહુ આભાં કરે, મેહ હોય ભરપૂર. જાણ ખરૂં ભડલી કહે, માસ ચાર વરસેય; શોચ ન હવે કો કરો, જોશી શુંજ કરેય. આષાડ સુદી નવમી દિને, વાદલડાનો ચંદ; તો ભણે ભડલી ખરૂં, ભોમ ઘણો આનંદ. શનિ રવિ ને મંગળે, જો પોઢે જદુરાય; અન્ન બહુ મોંઘું સહી, દુઃખ પ્રજાને થાય. સુદી આષાડે બુધનો, ઉદય થયો જો દેખ; શુક્રઅસ્ત શ્રાવણ થયો, મહા કાળ અવરેખ. આષાડી પુનમ દિને, વાદળ ભીનો ચંદ; તો ભડલી જોશી કહે, સઘળા નર આનંદ. આષાડી પૂનમ કહી, નિરમળ ચંદ્રાભાસ; પીયુ તું તો જા માળવે, હું દુઃખમાં કરૂં વાસ. આષાઢી પૂનમ દિને, ગાજવીજ વરસંત; હોય ન લક્ષણ કાળનાં, આનંદે તો સંત. આષાડે બુધ ઉગમે, શુક્ર શ્રાવણે માસ; ભડલી હું તુજને કહું, કણબી પીએ છાશ.[૧] જેઠ ગયો આષાડ ગયો, શ્રાવણીયા તું જા; ભાદરવે જળ રેલશે, છઠે અનુરાધા. ચિત્રા સ્વાતી વિશાખડી, આષાડ વરશે માસ; ચાલો નરો વિદેશડે, સુકાળની શી આશ ! પૂર્વાષાડાસું ત્રણે, દિન હોય શુભ વાર; ઘર ઘર હોય વધામણાં, ઘર ઘર મંગળ ધાર.

### ચોપાઇ

આષાઢી પૂનમની સાંજ, દિન વાદળ હોયે નભમાંય; પૂર્વ દિશા ઉત્તર ઈસાન, જોરે વહેતો સમયો માન. અગ્નિ નૈઋત્ય વાયુ કોણ, નાશે સઘળો પવન જાણ; દક્ષિણ પશ્ચિમ આવો એવ, કહે જાણ્યો જોશી સહદેવ.

---

## ૧૦ શ્રાવણ માસની સાખી

શ્રાવણ પહેલી ચોથમાં, જો મેઘો વરસાય; ભડલી ભાસે મુજને, વૈસાખ સવાઈ જાય. શ્રાવણ સુદીની પંચમી, પવન ચાલતો વાય; ભડલી કહે દેશે ભલું, ગાને પક્ષિ વસાય. શ્રાવણ પહેલી પંચમી, જોરે ધડુકે મેહ; ચાર માસ વરસે સહિ, સહદેવ નિઃસદેહ. શ્રાવણ શુકલા સપ્તમી, સ્વાતીનો જો યોગ; ખોળ નીર ને અન્ન ઘણાં, ભડપાગા સંજોગ. શ્રાવણ પહેલી પક્ષમાં, દશમે રોહિણી હોય; અનાજ મોંઘું અલ્પ જળ,

---

૧ છાશતણી શી આશ ?

૨ ખાખ વસાઇ જાય.

વિરલા જીવે કોય, શ્રાવણ સુદિ પક્ષમાં, જો એ સહુ દરશાય; કહે ભડલી ક્ષત્રી લઢે, મરે પૃથ્વીનો રાય, શ્રાવણ વદી એકાદશી, જેટલી રોહણી હોય; સામો નિપજે તેટલો, ચિંતા ન કરો કોય. કરે કૃત્તિકા કરવર, રોહિણી કરે સુકાળ; જો મૃગશિર આવે કદિ, દુકાળ તું સંભાળ. શ્રાવણ વદી એકાદશી, ગરજે મેઘ અધરાત; જાઓ ઝટ પીયુ માળવે, જઈશ હું ગુજરાત. શ્રાવણ વદી એકાદશી, વાદળ ઉગે સુર; ભડલી તો એમજ ભણે, ઘર ઘર વાજે તુર. ચિત્રા સ્વાતી વિશાખડી, શ્રાવણ નવ વરસંત; અન્ન તુરત સહુ સંગ્રહો, બમણું મૂલ્ય કરંત. કર્કજ ભીજે કાંકરો; સિંહ અભીનો જાય; ભડલી તો એમજ ભણે, કીડી ફરી ફરી ખાય. મીન શનિશ્ચર કર્ક ગુરૂ, તોળા મંગળ હોય; ઘઉં ગોરસ ને ગોરડી, વીરલા વિલસે કોય. હોય શનિશ્ચર મીનનો, કે તોળાને હોય; વિગ્રહ રાજા ક્ષય પ્રજા, વિરલા જીવે કોય.

### ચોપાઈ

કૃષ્ણપક્ષ શ્રાવણમાં દેખ, તોળા મંગળ હોય વિશેષ; કરક રાશિએ ગુરૂ જો થાય, શુક્ર સિંહ રાશિ સોહાય; કાલ નહિ નવ વરસા જાણ, કાંઈ ન ઉપજે ભડલી વાણ.

### મંગળ અને ગુરૂની સાખી

મંગળ રથ આગળ અને, ચાલે પાછળ
સૂર; મંદ વૃષ્ટિ તો જાણિએ, વરસા ન
ભરપૂર. મંગળ આગળ પછી રવિ,
આષાડે માસ; ચોપદ નાસે ચાર દિ
વીરલે જીવ્યા આશ. આગળ રવિ પાછ
કદિ, ચાલ્યો મંગળ જાય; તો વરસે અ
મોકળું, હરશ ઘણેરો થાય. આર્દ્રા ભર
રોહિણી, મઘા ઉત્તરા દિન; જો મંગ
અટ્યો લહે, વરસા તોલે છીન. તે
વરણી વાદળી, કાજળ વરણી રેખ;
વરસે એ ઘર કરે, ભડલી તું એ દેખ. પ
થકયાં તેતર લવે, ગુરૂ હાંસજાદે ને
ભડલી તો એમજ ભણે, તે દિન વર
મેહ. મઘાદિ પાંચ નખેતરે, પશ્ચિમ ગુર
જોય; ભડલી ચેતો પહેલથી, પાણી પૃ
ન હોય.

---

### ૧૧ ભાદરવા માસની સાખી

ભાદરવા સુદી પંચમી, યોગ સ્વાતિ
હોય; શુભ જોગે એ બે મળે, મંગળ વ
જોય. ભાદ્ર માસ અજવાળીયો, લખો
રવિવાર; ભડલી ભાખે એમ જે, સા
બલી નિરધાર. દિન ઉગતો ભાદર
અમાસ ને રવિવાર; ધનુષ્ય ઉગે પશ્
હોય જ હાહાકાર. ભાદરવો જળ દેલ
છડે અનુરાધા હોય; ગર્ભ ઉભા પુર ના
વરસા ભડલી જોય.

### ૧૨ આસો માસની સાખી

સ્વાતિ દિવા જો બળે, વિશાખા
ગાય; ઘણાક ભડલી રણ ચડે, ઉપજ સા

---

अत्र स्थापनार्यं २४२ पृष्ठे सूचितं विशोत्तरीदशाचक्रं ३०० तमे पृष्ठे द्रष्टव्यम् ।

ન સાય. આસો વદી અમાસડી, જો આવે શનિવાર. સમય આવશે આકરો, જોશી જોશ વિચાર.

### ચોપાઈ

મૂળ નક્ષત્રે પાણી હોય, શ્રવણ વળી રાખીતું જોય; જો ચિત્રામાં ખેલે ગાય, તો સાખી નવ ખાલી જાય; વિજયદશમ જે વારી હોય, સંવત્સરનો રાજા સોય.

---

## વર્ષાગર્ભવિચાર

### સાખી

જળચર જળ ઉપર ભમે, ગો નભ ભણી જોવંત; ભડલી તો એમજ ભણે, જળધર જળ મેલંત. પિતળ કાંસા લોહને, જે દિન કાળપ હોય; ભડલી તો તો જાણજે, જળધર આવે સોય. હોય પાણી કળશે ગરમ, ચલ્લીયો ધૂળે નાય; ઈંડાળી કીડી દીસે, તો વરસા બહુ થાય. બોલે મોર મહાતુરો, હોય ખાટી છાસ; પડે મેઘ મહી ઉપરે, રાખો રૂડી આશ. પ્રાતઃસમે ડર ડબરા, રાત્રી ઉજળી હોય; સૂર્ય તપે બે પહોરમાં, દુકાળ તો તું જોય. શુક્રવારી જો વાદળી, રહે શનિશ્ચર છાય; ભડલી તો એમજ ભણે, વિણ વરસા નવ જાય. રાતે બોલે કાગડા, દાહડે રૂવે શિયાળ; તો ભડળી એમજ કહે, નિશ્ચે પડશે કાળ. રવિ અંગારો સુરગુરૂ, શશી શુક્ર પરિવેશ; દિન જો ચોથે પાંચમે, રૂધિર વહો ગણી લેશ. ઉગે સૂર્ય પશ્ચિમ દિશા, ધનુષ ઉગતો જાણ; તો દિન જો ચોથે પાંચમે, રૂડા મૂળ મહિમાણ. ઉતરા ઉત્તર આપીઓ, હસ્ત મોડી મુખ જાય; ભીંજે ચિત્રા જો કદી, પ્રજા સુખી તો થાય. ધનનો સુરજ હોય તો, મૂળાદિક વરસંત; ગરભ સહિત જો જોઈયે, વરસાની નહીં ચંત.

### ચોપાઈ

વિત્યા વરસંત ત્રિગણા ઘાટ, ધરતી માંહી ગયા જો અવાટ; ભાગ સાતનો લેતાં હોય, લક્ષણ તો વરસાનાં જોય. સોધ્યું શૂન્ય વધે કે ચાર, પાંચ વધે ત્રણ કાળ ધાર; ખટ બે એક છે સમ ભાવ, એવી જોષી સાખ બતાવ.

---

## સંક્રાંતિવિચાર

### સાખી

જે વારે રવિ સંક્રમે, અમાવાસ્યા હોય ખપર હાથે જગ ભમે, વિખ ન શોળે કોય જે વારે રવિ સંક્રમે, સાતે ચોથે વાર અશુભ ટાળી શુભ કરે, જોષી જોષ વિચાર બીજે ત્રીજે કરવર, કુસુમ રસ મોંઘાય પહેલે છઠ્ઠે આઠમે, પૃથ્વી પ્રલે થાય શિયાળે સુતી ભલી, બેઠી વરસા કાળ ઉનાળે ઉભી ભલી, ચોખો કરે સુકાળ; રિકતા તિથિ ને કર દિન, બપોર આગળ

પ્રાત; સંક્રાંતિ તે જાણવી, સંવત મોંઘા જાત. જ્યેષ્ટા આરદ્રા શતભિષા, સ્વાતિ શ્લેષા માંહી; સંક્રાંતિને જાણજો. મોંઘું અંન વેચાહી.

### ચોપાઇ

કર્ક સંક્રાંતિ મંગળવાર, મકર સંક્રમી શનિજ વિચાર; પંદરમુહૂર્ત વારી હોય, દેશ ઉજડ કરે તું જોય.

### સાખી

પુનર્વસુ ને રોહિણી, વિશાખા ત્રણ ભાળ, ઉતરામાં જો સંક્રમે, કથે મૂર્તિ એ પિસ્તાળ.

### ચોપાઇ

ભરણી આરદ્રા અશ્લેષ, સ્વાતિ શતભિષા ગણી લેશ; સંક્રમશે જો જ્યેષ્ટામાંય, મૂર્તિ એ દશ પંચક થાય.

### સાખી

શેષ નક્ષત્રો જે રહ્યાં, મૂર્તિ ત્રીશે જાણ; સંક્રાંતિ મૂર્તિ કહે, બારતણું જ પ્રમાણ. યુક્તવાર એકે કરો, લાભ તિથિમાં જાણ; ઘડી આદિ દશ પંચશું, સંક્રાંતિ મન આણ. નક્ષત્રો એ રીતશું, આંક મેહનાં એહ; એ રીતે ગણતાં કહું, નક્ષત્ર રવિતું જેહ. વેદવારમાં દિજીયે, તિથિમાં સાત મુકાય; સાઠે સંવત્સર થશે, ચોદ ઘડી જોડાય. સંવતાંશ રાશી ન્યૂન છે, વરસ પાંત્રીસે જાણ; શેષ રહ્યા તે શાંકય છે, નિશ્ચય કહું છું વાણ. શકમાં ત્રણને ભેળીએ, ભાગ્ય પદારથ કામ; શેષ કહે તે સાંભળો, કહીયે મેઘનું નામ. અવતિકા એકે લહો, સવતિકા બીજેજ; ત્રણ વધતા તે પુષ્કરા, વેદે દ્રોણ લીજેજ. બાર ગણો સહુ કરો, ઓગણીસે ધ્યો ભાગ; શેષ રહે તે સાંભળો, અધિક માશનો લાગ. કૃષ્ણ પક્ષ જે માસમાં, પાંચમ દિન સંક્રાંત અધિક માસ તે આવશે, પંચાંગે નહીં શાંત. વરસ રાજ ગુરૂ રાશિનો, દોનુ મેલીયે અંક; નેત્ર ગણા તેને કરો, ધરો પાંચ નિશંક. અંક સર્વ ભેગા કરી, પંદર ભાગે લેજ; શેષ રહે તે સુણજો, સર્વ આયપત એજ. અંક ભાગ લેતા રહ્યા, શેષ આંકડા હોય; નેત્ર ગણા તેને કરો, પંચ મેળવો સોય. લેતાં પંદર ભાગથી, વરો વધેથી જાણ; પરકાર એથી કીજીયે, બારે રાશિ પ્રમાણ. શુદ્ધ પડવે જે ચઈત્રની, જે વારી તે રાય; મેષે મંત્રી જાણજો, કર્ક અનેશો થાય. આરદ્રા જે વાર છે, મેઘાધિપતિ એહ; પરભવે સંક્રાંતિ તુલે, રસાધિપતિ તેહ. ધન ધાને પશ્ચાતમાં, મકર ફળાધિપતિ જાણ; ત્રણ કરકથી જાણવો, દંડપતિ મન આણ. દીવાળી જે વારમાં, ધનાધિપતિ તે થાય; કાર્તિક સુદની પંચમી, કોટવાલ કહેવાય. પડવો સુદિ આસો તણો, સેનાનાયક સોય; મિન દુરગે ધ્યો કીજીયે, કાળી રોહણી હોય.

### ગ્રહણસાર

જે નક્ષત્રે રવિ તપે, અમાવાસ્યા હોય; પંડિવા સાજી જો મળે, સૂર્ય ગ્રહણ તવ જોય. ચંદ્ર થકી રવિ સાતમે, રાહુ થકી એકાંત; ચંદ્ર પર્વ એ જાણજે, વણ વરત્યાંની ભ્રાંત. ચંદ્ર થકી રવિ વેગળો, પર્વ એટલી ઘડી ધાર; મેહેનત ઝાઝી ના કરીશ, હઈડે હામ ઉતાર.

### ચોપાઇ

માસ કૃષ્ણ ને ત્રીજ અંધારી, લેજે જોતિષ તુંજ વિચારી; તે નક્ષત્રે જો હોય પૂનેમ, ગ્રહણ હોય ન રાખીશ વહેમ. કર્કી રાશિએ મંગળવાર, ગ્રહણ પડ્યા દુરભ વિચાર; ગુરૂવારે ધનવતો વરસાય, સ્થાવર વારે રાજા જાય. એક માસમાં ગ્રહણ બેય, નિશ્ચે અંત મહરગો કહેય; આથમતો ઉગીયોજ ગ્રહાય, એ ચોખા નવ સાખી કથાય.

### સાખી

આરદ્રા ભદ્રા કૃતિકા, શ્લેષાજ મઘાય; ચાંદો ઊગે બીજ નો, નર સુખ શુંય કરાય.

### ચોપાઇ

મઘા મૂળ અનુરાધા એવ, પુષ્ય પુનર્વસુ જો શનિદેવ; હાહાકાર મચે પ્રચંડ, ભડલી પડશે કાળ પ્રચંડ.

### શનિચક્રભાવ

શનિચક્રની કહું સાંભળ વાત, મેષ રાશિ ફી જઈ ગુજરાત; વૃષમાં કરે નિરોધા ચાર, જાણો ગઢ આબુ ગિરનાર. મિથુને પીંગળ ને મૂલતાન, કર્ક કાશ્મિર ખોરાસાન; જો શનિ સિંહા કરી સિરંગ, ગઢ દિલ્હી તો હોયે જંગ. જો શનિ કન્યા કરે નિવાસ, તો પૂર્વે કંઈ માલવ નાશ; તુલા વૃશ્ચિકે જો શનિ જાય, મારવાડે માહ મોટી લાય. મકર કુંભમાં જો શનિ થાય, આપ્યું અનાજ કોઈ ન ખાઈ; જો ધન મીન શનિશ્ચર જાય, પર્જન્ય હોય પાણી ન વરસાય.

### સાખી

ગણ નવ ત્રણસેં સાઠ દિન, ના કર લગ્ન વિચાર; ગણ નવમી આશાડની, વદી હોશે કુણ વાર.

### ચોપાઈ

ઉગે ભોમ જળ રવિ અકાળ, બુધે સમો જાવજ સંભાળ; સોમ શુક્ર સુરગુરુને જોગ, ભૂમિ ફળ ફલંતી હોય.

## ઇતિ ભડલીવાક્ય સમાપ્ત

---

# રુ, ચાંદી, અલસી વગેરેની તેજી મંદી જાણવાની રીત.

## ચંદ્રદર્શનનું ફળ.

૧ બીજનો ચંદ્ર ઉત્તરમાં ચઢતો હોય તો રૂ તેજ થાય
૨ દક્ષિણમાં મંદી, સમાનમાં સમાન ભાવ રહે
૩ બીજનો ચંદ્ર રતાસ પર તેજી કરે, ઝાંખો મંદી
૪ નાનું બિંબ તેજી કરે મોટું મંદી કરે
૫ સામ સામે સૂર્ય ચંદ્ર દેખાય તો તેજી કરે
૬ ચંદ્ર દર્શનની મૂર્તિ ૧૫ હોય તો તેજી થાય
૭ ૪૫ હોય તો મંદી કરે
૮ જે માસમાં રવિવારે ચંદ્રદર્શન થાય તે માસમાં રૂ માં સારી વધઘટ થાય છે, બનતા સુધી મંદી થઈ તેજી થાય
૯ સોમવારે ચંદ્રદર્શન હોય તો દિવસ ૨૦ માં તેજી કરે
૧૦ મંગળવારે મંદી કરી તેજી કરે, અલસી ઘઉ તેજ કરે
૧૧ બુધ અને ગુરૂવારે વધઘટ પછી મંદી કરે
૧૨ શુક્રવારે શુદમાં ૧૫—૩૦ ટકા વધારી વદમાં મંદી કરે
૧૩ જો શનિ, રવિ, ને મંગળવારે ચંદ્રદર્શન થાય અને તેજ વારે પૂનમ હોય તો રૂ તેજી થાય

## અમાસનું ફળ.

૧ વદ ૧૪ થી અમાસ વધારે ઘડીની હોય તો રૂ તેજ કરે
૨ ઓછી ઘડીની હોય તો મંદી કરે
૩ વદ અમાસ બે હોય તો તે માસમાં મંદી આવતામાં તેજી
૪ અમાસનો ક્ષય હોય તો રૂ તેજ કરે, રવિવારી મંદી
૫ સોમવારી રૂ માં ટકા ૧૦, ચાંદી મંદી કરે

૬ મંગળવારી રૂ ચાંદી અલસીમાં વધઘટ કરે
૭ શુક્ર અને શનિવારી અમાસ વધઘટ કરે છે

## તિથિવધઘટનું ફળ.

૧ શુદમાં તિથિ ઘટે તો તેજ, શુદમાં વધે તો મંદી
૨ વદમાં તિથિ વધે ૫ ટકા તેજી કરે, ઘટે ૭ મંદી
૩ વદ છઠનો ક્ષય હોય તો ૧૫ ટકા વધે
૪ છઠ એક કલાકની અંદર હોય તો ૧૮ ઘટે
૫ શુદ ૧૦—૧૫ સુધી કોઈ તિથિ વધે તો રૂ તેજ કરે
૬ ઘટે તો રૂ મંદી કરે

## પૂનમપરીક્ષા.

૧ શુદ પૂનમના દિવસે ચંદ્રમા ઉદય થતો હોય ત્યારે ચંદ્ર અને સૂર્ય બન્ને સામ સામે દેખાય તો તેજી
૨ ચંદ્ર લાલ રંગનો ઉગે તો તેજી સમજવી
૩ ચંદ્ર ફીકો વાદળમાં છુપાયેલો જલમાં ડુબેલો મંદી
૪ ઉગતી વખતે સર ઇશાનનો પવન ૧૫ ટકા મંદી કરે
૫ અગ્નિ ખુણાનો પવન ૨૦—૩૫ તેજી કરે
૬ વાયુ ખુણાનો સમાન
૭ નૈઋર્ત્ય ખુણાનો પવન બહુ થોડી તેજી કરનાર છે
૮ દક્ષિણનો પવન ૩૦ ટકા તેજ કરે
૯ ચૌદશથી પુનમની ઘડી ઓછી હોય તો તેજ કરે
૧૦ ચૌદશથી પૂનમની ઘડી વધારે હોય તો મંદી કરે
૧૧ પૂનમના દિવસે વાદળાં થાય તો મંદી આવે
૧૨ મહાસુદ પૂનમનાં વાદળાં થાય તો એક મહીના સુધી ભાવ મંદી રહે
૧૩ શુદ પુનમે રવિવાર આવે તો દસથી બાર દહાડામાં રૂ માં વધઘટ થાય અલસી મંદી થાય
૧૪ પૂનમ શુક્રવારી હોય તો રૂ મંદી થાય

## સંક્રાન્તિનું ફળ.

૧ સંક્રાંતિની મૂર્તિ ૧૫ હોય તો રૂ તેજ થાય
૨ ૩૦ સમાન, ૪૫ હોય તો મંદી કરે
૩ કર્ક સંક્રાંતિ શનિ, રવિ, સોમ કે મંગળવારે હોય તો રૂ માં ટકા ૧૫—૨૦ તેજી થાય
૪ સિંહસંક્રાંતિ શનિવારે ૩૦ ટકા તેજી કરે
૫ તુલા સંક્રાંતિ શુક્રવારે ટકા ૩૨ તેજ કરે
૬ વૃશ્ચિકની રવિ મં. ગુરૂ ને શુક્રે ૩૦ ટકા તેજી
૭ ધનની શનિ રવિ સોમ અને મંગળવારે ૪૫ તેજી
૮ કુંભ સંક્રાંત સોમ અને શુક્રવારે ૨૦ તેજી
૯ મીન સંક્રાંતિ શનિ રવિ અને મંગળવારે ૩૮ તેજી
૧૦ ધન સંક્રાંતિ શુક્રવારે મંદી ૪૦ ટકા

## ગ્રહફલ.

૧ મિથુનનો ચંદ્ર પાંચ દિવસમાં રૂ તેજ કરે
૨ સૂર્ય તેજી બાદ મંદી કરે, ચાંદી તેજી કરે
૩ મંગળ રૂ તેજી કરે, ચાંદીમાં વધઘટ કરે
૪ બુધ દિન ૧૭ માં રૂ ચાંદીમાં વધઘટ કરે
૫ શુક્ર મંદી ચાંદીમાં વધઘટ બાદ મંદી
૬ ગુરૂ પહેલાં મંદી પછી તેજી કરે ટકા ૩૦

## પંચકફલ.

૧ સોમવારે અને બુધવારે બેસે તો મંદી ટકા ૧૩
૨ શનિવારે પંચક બેસે તો ૭—૯ ટકા મંદી
૩ ગુરૂ અને શુક્રવારે બેસે તો ૧૫ ટકા તેજી કરે

**तेजी मन्दीनी रीत समाप्त**

इति श्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लावटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणा लिखितया गुर्जरटीकया सहिते मुहूर्तविचारादिवालबोधज्योतिषसारसंग्रहे दशमं भडलीवाक्यतेजीमंदीसहितं गोचरग्रहफलप्रकरणं समाप्तम् ॥ १० ॥

## आवश्यकमुहूर्तविचारप्रकरणम् ॥ ११ ॥

| | |
|---|---|
| शुभतिथिः | १, २, ३, ५, ७, १०, १२, १३ |
| शुभवाराः | सोम, बुध, गुरु, शुक्र. |
| शुभनक्षत्राणि | रो. ३ उत्तरा. अ. पु. अभि. मृ. चि. ऽनु. रे. आर्द्रा, श्र. ध. शततारका. |

### दिनशुद्धिः ।

कृष्णपक्षमां १३, १४, ३०; शुक्लपक्षमां १, संक्रान्ति, व्यतीपात, वैधृति, ग्रहण, क्षयवृद्धि, भद्रा, परिघयोगनो पूर्वार्ध, रवि, मंगळ, शनि, कृष्णपक्षनो चन्द्र, आटलां छोडी दइने कार्य करवां, शुक्लपक्षमां चन्द्रबळ अने कृष्णपक्षमां ताराबल जोवुं.

### काळराहु जोवानुं—

रवि अने गुरुवारे पूर्वमां, सोम अने शुक्रवारे दक्षिणमां, मंगळवारे पश्चिममां, बुध अने शनिवारे उत्तरमां कालराहु जाणवो. सामे अथवा जमणी बाजुए कालराहु होय तो कार्यहानि थाय अने डावी अथवा पीठबाजुए होय तो कार्यसिद्धि थाय.

### वर्ज्यः अमृतसिद्धियोगः

गुरु, पुष्य, विवाहमां; शनि, रोहिणी, प्रयाणमां; मंगळ, अश्विनी, घर अने गामप्रवेशमां मृत्युतुल्य जाणवां.

# अथ मुहूर्तमार्तण्ड–चिन्तामणि–गणपत्यादिप्रमाण–वाक्यानुसारेण आवश्यकमुहूर्ताः ॥

| नाममुहूर्ताः | नक्षत्रनामानि । | तिथि | वार | लग्न |
|---|---|---|---|---|
| रजोदर्शने श्रेष्ठानि | श्र.ध.श.मृ.रे.चि.ऽनु.ह.पु.स्वा.अश्वि. उ. ३. रो.मास-मार्ग.माघ.वै.फा.आश्वि. ज्ये. श्रा. शुक्ले. आश्विन. | १।२। ३।५।७। १०।११।१३। १५ | चं. गु. बु. शु. | २।४।३।६ ७।९।१२ |
| रजःस्नान–मुहूर्तः | ह.स्वा.ऽनु. रे. ऽश्वि.मृ.ध.रो.उ.३.ज्ये. एषु नक्षत्रेषु शीघ्रं गर्भाधानं भवति. | १।२।३।५।७ १०।११।१२ १५ | चं. बु. बृ. शु. | २।४।३।६ ७।९।१२ |
| पुंसवन–सीमन्तमुहूर्तः | मृ.पु.मू.श्र.पुष्य.ह.रो.उ.३.जन्म नक्षत्र त्याज्य सीमंत ३।८।६ पुंसवनं | १।२।३।५।७ १०।११।१२ शुक्लपक्षे | सू. मं. बृहस्प. | १।४।५ ७।९।१० |
| सूतिकायाः गृहप्रवेश–मुहूर्तः | रो.मृ.पुष्य.स्वा.श.पुनर्व. ह.ध. ऽनु.चि. अश्वि.रे. उ. ३. श्र. शुभनक्षत्र | १।२।३।५।७ १०।११।१२ १३ | चं. बु. गु. शु. | शुभलग्ने |
| जातकर्म–मुहूर्तः | मृ.रे. चि. ऽनु.उ.३. रो. पुन. श्र. स्वा. ध.श.ह.पुष्य. अश्विनी. शुभ | १।२।३।५ ७।१० ११।१२।१३ | चं. बु. गु. शु. | शुभलग्ने |
| स्तनपान–मुहूर्तः | उ. ३.रो. आश्वि. रे. पुष्य. पुन. ऽनु. श्र. ह. चि. मूल. धनिष्ठा. शत. | शुभातिथौ रिक्ताअमा. वास्यात्याज्याः | चं. बु. गु. शु. | शुभलग्ने |
| सूतिकायाः पथ्यमुहूर्तः | रो. उ. ३. रेवती मृ. चि. ऽनु. पु. ह. अश्वि. ऽभि. पुन. स्वा. श्र. ध. श. | २।३।५।७ १०।१३ | चं. बु. गु. शु. | २।३।४।५ |
| सूतिका–स्नानमुहूर्तः | रे. उ. ३.रो. मृ. ह. स्वा. अश्वि. अनु. नक्षत्रं ग्राह्यम् | १।२।३।५ ७।१० ११।१३।१५ | सू. मं. बृहस्प. | शुभलग्ने |

| नाममुहूर्ताः | नक्षत्रनामानि । | तिथि | वार | लग्नम् |
|---|---|---|---|---|
| दोलारोहण-मुहूर्तः | जन्मदिनथी १०।१२।१६।१८।२२ दि. मृ. चि. रे. ऽनु. ह. अश्वि. पु. उ. ३ रो. नक्षत्र सूर्यभाद्गण. आरोग्य. ५ मृत्यु. ५ देहकष्ट ५ रोग. ५ सौख्य ७ | रिक्तातिथिः त्याज्या | शु. वा. | ९।४।५।७ ९।१० १०।११ |
| जलपूजन-मुहूर्तः | श्रवण. पुष्य. पुन. मृ. ह. मू. अनु. सद्धानि. चैत्र पौष आधिमास-गुरु-शुक्रास्तवर्ज्यम् | ४।९।१४ ३० रहितः | बु. चं. गु. | शुभलग्ने |
| भूम्युपवेशन मुहूर्तः | उ.फा.उ.भा.उ.षा.रो.मृ.ऽनु.ज्ये.चि.रे. अश्वि. ह. पुष्य. ऽभि. | ४।९।१४ ३० रहित | शु. वा. | चर लग्ने |
| नामकरण-मुहूर्तः | रे. पुष्य. चि. ऽनु. उ. ३ रो. ह. अश्वि. पुन. स्वा. श्र. ध. श. | १।२।३।५।७ १०।११।१२ | चं. बु. गु. शु. | २।५ ८।११ |
| अन्नप्राशन-मुहूर्तः | रो.उ. ३.मृ. रे चि. ऽनु.ह.पुष्य. अश्वि. पुन. स्वा. श्र. ध. शत. | १।३।५।७ १०।११ | चं. बु. गु. शु. | २।३।४ ५।७।? १०।१ |
| कर्णवेध-मुहूर्तः | श्र.३पु. २अश्वि.मृ.ह.२मू.ऽनु.ऽभि.रेव. देवसुप्तजन्ममास चैं- पौ. समवर्षत्या. | शुभ तिथौ | शुभ वासरे | शुभम् |
| चौलकर्म-मुहूर्तः | ज्ये. मृ. रे.चि. ह. अश्वि. पुष्य.ऽभि.स्वा. श्र. पुन. ध. श. | २।३।५।७ १०।११।१३ | चं. बु गु. शु. | २।३।४।६ ७।९।१२ |
| ताम्बूल-भक्षणमुहूर्तः | उ.३.रो. मृ. चि. रे.अनु.ह.अश्वि. पु. ऽभि.स्वा. श्र. पुन. ध. मूल | २।३।६।९ १०।११।१३ | सू. चं. बु. गु. | ७।४ ५ ७।९।१० |
| क्षेमार्थ शान्ति कर्ममुहूर्तः | ह. अश्वि. रे.उ. ३.रो. स्वा. श्र. ध.श. ऽनु. म. शुभ | शुभ तिथियः | शुभ वारो. | शुभ लग्न |
| अक्षरारम्भ - मुहूर्तः | शुक्लपक्ष अश्वि. आर्द्रा. पुन. पु. ह. चि. स्वा. ऽनु. अ. रेवती. शुभ | ९।३।५।६ १०।११।१२ | चं. बु. गु शु. | २।३।६ ९।१२ |
| विद्यारम्भ-मुहूर्तः | अश्वि. ह. पु. आर्द्रा. ऽनु. मृ.पुन. ह. चि.स्वा. श्र. ध. श. मू. पूर्वा ३.रे. शुभ | २।३।५।८ १०।११।१२ | मू. गु. शुक्र | शुभ लग्न |

| नाममुहूर्ताः | नक्षत्रनामानि । | तिथि | वार | लग्नम् |
|---|---|---|---|---|
| व्रतबन्ध-मुहूर्तः | अश्वि.ह.पुन. उ. ३. रो.ऽश्ले. रे. श्र.ध. श. मू. चि. मृ. ऽनु.पूर्वा३.रे.आर्द्राशुभ | २।३।५ १०।११।१२ | सू. बु. चं. | ३।४।५।६ ७।९।१२ |
| दीक्षाग्रहण-मुहूर्तः | चै. वै. आश्विन. कार्तिक. मार्ग. माघ. अश्वि. रो. मृ. उ. ३. चि. पू. | २।३।५।८ १०।११।१२ | गु. शु. सू. चं. | ३।४।५।६ ७।९।१२ |
| वधूप्रवेश-मुहूर्तः | पु. रे.ऽनु. पुष्य.ह. स्वा. पु. मृ. श्र. श. उ. ३. रे. अश्वि. ह. पुष्य. ऽभि. मृ. | १।२।३।५ ६।७।८ १०।१२ | गु. शु. सू. चं. श. | शुभलग्न |
| भर्तृगेहात्पितृ-गृहगमने मुहूर्तः | र. चि. ऽनु. श्र. ध. मृ. मघा. स्वाति मू. ज्ये. आर्द्रा. ऽश्ले. पू. ३ म. रेवती चित्राऽनुराधा शुभ | शुभ तिथि | शुभ वारो में | शुभलग्न |
| द्विरागमन-मुहूर्तः | अश्वि. ह. पु. उ. ३ रो. स्वा. श्र. ध.मू. मृ. रे. चि.ऽशुक्र पृष्ठे वाय शुभ | १।२।३।५ ७।८।१०।११ १२।१३।१५ | चं. गु. बु. शु. | २।३।६ ७।१२ |
| वापीकूप-तडागारम्भ-मुहूर्तः | म. ह. रे.मृ. पुष्य.ध.ह. श. पूर्वाषाढा. उ. ३. रो. अश्विनी शुभ | रिक्ताअमावा-स्यावर्ज्य | चं. बु. गु. शु. | शुभलग्न शुभ |
| क्रयविक्रय-मुहूर्तः | पुष्य. पू. भा. उ. ३. ऽनु. अश्वि. श्र. ह. मृ. स्वाती. ऽश्ले. रेवती शुभ | शुभ तिथि | चं. बु. गु.शुक्र | शुभलग्न |
| वाणिज्यकर्म-दुकानकरणे मुहूर्तः | मृ. रे. चि. ऽनु. रो. उ. ३.ह. अश्वि. पुष्य नक्षत्र शुभ | शु. ति. | सू. चं. बु. गु. शु. | ... |
| दाससंग्रह-(नोकर)मुहूर्तः | ह.ऽभि. अश्वि. पु. मृ. रे. चि. अ. शुभ | शुभ तिथि | बु. गु. शु. सू. | १।४।१० ५।९ शुभ |
| चूडीधारण-मुहूर्तः | अश्वि. ह. चि. स्वा. वि. ऽनु. ध. रे. तथा सूर्य नक्षत्र ३ नेष्ट. ५ श्रेष्ट.३ नेष्ट. ९ श्रे. २ ने. ४ श्रे. १ ने. | शुभ तिथि | बु. गु. शु. सू. | शुभ लग्न |

| नाममुहूर्ताः | नक्षत्रनामानि | तिथि | वार | लग्न |
|---|---|---|---|---|
| नूतनवध्वाः पाककर्म मुहूर्तः | सू. रो. मृ. ह. रे. स्वाती शुभ | १।२।३ ५।७।१० | मं. गु. सू. | शुभलग्न |
| हलप्रवाह-मुहूर्तः | आश्वि. रो. मू. पुन. म. ह. उ. ३. चि. स्वा. ऽनु. मू. श्र. रे. श. ऽभि. | शुभतिथि | शुभ-वार | शुभलग्न |
| रोगमुक्त-स्नानमुहूर्तः | चि. ह. वि. पू. ३. पुन. मृ. आर्द्रा. आ. म. कृ. | शुभतिथि | सू. मं. शु. बु. | शुभलग्न |
| काष्ठसंग्रह-मुहूर्तः | रविभाद्गण. ६ श्रे. ६ ने. ४ श्रे. ४ ने. ४ जे. ४ श्रे. | शुभतिथि | शुभ-वार | शुभलग्न |
| गृहारम्भ-मुहूर्तः | म. उ. ३. पुष्य. पुन. ऽनु. ध. श. चि. ह. स्वा. रो. रे. वृषभ चक्र | १।२।३।५।१० ११।१२।१३ | शुभ-वार | शुभ लग्न |
| नूतनगृह-प्रवेशमुहूर्तः | उ. ३. रो. ऽनु. मृ. चि. रे. कुम्भचक्रं अग्रे दृष्व | शुभतिथि | शुभ-वार | शुभलग्न |
| खट्वारोहण-मुहूर्तः | मू. रे. चि. ऽनु. उ. रो. ह. अश्वि. पुष्य अभिजितमां पूर्वमां या दक्षिणमां शिर राखवुं शुभ छे | शुभतिथि | शुभ-वार | शुभलग्न |
| अथ सुगन्ध-भोगमुहूर्तः | श्र. ध. श. अश्वि. पुष्य. पूर्वापा. ऽनु. २० चि. स्वा. पुन. रेवती मृगशिर | शुभतिथि | शुभ-वार | शुभलग्न |
| भूपघट्टन-मुहूर्तः | त्रिपुष्कर योग. उ. ३. रो. रे. ऽश्वि. श्र. ध. श. मृ. पुष्य. प. ऽनु ह. चि. स्वा. | शुभतिथि | पापग्रह वर्जित-वार | शुभलग्न |
| चूल्हीस्थापन-मुहूर्तः | पू. भा. रो. पुष्य. ३ आ. भा. (रविभाद्गणना) ६ श्रे. ४ ने. ८ श्रे. ५ ने. २ श्रे. ३ ने. | शु. ति. | शु. गु. बु. | ,, |
| इक्षुरोपण-मुहूर्तः | आर्द्रा. पुष्य. ध. अनु. मू. रे. श. उ. ३. | शु. ति. | शु. वा. | ,, |

| नाममुहूर्ताः | नक्षत्रनामानि | तिथि | वार | लग्न |
|---|---|---|---|---|
| इक्षुयन्त्र-कार्यमुहूर्तः शेलडीनो रसकाढवो | सूर्यभाद्गण. ५।६।९।१०।११।१२।१३ १४।२०।२१ नक्षत्र अशुभ अन्य शुभनक्षत्र ग्राह्य ॥ | शु. ति. | शु. वा. | शुभलग्न |
| शकटारंभ-मुहूर्तः | सूर्यभाद्गण० ३ ने. ३ ने. ३ श्रे. ३ ने. ३ ने. ३ ने. ३ श्रे. ३ ने, ३श्रे. | शु. ति. | शु. वा. | ,, |
| पाटडास्थापन-मुहूर्तः | सूर्यभा. २ श्रे. ४ ने, ४ ने. २ श्रे. ४ ने. ४ श्रे. २ ने. ३ ने. | शु. ति. | शु. वा. | ,, |
| सेतुवंधन-कृत्यमुहूर्तः | मृ. आर्द्रा. पू. पा. श्र. ध. श. अ. पुष्य. ह. ऽभि. रो. उ. ३. | ,, | र. गु. शु. श. | ,, |
| कलशचक्रम् | रविभाद्गण. ५ ने. ८ श्रे. ८ ने. ६ श्रे. | शु. ति. | शु. वा. | ,, |
| मोभचक्रम् | रविभाद्गण. २ ने. ५ श्रे. ८ श्रे. ८ ने .३ ने. | ,, | ,, | ,, |
| हलप्रवाह-हलचक्रं | अ.रो.२पु.२म.उ.३ह. ५मू. ऽमि.श्र.रे. श.३ने.३श्रे.३ने.५श्रे.३ने.५श्रे.३ने.२श्रे | ,, | ,, | ,, |
| बीजोसिसु. राहुभाद्दिन भावधि | अ.रो.२पु.म.उ.३ह.३ऽनु.मू.ध.रेवती. ने.८श्रे.३ने.१श्रे.३ने.१श्रे.३ने१श्रे२ने४ | ,, | ,, | ,, |
| कणमर्दन-मुहूर्तः | अनु. श्र. मू. रे. पू. फा. उ. फा. ज्ये. रो. म. | ,, | ,, | ,, |
| धनसंग्रह-मुहूर्तः | रो. स्वा. ह. म. मू. आर्द्रा. पूर्वा ३. अनु. श्र. वि. | ,, | मं. र. बु. | ,, |
| कुंभकार-कृत्य-मुहूर्तः | पु. पुष्य. ह. चि. स्वा. रे. रो. मृ. अनु. श्र. ज्ये. | ,, | र. गु. शु. बु. सो. | ,, |

| नाममुहूर्ताः | नक्षत्रनामानि | तिथि | वार | लग्न |
|---|---|---|---|---|
| शिल्पविद्यारंभमुहूर्तः | ह. चि. स्वा. श्र. ध. श. उ. ३ रो. मृ. रे. अश्वि. पु. पुन. अनु. | ,, | र. गु. शु. बु. सो | शुभलग्न |
| गीतनृत्यारंभमुहूर्तः | रे. अनु. ध. श. ह. रो. उ. ३ आर्द्रा | ,, | ,, | ,, |
| नौकाकृत्यमुहूर्तः | ज्ये. मू. वि. आर्द्रा. रो.भ . कृ. रो. आश्ले. | ,, | र. गु. | ,, |

## ॥ अथ विंशोत्तरीमहादशाचक्रम् ॥

| सू. | चं. | मं. | रा. | गु. | श. | बु. | के. | शु. | ग्रहाः |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ६ | १० | ७ | १८ | १६ | १९ | १७ | ७ | २० | वर्ष |
| कृ. उ. फा. उ. षा. | रो. ह. श्र. | मृ. चि. ध. | आर्द्रा स्वा. श. | पुन. वि. पू. भा. | पुष्य अनु. उ. भा. | आश्ले. ज्ये. रे. | म. मू. अ. | पू. फा. पू. षा. भ. | नक्षत्र |

१ इदं विशोत्तरीदशाचक्रं २४२ पृष्ठे स्थापनार्थे रहितं तत् २८७ पृष्ठे स्थापनार्थे सूचितमपि सकारणमत्र स्थापितं तत्तदनुसंधानपूर्वकं ज्ञेयम् ।

## अथ गुरुशुक्रास्तमध्ये वर्ज्यकार्यचक्रम् ॥

| | | |
|---|---|---|
| वावडी | वगीचो | तलाव |
| कुवो | गृहारंभ | वास्तुकर्म |
| व्रतारंभ | व्रतोद्यापन | वधूप्रवेश |
| महादान | सोमयाग | अष्टकाश्राद्ध |
| प्रथमदाढीना केश उतारवा | नवान्नभोजन | पाकसंस्था |
| प्रथम श्रावणीकर्म | वेदारंभ | नीलोद्वाह |
| कालातिक्रमसंस्कार | देवप्रतिष्ठा | मन्त्रोपदेश |
| उपनयन | विवाह | चौलसंस्कार |
| तीर्थयात्रा | देवदर्शन | संन्यस्तदीक्षा |
| अग्निहोत्र सूर्ययाग | राजदर्शन | राज्याभिषेक |
| चातुर्मासयज्ञ | समावर्तन | कर्णवेध |
| परीक्षाकरवी तपावेलतेलनी | जलपूजा | गुरुसेवा |
| सर्पवलि पंचवलि | सम खवडाववा | पुनःप्रतिष्ठा |

ઉપર લખેલાં કર્મો ગુરૂશુક્રાસ્તમાં કરવાં નહી. એવીજ રીતે મલમાસ, ક્ષયમાસ, સિંહના ગુરૂમાં, મકરના ગુરૂમાં, ગુરૂના અતિ-

ચારમાં તથા વૃદ્ધત્વમાં શુભ કાર્યો કરવાં નહી. દેશપરત્વેનો દોષ બીજા ગ્રંથોમાં જોઈ લેવો.

## शुभाशुभकार्यविचारः

૧ धनार्कमीनार्कमां:— જે જે કાર્યો ગુરૂશુક્રના અસ્તમાં વર્જિત કરવાનાં કહ્યાં છે તેવાં શુભ કાર્યો કરવાં નહી. પુંસવન-સીમંત આદિ અન્નપ્રાશન સુધીના संस्कारो તથા આભૂષણ, ચૂડીધારણ, વસ્ત્રાદિ ધારણ શિવાયનાં બીજાં કાર્યો થઈ શકતાં નથી.

विवाह तथा उपनयनः—સંસ્કાર અને વાસ્તુશાંતિ વિગેરે કાર્યો કરવાનો નિષેધ છે.

૨ मकरराशिना गुरुमां:—પણ ગુરૂશુક્રના અસ્તમાં વર્જિત કરવાનાં કહ્યાં છે તેવાં શુભ કાર્યો કરવાં નહી. मकरराशिनो ગુરૂ હોય ત્યારે કયા દેશમાં શુભ કાર્યો વર્જ્ય છે તેનું પ્રમાણ મુહૂર્તચિંતામણિમાં સ્પષ્ટ છે.

रेवापूर्वे गंडकीपश्चिमे च शोणस्योदग्दक्षिणे नीच ईज्यः ॥
वर्ज्यो नायं कोंकणे मागधे च गौडे सिंधौ वर्जनीयः शुभेषु ॥

રેવાના પૂર્વભાગમાં, ગંડકી નદીના પશ્ચિમ ભાગમાં અને શોણ નદીના ઉત્તર દક્ષિણ વિભાગમાં નીચનો मकराशिनो ગુરૂ વર્જ્ય નથી. મકરનો ગુરૂ કોંકણ દેશમાં, ગૌડદેશમાં તથા સિંધુદેશમાં શુભ કાર્યો કરવામાં વર્જ્ય છે, બાકી રહેલા દેશમાં મધ્યમ છે.

पीयूषधाराकार—व्यवहार चंडेश्वरનું પ્રમાણ આપી કહે છે કે नीचनो गुरु सर्व શુભ કર્મમાં શુભ છે, નીચના અંશમાં હોય ત્યાં સુધી ત્યાજ્ય છે. वामनपुराण—गरुडपुराण નાં વચનો પણ એનેજ પુષ્ટિ આપે છે. देवीपुराणे—मकरस्थो यदा जीवो वर्जयेत्पंचमांशकम्॥ મકરના ગુરૂના પાંચ નવમાંશ ત્યાગ કરવા કહે છે.

ટોરડાનંદ કહે છે કે—अतिचारे सप्तदीनं वक्रे द्वादशमे वच ॥ नीचास्थितेऽपि वागीशे मासमेकं विवर्जयेत् ॥ ગુરૂ અતિચારી હોય તો સાત દિવસ, વક્રી હોય તો બાર દિવસ અને નીચનો હોય તો એક માસ ત્યાગ કરવો.

२ देवीयाग के रुद्रयाग ગમે તે દોષ હોય તો પણ કરવાં એવું વચન ગ્રંથાન્તરમાં મળી આવે છે.

मुहूर्तदोषो न विचारदोषो शुक्रे गतेऽस्तं हि गुरौ च सिंहे ।
न मासदोषो न च राशिदोषो न वैधृतीयो समुपातविष्टिः ॥१॥
आराध्य देव्या विधिना निषेधा असंयताः सर्वतिथौ सुसौख्यम् ।
देवीं यजंते समभक्तिपूर्वाः सर्वाणि दोषाणि शुभानि संतु ॥२॥
नष्टे च शुक्रे विषमे च चंद्रे याम्यायने सिंहराशौ गुरौ च ॥
सुप्ते मुकुन्देऽप्यथवाऽधिमासे रुद्रस्य भक्तौ न भवंति दोषाः॥३॥

मीने दक्षिणसंस्थिते दिनकरे धन्वार्कयाते तथा शुक्रे चास्तमुपागते हरिगुरौ मासाधिके वैधृते ॥ बाल्यत्वेऽप्यथ वार्द्धिके-गुरुभृगोः पृष्टे दिने पातके कुर्युर्वे शिवपूजनं द्विजवरा मृत्युञ्जयाराधनम् ॥ ४ ॥

બીજા અનેક મતમતાન્તરો છે. માટે વિચારપૂર્વક શુદ્ધ દિવસોમાં શુભ કાર્યો કરવાં, પરંતુ નિષ્કામયજ્ઞ, અનુષ્ઠાન કાર્યો કરવામાં પરશુરામનાં અને બીજાં વચનો મલી આવે છે કે,

यदैव जायते वित्तं चित्तं श्रद्धासमान्वितम् ॥
तदैव पुण्यकालोऽस्य यतोऽनियतजीवितम् ॥
अतः सर्वेषु कालेषु जपाद्यारंभणं शुभम् ॥ ५ ॥

दीपिकायामपि—ईश्वराराधनार्थं वाथवा पापापनुत्तये ॥
यदि रुद्राद्यनुष्ठानं न मुहूर्तादि चिन्तयेत् ॥ ६ ॥

निष्कामतया रुद्रानुष्ठाने तु यदैव श्रद्धोत्पद्यते तदैव रुद्रारम्भः कार्यः न श्वः श्वमुपासीत को हि मनुष्यः श्वो वेद इति श्रुतेः ॥

श्वः कालसम्बन्धिजीवनं को वेद को वा जानीयात् ॥

आयुषोऽस्थिरत्वादिति श्रुत्यर्थः॥

એટલે જ્યારે આર્થિક સ્થિતિ સારી હોય, મનમાં શ્રદ્ધા થાય ત્યારે કાર્ય કરી લેવું. કારણકે શરીર ક્ષણભંગુર છે માટે તે સમયે શુભાશુભનો વિચાર કર્યાશિવાય જપ, યજ્ઞ વિગેરે કાર્ય કરી લેવાં. એવી રીતે ઉપર લખેલા પ્રમાણે સૂચવી રહેલ છે.

इति श्रीसिद्धक्षेत्रनिवासिना शुक्लावटङ्कनर्मदाशंकरात्मजेन उमाशंकरशर्मणा लिखितया गुर्जरटीकया सहिते मुहूर्तविचारादिवालवोधज्योतिषसारसंग्रहे एकादशम् आवश्यकमुहूर्तविचारप्रकरणं समाप्तम् ॥

॥ समाप्तोऽयं ग्रन्थः ॥

**છઠ્ઠા પ્રકરણમાં**–દરેક પ્રકારના ઉત્પાતોની શાંતિ, ભૂકંપાદિ દોષો, સૂર્ય અને ચંદ્રના ઉદયનું પ્રતિબિંબ જોવાનો દોષ, રોહિણીશકટના ભેદ, કેતુની વૈકૃતિ, છાયા પુરૂષની વૈકૃતિ તથા ઉત્પાતોની શાન્તિ બતાવી છે.

**સાતમા પ્રકરણમાં**–ગર્ભાધાનસમયશુદ્ધિ, પુંસવન અને સીમંતનાં કર્મ, નિષ્ક્રમણનક્ષત્રો, ચૌલકર્મ, માસાદિ દોષો, લગ્નશુદ્ધિ, રાજાઓનું ક્ષૌરકર્મ, સંન્યાસીઓને ક્ષૌર કરવાનો વિધિ, કાન વિંધવાનું મુહૂર્ત એવી રીતે દરેક મુહૂર્તોનો અને સંસ્કારોનો સમાવેશ કરેલો છે.

**આઠમા પ્રકરણમાં**–જનોઈ આપવાનાં વર્ષો, ચાર વેદ પ્રારંભ કરવાનાં નક્ષત્રો, યજ્ઞદીક્ષા લેવાના દિવસો, દુષ્ટ ગ્રહોનાં ફળો, બાલકને વનમાં મોકલવાની દિવસશુદ્ધિ વિગેરે આપવામાં આવેલું છે.

**નવમા પ્રકરણમાં**–વિદ્યારંભનાં મુહૂર્તો, વિદ્યારંભના વારો, ગણિત શાસ્ત્રનો આરંભ, યવનવિદ્યા ભણવાનાં મુહૂર્ત, શિલ્પશાસ્ત્રનાં મુહૂર્ત યંત્રમંત્રનાં મુહૂર્તો વિગેરે આપવામાં આવ્યાં છે.

**દશમા પ્રકરણમાં**–રાજ્યાભિષેકમુહૂર્તો, અભિષેકનાં નક્ષત્રો, રાજસેવ મુહૂર્ત, ગજચક્ર, અશ્વચક્ર, દરેક જાતનાં પશુઓ લેવાનાં મુહૂર્તો વિગેરે આપવામાં આવ્યું છે.

**અગીયારમા પ્રકરણમાં**–ચારે વર્ણોને યાત્રા કરવાનાં મુહૂર્તો આપેલાં છે.

**બારમા પ્રકરણમાં**–વિવાહવર્ણન, વિવાહનાં મુહૂર્તો, મેળાપવિધિ, નાડીભેદ, ફણિચક્ર, યોનિ, વૈર, યુંજા વિગેરે વિવાહયોગ્ય દરેક પ્રકારનાં મુહૂર્તો અને ફલોનો સમાવેશ કર્યો છે.

**તેરમા પ્રકરણમાં**–ગ્રહોની દૃષ્ટિ, આઠ પ્રકારના વિવાહો, કાલધર્મ, દેશધર્મ તથા સ્ત્રીપુરૂષને પ્રવેશ કરવાનાં મુહૂર્તો આપવામાં આવેલાં છે.

**ચૌદમા પ્રકરણમાં**–નૂતન વસ્ત્રધારણ કરવાનાં મુહૂર્તો તથા દરેક રંગનાં વસ્ત્રો પહેરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે તે આપવામાં આવેલું છે.

**પંદરમા પ્રકરણમાં**–દુર્ગચક્ર, ખાતમુહૂર્ત, નગરપ્રવેશમાં લગ્નશુદ્ધિ, ગ્રામવસુચક્ર વિગેરે છે.

**સોળમા પ્રકરણમાં**–ઘરનાં મુહૂર્તો તથા દ્વારચક્ર વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**સત્તરમા પ્રકરણમાં**–વાસ્તુનાં મુહૂર્તો તથા દરેક દેવતાઓની પ્રતિષ્ઠાનાં મુહૂર્તો આપવામાં આવ્યાં છે.

**અઢારમા પ્રકરણમાં**–યજ્ઞનાં મુહૂર્તો, રથચક્ર, રાજમુદ્રાચક્ર વિગેરે તથા અગ્ન્યાધાનાદિ સંસ્કારો આપેલા છે.

**ઓગણીસમા પ્રકરણમાં**–કૂપચક્ર, તડાગચક્ર, નૌકાચક્ર, સેતુબંધચક્ર વિગેરે ચક્રો આપવામાં આવેલાં છે.

**વિશમા પ્રકરણમાં**–વર્ણવિવેક, ચાર વર્ણોને કરવાનાં કર્મો, વેપાર વિગેરેનાં મુહૂર્તો આપેલાં છે.

**એકવિશમા પ્રકરણમાં**–નવરાત્રીવ્રત, રામનવમીવ્રત, ઋષિપંચમીવ્રત, સૂર્યવ્રત વિગેરે દરેક વ્રતોની તિથિઓનો નિર્ણય કરેલો છે.

**બાવિશમા પ્રકરણમાં**–ગ્રંથનું બીજ, સૈન્યવર્ણન, ગ્રંથની સમાપ્તિ વિગેરે આપેલ છે.

તે ઉપરાંત આ ગ્રંથમાં કુલ્લે ૧૯૮૬ વિષયોનો સમાવેશ થાય છે, માટે દરેક જ્યોતિષીઓને અને અન્ય વર્ણોને મહાન્ ઉપયોગી ગ્રંથ છે, છતાં કીંમત માત્ર રૂ. ૨–૮–૦ રાખવામાં આવી છે.

---

આપવામાં આવ્યો છે. હાલના જમાનામાં જ્યોતિષી, વૈદ્ય તેમજ સર્વ સાધારણ જનતાને આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે. કીંમત રૂ. ૦–૫–૦

**सर्वार्थचिन्तामणि**—મૂળમાત્ર. છુટાં પાનામાં. ફલાદેશનો અત્યુત્તમ ગ્રંથ. આ ગ્રંથ જન્મપત્રિકા તેમજ ભાવફળ લખવાને માટે બહુજ ઉપયોગી અને સરળ છે. કીંમત રૂ. ૧–૦–૦

**लघुसायनग्रहसाधन**—ગુજરાતી ટીકા સહિત. આ લઘુ ગ્રંથમાં નવ પ્રકરણો છે. ૧ વ્યાખ્યાઓ ૨ નક્ષીવાત ૩ ગ્રહવર્ણન ૪ મધ્યમ ગ્રહસાધન ૫ ઉપયોગી ઉપકરણ ૬ સ્પષ્ટ ગ્રહસાધન ૭ પ્રકીર્ણ વિષય ૮ તિથિ, નક્ષત્ર અને યોગસાધન ૯ ગણિતાનુક્રમ. આ પુસ્તકમાં ગ્રહગણિત સંબંધી સારી માહિતી આપવામાં આવી છે. આ ગ્રંથની ટીકા કાનજી મયાશંકર દ્વિવેદીએ કરેલી છે અને જ્યોતિષના જાણનારાઓ માટે બહુજ ઉપયોગી છે. કીંમત રૂ. ૧–૦–૦.

**पञ्चांगसंस्करणनिबन्ध**—પંચાંગ બનાવવા માટે જ્યોતિષીઓને બહુજ ઉપયોગી થઈ પડે તેવો આ ગ્રંથ નિબંધના રૂપમાં લખાયેલ છે. શ્રીશારદાપીઠના શ્રીશંકરાચાર્ય મહારાજ શ્રીમાધવતીર્થના અધ્યક્ષપણા નીચે મળેલી પંચાંગશોધન કમીટી તરફથી જનોપકારાર્થે લખવામાં આવ્યો છે. આવા ઉપયોગી પુસ્તકની કીંમત માત્ર રૂ. ૦–૮–૦ છે.

**जातकचान्द्रिका पत्रात्मक मूळमात्र**—આ ગ્રંથ ગણિતવિષયનો છે અને જ્યોતિષ વિદ્યા શિખનાર દરેક વિદ્યાર્થીઓને પ્રથમ શીખવાને માટે ઘણોજ ઉપયોગી છે. મૂલ્ય માત્ર રૂ. ૦–૬–૦ ગુજરાતી ટીકા ૧–૦–૦.

**प्रश्ननिधि**—જ્યોતિષનો ઉતમ ગ્રંથ. ફળાદેશ જોવા માટે કુંડલી ઉપરથી પ્રશ્નફળ કહેવાનો ઉત્તમ ગ્રંથ. કીંમત માત્ર રૂ. ૦–૪–૦.

**जातकालंकार सटीक पत्रात्मक**—જ્યોતિષશાસ્ત્રમાં આ ગ્રંથ ઉત્તમ છે. વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે અને ફલાદેશ કહેવા માટે પુસ્તક ઘણું જરૂરી છે. આ પુસ્તકમાં સંસ્કૃત ટીકા છે. કીંમત રૂ. ૦–૬–૦.

**प्रश्नांकचूडामणि तथा ध्वजादिप्रश्नगणना**—પ્રશ્નનું ફલાદેશ જોવા માટે આ પુસ્તક બહુજ ઉત્તમ છે. આ પુસ્તકમાં ૩૨ વિષયો સંસ્કૃત શ્લોકરૂપે આપેલા છે. જેવા કે લાભાલાભપ્રશ્ન, ગમનપ્રશ્ન, કાલપ્રશ્ન, આયુર્બલપ્રશ્ન વિગેરે વિષયો હોવા છતાં પુસ્તકનું મૂલ્ય માત્ર રૂ. ૦–૨–૦.

**रमलसारप्रश्नावली**—પ્રશ્ન જોવાને માટે આ પુસ્તકમાં (હિન્દી ભાષામાં) ઘણીજ સહેલી રીત આપવામાં આવી છે. અંક ઉપર પાસા નાખીને જે ફળ હોય તે પોતાની મેળે જોઈ શકાય છે. પુસ્તક નાનું હોવા છતાં બહુજ ઉપયોગી છે. કીં. રૂ. ૦–૨–૦.

**कुंडलीकल्पतरु श्रीजागेश्वरविरचित संस्कृत पत्रात्मक**—ફલાદેશનો સારામાં સારો ગ્રંથ. કીંમત ૦–૬–૦.

**वायुमहाशास्त्र**—આ પુસ્તકમાં દશ અધ્યાય છે. ગર્ભધારણાધ્યાય, વૃષ્ટિ, શુભાશુભ જ્ઞાનાધ્યાય, રોહિણીયોગાધ્યાય, સ્વાતી યોગાધ્યાય વિગેરે અધ્યાયો આપવામાં આવ્યા છે. કીંમત ૦–૮–૦.

**जैमिनीसूत्र**—અધ્યાય ૨ પુષ્કળ વિવેચન, ટીપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર સહિત. આ અપૂર્વ ગ્રંથ જ્યોતિષના ફળાદેશનો છે. તેમાં કુલ આઠ અધ્યાય છે. જેમાંના આ બે અધ્યાયનું ભાષાંતર છે. જૈમિનીસૂત્રમાં શ્લોક નથી, પરંતુ ગદ્યાત્મક ગંભીર અર્થવાળાં સૂત્રો છે. તેમાં ફળાદેશ જોવાની રીતો આપેલી છે તે સામાન્ય રીતોથી જુદી છે, પરંતુ એવી તો સરસ છે કે તેના અનુસારે કરવામાં આવેલો ભૂત, વર્તમાન ને ભવિષ્ય કાળનો વર્તારો ક્યારે પણ ખોટો પડયો સાંભળવામાં આવ્યો નથી. આ ગ્રંથ દરેક જ્યોતિષના જિજ્ઞાસુને સંગ્રહ કરવા યોગ્ય છે. કીંમત રૂ. ૧–૦–૦

**षट्पञ्चाशिका**—પુષ્કળ વિવેચન, ટિપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર સહિત. આ ગ્રંથ પ્રશ્નવિષયનો છે તેના ૫૬ શ્લોક છે, માટે તે **ષટ્પંચાશિકા** કહેવાય છે. મારૂં અમુક કાર્ય કયારે થશે, મને લાભ ક્યારે થશે, પરદેશ જવું કયારે થશે, વ્યાપારમાં મને લાભ કયારે મળશે, રાજ્યમાં

મને ફાયદો થશે વા નહિ ઇત્યાદિ અનેક વ્યવહારયોગ્ય જવાબ ગ્રહની સ્થિતિ પરથી તાબડતોબ જાણી શકાય છે તેથી દરેક ધંધાદારીએ અને ગૃહસ્થોએ અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે. કીં. માત્ર ૦-૮-૦

**लघुपाराशरी**—પુષ્કળ વિવેચન, ટિપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર સહિત. આ નાનો પણ અતિ અર્થમય જ્યોતિષના ફળાદેશવિષયનો ગ્રંથ છે. તેમાં આપેલા ટુચકા જેવા સામાન્ય નિયમોના અભ્યાસથી કહેવામાં આવેલો દશાફળાદેશ કયારે પણ મિથ્યા થતો નથી. આ નાનો ગ્રંથ રત્નમય છે. કીંમત માત્ર રૂ. ૦-૪-૦.

**मुहूर्तमार्तंड**—અન્વય અને અન્વયાર્થ યુક્ત ગુજરાતી ટીકા સહિત. વિદ્યાર્થીઓને મુહૂર્તો શિખવાનું ઉત્તમ પુસ્તક. કીંમત રૂ. ૩-૦-૦.

**ब्रह्मपक्षीय पंचांगसाधन**—(उदाहरण अने उपपत्तिसहित) બ્રહ્મપક્ષીય પંચાંગ કામધેનુ ઉપરથી બનાવેલ છે. પરંતુ કામધેનુસારણી ઉપરથી કરેલા પંચાંગનાં તિથ્યાદિમાં ઘણો ફરક આવવાથી શ્રીરામચંદ્રાચાર્યે કરેલું રામબીજ આપી તે સારણીનાં સર્વ કોષ્ટકો ફરી ગણીને ઉપરનું પુસ્તક શુદ્ધ ગુજરાતી ભાષામાં તૈયાર કર્યું છે. તેમજ કોષ્ટકો કેવી રીતે કરેલાં છે તે પણ સર્વ લોકોને સમજવા માટે તેમની ઉપપત્તિ પણ પુસ્તકમાં આપેલી છે. કીંમત રૂ. ૦-૧૨-૦.

**केतकीग्रहगणित अथवा नूतनग्रहलाघव**—પુષ્કળ વિવેચન, ટિપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતરસહિત. આ ગ્રંથ ગણિત વિષયનો છે. તેમાં પ્રતિ દિવસના સ્પષ્ટ ગ્રહ તૈયાર કરવાની, ગ્રહણ વરતવાની, નલિકા વિગેરે બાંધવાની અને વેધ કરવાની, સહેલી, ટુંકી અને સમજી શકાય તેવી ઉદાહરણ અને કારણ સાથેની રીતો આપવામાં આવેલ છે. આ ગ્રંથ જન્મપત્રી, વર્ષપત્રી તથા પંચાંગ વિગેરે બનાવનારાઓને અતિ ઉપયોગી છે. કીંમત રૂ. ૨-૦-૦.

**बृहज्जातक**—પુષ્કળ વિવેચન, ટિપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર-સહિત. જો ભાવિ ફળ જાણવું હોય તો આ જાતકફળાદેશનો અમૂલ્ય ગ્રંથ ખરીદવા ચુકવું નહિ. ફળાદેશનો અભ્યાસ કરવા ઇચ્છનારને આ ગ્રંથ અતિ ઉપયોગી છે. તેની મદદથી ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળનું સૂક્ષ્મ ભાવિ-ફળ જાણી શકાય છે માટે દરેક જિજ્ઞાસુએ આ ગ્રંથ સંગ્રહ કરવાની અગત્ય છે. કીંમત રૂ. ૨–૦–૦

**श्रीकेशवीजातकम्**—ગુજરાતી ટીકા અને ઉદાહરણસહિત. જન્મ-પત્રિકા તૈયાર કરવા માટે ઘણી જાતકપદ્ધતિ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. પદ્ધતિથી કરેલી જન્મપત્રિકાઓનું ભવિષ્ય સાચું પડે છે માટેજ કેશવીની જન્મોત્રી ઉપર વધુ આધાર રહે છે. આ પદ્ધતિના ૪૨ શ્લોક છે જેમાંના દરેક શ્લોકમાં પદ્ધતિની અમૂલ્ય રીતો આપવામાં આવી છે અને સાથે પરિશિષ્ટ પણ આપેલ છે. પરિશિષ્ટમાં જે નિરયન ગ્રહસાધન આપેલ છે તે ગ્રહલાઘવની રીતે કરવામાં આવ્યું છે જેથી નૂતન શીખનારને તે કરવું સહેલ થઈ પડે. આ ગ્રંથ અતિ પ્રાચીન હોઈ તેનું ગણિત અતિ સૂક્ષ્મ છે. માટે દરેક પંડિતવર્ગ—તેમાંએ વિદ્યાર્થીઓને ગણિત શિખવા માટે ગણિતનો આ મોટો ગ્રંથ એક કલ્પવૃક્ષસમાન છે. કીંમત માત્ર ૧–૦–૦.

**भूजलज्ञान**—( વૃક્ષ અને ઔષધિ વર્ગના અઘરા શબ્દના કોષ સહિત. ) આ નામનો મૂળ સંસ્કૃત ને ગુજરાતી ભાષાંતર સાથેનો પાંચ પ્રકરણવાળો ગ્રંથ કચ્છભુજનિવાસી રા. કાનજી મયાશંકર દ્વિવેદીએ પ્રસિદ્ધ કર્યો છે, જેથી હરેક સ્થળે જમીનમાંથી પાણી વિગેરે ક્યાંથી મળી શકે તેમ છે, તેની ખાસ ચોક્કસ તપાસ કાઢી શકાય છે. અને અનાવૃષ્ટિ જેવા દુર્ભિક્ષના કાળમાં તો તે ખેતીના ઉપયોગમાં ઘણો આવી શકે છે. આ ગ્રંથની માત્ર થોડીજ પ્રતો બાકી રહેલી છે, એટલે વહેલો તે પહેલો. છતાં કીંમત ૦–૮–૦ સાધારણ રાખી છે, માટે વાયુચક્રશાસ્ત્રની સાથે આ ભૂજલજ્ઞાન પણ ભાવિફલને કહેનારા જ્યોતિષીઓ માટે ઘણું ઉપયોગિ અને લાભદાયક છે.

## भृगुसंहिता—११ खण्डमां संपूर्ण.

### છુટાં પાનાંમાં ( ભૃગુઋષિએ બનાવેલો ) જ્યોતિષનો અદ્દભૂત ચમત્કારિક અપૂર્વ ગ્રંથ.

આ અપૂર્વ ગ્રંથમાં અગીયાર ખંડ છે: (૧) કુંડલીખંડ, (૨) ફલિતખંડ, (૩) સ્ત્રીફલિતખંડ, (૪) સંતાન–ઉપાયખંડ, (૫) પ્રત્યક્ષ-મૂકપ્રશ્ન, (૬) નષ્ટજ-માંગદીપિકા, (૭) જાતકપ્રકરણ, (૮) રાજખંડ, (૯) નરપતિજયચર્યા, (૧૦) તાત્કાલિક ભૃગુપ્રશ્ન, (૧૧) સર્વારિષ્ટ નિવારણખંડ. આ પ્રમાણે આ પુસ્તકમાં અગીયાર ખંડ છે તેમાં દરેક વિષયો હિન્દી ભાષામાં આપવામાં આવ્યા છે. આ એકજ ગ્રંથની મદદથી હજારો રૂપીઆ મેળવી શકાય છે માટે જરૂર મંગાવશો. આવા મહાન્ ગ્રંથની કીંમત માત્ર રૂ. ૩૦–૦–૦ રાખવામાં આવી છે.

"**केरलीयप्रश्नरत्नम्**"—હિન્દી ટીકા સહિત. આમાં કેરલપ્રશંસા, ગર્ભપ્રશ્નોદાહરણ, નેષ્ટવર્ણ, શુભવર્ણ, મૂકપ્રશ્ન, લાભપ્રશ્ન, ગર્ભપ્રશ્ન, રોગજ્ઞાનપ્રશ્ન, વૃષ્ટિપ્રશ્ન, રતિપ્રશ્ન, ભોજનપ્રશ્ન, ગમનપ્રશ્ન વિગેરે ઘણા વિષયો હોવા છતાં કીંમત માત્ર રૂ. ૨–૦–૦.

**लघुतिथिचिंतामणि**—ઉદાહરણસહિત. આ ગ્રંથ ગ્રહલાઘવના કર્તા ગણેશ દૈવજ્ઞે શકે ૧૪૪૭ માં લખેલો છે. ગ્રહલાઘવના ગણિતમાં અને આમાં વિશેષ અંતર નથી. તિથિપત્રનું નામ પંચાંગ છે. એમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ એ પાંચ અંગો હોવાથી તેને પંચાંગ કહેવાય છે. પંચાંગ શિવાય સર્વ ધાર્મિક અને વ્યાવહારિક વ્યવહાર અટકી પડે છે. દરરોજનાં તિથિ નક્ષત્રાદિક લાવવાનો વિધિ સિદ્ધાંત અને કરણ ગ્રંથોમાં આપવામાં આવેલ છે. પણ એ રીત ઘણીજ લાંબી અને કઠણ હોવાથી એક પંચાંગ બનાવવામાં મહેનત તથા વખતનો ભોગ વધારે આપવો પડે છે તેથી સુગમતાથી તેમજ થોડા વખતમાં કામ થાય તે માટે આ ગ્રંથ લખાયેલ છે. આ ગ્રંથમાં કુલ ૧૯ શ્લોક છે અને તેમાં સારણી સામેલ છે. શ્લોકનું ગુજરાતી

ભાષાન્તર શ્લોકની નીચે આપવામાં આવેલ છે તેમજ સાથે ઉદાહરણ આપેલાં હોવાથી નવા ગણકને ગણિત કરવું ઠીક થઈ પડે છે. રૂ. ૦-૮-૦.

**ताजिकसारसंग्रह**—જ્યોતિર્વિદ્ વૃન્દાવનવિરચિત.

મૂળ શ્લોક, ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત. ૨-૦-૦.

**भावप्रकाश ज्योतिष**—જીવનાથ દેવજ્ઞવિરચિત ગુજરાતી ટીકાસહિત. કુંડલી ઉપરથી ફલાદેશ કહેવાનો સારો સરળ ગ્રંથ. રૂ. ૧-૮-૦.

**हस्तपरीक्षा ( हिन्दी पामिस्ट्री )**—લેખક શ્રીનિવાસ મહાદેવજી પાઠક. આમાં સામુદ્રિક શાસ્ત્રની સારી માહિતી આપવામાં આવી છે. તેમજ આ પુસ્તક પૌર્વાત્ય તથા પાશ્ચિમાત્ય એ બન્ને પદ્ધતિને આધારે લખાયેલું હોવાથી ઘણીજ સહેલાઈથી સમજી શકાય છે. રૂ. ૪-૪-૦.

**सरस्वतीप्रकाश**—૧૭૫ ચિત્રોસહિત. આમાં સ્વપ્નશાસ્ત્ર, હસ્તરેખા, તથા જન્મ તારીખ અને મહીના ઉપરથી દરેક માણસનું ભવિષ્ય જોવાની રીત સારી રીતે સમજી શકાય તે પ્રમાણે આપેલી છે. સાધારણ જ્ઞાન ધરાવનારને ગુજરાતીમાં આ પુસ્તક બહુજ ઉપયોગી છે. કીંમત રૂ. ૩-૦-૦.

**श्रीमहर्षिभगवद्वेदव्यासप्रणीत सामुद्रिकशास्त्र**—શુદ્ધ ગુજરાતી ટીકા સહિત કીંમત રૂ. ૦-૪-૦

**ज्योतिषतत्त्वप्रकाश हिन्दी टीकासहित**—જ્યોતિષી તેમજ જ્યોતિષના જિજ્ઞાસુઓ માટે ફળાદેશ કહેવાનો ઉત્તમ ગ્રંથ. મૂલ્ય રૂ. ૪-૦-૦.

શકે ૧૭૦૧ થી ૧૮૦૦ સુધીનું સો વરસનું પંચાગ રૂ. ૧૧-૦-૦.

શકે ૧૮૦૧ થી ૧૮૬૦ સુધીનું સાઠ વરસનું પંચાંગ રૂ. ૬-૦-૦.

શકે ૧૮૫૧ થી ૧૮૫૫ સુધીનું પાંચ વરસનું પંચાંગ રૂ. ૨-૮-૦.

શકે ૧૮૫૬ થી ૧૮૬૦ સુધીનું પાંચ વરસનું પંચાંગ રૂ. ૧-૮-૦.

**तेजीमन्दीपरीक्षा**—પ્રો૦ કાપડીઆ કૃત. રૂ, સોનું, ચાંદી, એરંડા, અલસી, અનાજ, સુતર વિગેરેની તેજીમંદી કાઢી જાણવા માટે હંમેશ દરેક વર્ષમાં ચાલતું. બહુજ ઉપયોગી. કીંમત રૂ. ૫-૦-૦.